## અર્પણપત્રિકા

# પરમ પૂજ્ય તીર્થ સ્વરૂપ પિતાશ્રી



આપે અનેક દુ:ખ વેઠી બચપણમાં મારૂં લાલન પાલન કર્યું, નીતિ અને સદ્ધર્મના સંસ્કારો છેક બાલપણથી મારા કુમળા હૃદયમાં ઠસાવ્યા. યોગ્ય કેળવણી આપી ઉદર નિર્વાહનુ સાધન કરી આપ્યું. મારા સુખને માટે બીજાં અનેક કષ્ટ વેઠી મારૂં જીવન સુખમાં જાય તેને માટે અહોનિશ ચિંતા રાખ્યા કરી. આ બધા ઉપકારોનો બદલો હું આ જન્મે વાળી શકું તેમ નથી, છતાં આપનું પ્રાતઃસ્મરણીય નામ અને આપનો અપૂર્વ પ્રેમ સંભારી ભગ્ન હૃદયે આપને આ પુસ્તક રૂપે નિવાપાંજલિ ખરા પ્રેમથી સમર્પું છું તે સ્વીકારશો

આપનો
આજ્ઞા ધારક પુત્ર
છ. વિ. રાવળ.



રા. છગનલાલ વિદ્યારામ રાવળ

જન્મ: સંવત ૧૯૧૫ના ફાગણ સુદ ૮.

# પ્રસ્તાવના.

હરકોઇ દેશના પ્રાચીન રીત રિવાજો, લોક સ્થિતિ, સ્વભાવ અને તેમની રહેણી કરણી જોવા માટે કાંઇ પણ આધાર હોય તો તેમની તે વખતની કવિતાઓ અને કાવ્યો છે. તે વિના અન્ય સાધનોમાં તેમના વખતના સિક્કા, તામ્રપટ, શિલાલેખ અને વ્યવહારમાં આવતા બીજા દસ્તાવેજો અને દાનપત્રો હોય છે ખરાં, પણ આવી જડ વસ્તુઓથી તેમના વિષે જોઇએ તેવી પુરતી માહિતી મળતી નથી. ઐતિહાસિક લખાણોમાં ફક્ત રાજાઓની વંશાવળી, તેમણે પ્રસંગોપાત કરેલાં દાન, અને તેમના રાજ્યાભિષેક પછી તેમણે કરેલી લડાઇઓનાં પરાક્રમ, અને વાવ કુવા આદિ લોકોપયોગી કરેલાં પરોપકારનાં કામ, તથા લુખી સાલો કરતાં કાંઇ વિશેષ જાણવામાં આવતું નથી. પણ તેમના વખતના કાવ્યોથી તો તેમના ધર્મો, આચારો, તેમનાં લગ્ન, જનોઇ અને સીમંત વખતના તથા મર્ણોત્તર ક્રિયા વખતના પ્રસંગોની હકીકત પણ જાણવામાં આવે છે. એટલુંજ નહિ પણ તે વખતના વર્ણનો ઉપરથી તેમના મનોભાવો, અને લાગણીઓ, વગેરે બહુ ઝીણી ઝીણી બાબતો પણ જાણવામાં આવે છે. અને તે બહુ તેમના પછી થનારા વિદ્વાનોને તેમ પ્રજાને ઘણું ઉપયોગી થઇ પડે છે. તે વખતના કવિઓએ પોતાની કવિતામાં નવે રસની જમાવટ કરેલી હોવાથી વાંચનાર બંધુઓના મનને શાંતિ, ધૈર્ય, વિવેક, જ્ઞાન, સદાચાર, અને વૈરાગ્ય આવે છે. તેની સાથે એકચિત્તથી વાંચતાં તેમના કર્તા (કવિ) સાથે જાણે વાંચનાર બંધુ પ્રત્યક્ષ વાતચીત કરતો હોય એમ લાગે છે. એટલું જ નહિ, પણ કાવ્યોના રસ સાથે વાંચનારનું મન સેળભેળ થઇ જતું હોવાથી તેમને અપૂર્વ આનંદ થાય છે.

દર રોઇ ખાવ પદાર્થનું વધારે સેવન કરવાથી કોઇ પણ વખતે તેની ઉપર અભાવ થાય છે. પણ આવાં કાવ્યો વાંચવાથી તો અનહદ આનંદ આવે છે તેથી તેની ઉપર કદી અનાદર, કે અભાવ થનોજ નથી ! જેમ જેમ વાંચનાર તેમાં વધારે વધારે નિમગ્ન થતો જાય છે તેમ તેમ તેને તેમાં એટલો બધો રસ પડે છે, કે કેટલીક વાર જમવાનો સમય થયા છતાં પણ તેને ઉઠવાનું મન પણ થતું નથી. પણ આ બધું સહ્રદયી માણસ માટે છે. જેઓ કાવ્યોના આવા રસથી તદ્દન અજાણ્યા હોય છે, તેવા પશુ તુલ્ય માણસને આવો અખંડ આનંદ મળતો જ નથી, ને તેથી જ કેટલાક વિદ્વાનોએ તેમની ગણના પશુઓમાં કરી તેમના જીવતરને જે વ્યથા ગણેલું છે, તે ખોટું નથી. કેટલીકવાર આવા માણસો કાવ્યોના પુસ્તકોને સ્પર્શ કરવા પણ ખુશી હોતા નથી.

ઉપર જણાવ્યા પ્રમાણે રસજ્ઞ માણસને અપૂર્વ આનંદ થતો હોવાથી આ પ્રાચીન કાવ્યોનો ચોથો ભાગ હું આપણા ગુર્જર બંધુઓ અને બહેનોના પવિત્ર ને કોમળ હાથમાં આપતાં આનંદ પામું છું, અને તેમ કરતાં તેમાં જેટલો વખત ગયો તેને હું જીવતરમાં સાર્થક થયેલો માની, ભાગ્યશાળી સમજું છું.

આ ભાગના આરંભમાં આપણા આદિ ભક્તરાજ કવિ નરસિંહ મહેતાનાં છુટક પદ મુકયાં છે ખરાં, પણ તે બધાં લહીઆઓની કલમથી રૂપાંતર થયેલાં છે, એમ કહેવાને જરા પણ હરકત નથી. મહેતાના પોતાના વખતનું એક પણ પદ, હજુ સુધી આ લેખકના જોવામાં આવ્યું નથી. ફકત પાંચમા ને છઠ્ઠા પૃષ્ટે આપેલાં બે પદની ભાષા જોતાં તે કંઇક જુનાં જણાય છે.

આ પછી આપણા માનવંતા અને પહેલા વર્ગમાં પહેલે નંબરે ગણાતા કવિ પ્રેમાનંદભાઇએ રચેલું **"નાસિકેતાખ્યાન"** આવે છે. આ કાવ્ય તેમણે નાની ઉમ્મરમાં ને મોટાં કાવ્યો રચવાનો આરંભ કરતા પહેલાં રચેલું જણાય છે. તેઓ પોતે જ આ કાવ્યના ઇતિશ્રી ભાગમાં ખુલ્લી રીતે જણાવે છે કે:—

**" મેં અજ્ઞાન બાળક રમત કીધી, નથી ગણી જાણયા જોષ. "**

આવી રીતે તેઓ જણાવતા હોવાથી તેમની આ કૃતિ માટે શંકા ઉઠાવવી ઠીક નથી. નિશાળમાં બીજા ધોરણના છોકરાઓની કોપી બુકો જોતાં, તે વખતના એટલે લખવાનો આરંભ કરતી વખતના અક્ષરો સારા આવતા નથી. પણ એજ છોકરાઓના ઉપલા વર્ગના અક્ષરો જોતાં તેનો મરોડ ને સુંદરતા જોઇ આપણે ચકિત થઇએ છિએ. આ પ્રમાણે આ કવિની બાળપણની કવિતા, તેમનાં બીજા કાવ્યો કરતાં વખતે હલકા પ્રકારની હોય તો તેમાં નવાઇ જેવું નથી.

પ્રેમાનંદ કવિનાં કાવ્યો જોતાં મનમાં જરા શંકા ઉત્પન્ન થાય છે. જે પ્રેમાનંદ કવિએ ઓખાહરણ, નળાખ્યાન, ને સુદામા ચરિત્ર રચ્યાં, તેજ પ્રેમાનંદ કવિએ " સાહિત્ય " માસિકમાં હાલ છપાતું ભારત રચ્યું હોય એમ લાગતું નથી. આ વાતનો નિર્ણય કરી જોવા માટે આ એકજ કવિની કહેવાતી બન્ને કૃતિઓ બરોબર વાંચી તુલના કરી જોવાની ખાસ જરૂર છે. તેમ કરવાથી જ વાંચનાર બંધુના મનમાં આ વિષેની ખરી ખાત્રી થઇ જશે. ક્યાં સુદામાખ્યાનના રસની જમાવટ, અને ક્યાં મહાભારતની સામાન્ય અને લુખી કવિતા એક સાધારણ પંક્તિનો

હરકોઇ ખાદ્ય પદાર્થનું વધારે સેવન કરવાથી કોઇ પણ વખતે તેની ઉપર અભાવ થાય છે પણ આના કાવ્યો વાચવાથી તો અનહદ આનંદ આવે છે તેથી તેની ઉપર કદી અનાદર, કે અભાવ થતોજ નથી ! જેમ જેમ વાચનાર તેમા વધારે વધારે નિમગ્ન થતો જાય છે તેમ તેમ તેને તેમા એટલો બધો રસ પડે છે, કે કેટલીક વાર જમવાનો સમય થયા છતા પણ તેને ઉઠવાનુ મન પણ થતુ નથી પણ આ બધુ સહૃદયી માણસ માટે છે જેઓ કાવ્યોના આવા રસથી તદ્દન અજાણ્યા હોય છે તેવા પશુ તુલ્ય માણસને આવો અખંડ આનંદ મળતો જ નથી, ને તેથી જ કેટનાક વિદ્વાનોએ તેમની ગણના પશુઓમા કરી તેમના જીવતરને જે વ્યથા ગણેલુ છે, તે ખોટું નથી કેટલીકવાર આવા માણસો કાવ્યોના પુસ્તકોને સ્પર્શ કરવા પણ ખુશી હોતા નથી

ઉપર જણાવ્યા પ્રમાણે રસજ્ઞ માણસને અપૂર્વ આનંદ થતો હોવાથી આ પ્રાચીન કાવ્યોનો ચોથો ભાગ હુ આપણા ગુર્જર બંધુઓ અને બહેનોના પવિત્ર ને કોમળ હાથમા આપતા આનંદ પામુ છુ, અને તેમ કરતા તેમા જેટલો વખત ગયો તેને હુ જીવતરમા સાર્થક થયેનો માની, ભાગ્યશાળી સમજુ છુ

આ ભાગના આરંભમા આપણા આદિ ભક્તરાજ કવિ નરસિંહ મહેતાના છુટક પદ મૂક્યા છે ખરા, પણ તે બધા લહીઆઓની કલમથી રૂપાંતર થયેના છે, એમ કહેવાને જરા પણ હરકત નથી મહેતાના પોતાના વખતનુ એક પણ પદ, હજુ સુધી આ લેખકના જોવામા આવ્યુ નથી ફક્ત પાચમા ને છઠ્ઠા પૃષ્ટે આપેના બે પદની ભાષા જોતા તે કંઇક જુના જણાય છે

આ પછી આપણા માનવંતા અને પહેલા વર્ગમાં પહેલે નંબરે ગણાતા કવિ પ્રેમાનંદભાઇએ રચેલું "નાસિકેતાખ્યાન" આવે છે. આ કાવ્ય તેમણે નાની ઉમ્મરમા ને મોટાં કાવ્યો રચવાનો આરંભ કરતા પહેલા રચેલું જણાય છે. તેઓ પોતે જ આ કાવ્યના ઇતિશ્રી ભાગમા ખુલ્લીરીતે જણાવે છે કે –

**" મેં અજ્ઞાન બાળક રમત કીધી, નથી ગણી જાણ્યા જોષ. "**

આવી રીતે તેઓ જણાવતા હેવાથી તેમની આ કૃતિ માટે શંકા ઉઠાવવી ઠીક નથી. નિશાળમા બીજા ધોરણના છોકરાઓની કોપી ખુમે જોતા, તે વખતના એટલે લખવાનો આરભ કરતી વખતના અક્ષરો સારા આવતા નથી. પણ એજ છોકરાઓના ઉપના વર્ગના અક્ષરો જોતા તેનો મરોડ ને સુદરતા જોઇ આપણે ચમ્તિ થઇએ છિએ. આ પ્રમાણે આ કવિની બાળપણની કવિતા, તેમના બીજા કાવ્યો કરતા વખતે હનકા પ્રકારની હોય તો તેમા નવાઇ જેવુ નથી

પ્રેમાનદ કવિના કાવ્યો જોતા મનમા જરા શકા ઉત્પન્ન થાય છે. જે પ્રેમાનદ કવિએ ઓખાહરણ, નળાખ્યાન, ને સુદામા ચરિત્ર રચ્યા, તેજ પ્રેમાનદ કવિએ " સાહિત્ય " માસિકમા હાલ છપાતુ ભારત રચ્યુ હોય એમ લાગતુ નથી આ વાતનો નિર્ણય કરી જોવા માટે આ એકજ કવિની કહેવાતી બને કૃતિઓ બરાબર વાચી તુનના કરી જોવાની ખાસ જરૂર છે તેમ કરવાથી જ વાચનાર બધુના મનમા આ વિષેની ખરી ખાત્રી થઇ જશે કયાં સુદામાખ્યાનના રસની જમાવટ, અને ક્યા મહાભારતની સામાન્ય અને લુખી કવિતા એક સાધારણ પક્તિનો

કવિ, જેવાં જોડકણાં જોડે, તેવી આ ભારતની કવિતા દેખાઇ આવે છે. ખરૂં જોતાં ગદ્ય કરતાં તે પદ્યમાં જ છે એટલું જ. બાકી તેનામાં ને ગદ્યમાં જરા પણ ફેર નથી.

સાંભળવા પ્રમાણે કવિ પ્રેમાનંદના વખતમાં જ ને તેમનાજ વતનમાં તેમ તેમની ન્યાતમાં આ નામના બે ત્રણ કવિઓ થઇ ગયા કહેવાય છે. આશ્ચર્ય જેવું છે, કે આ ત્રણેના પિતાશ્રીનાં નામ પણ એકજ હતાં. આ વાત જો ખરી હોય તો, આ ત્રણે કવિઓની કાવ્ય રચના જુદી જુદી હોય એ દેખીતું છે. જ્યાં સુધી આ વાતનો પાકો પુરાવો, કે કોઇ જાતનો લેખી આધાર મળ્યો નથી, ત્યાં સુધી આ વિષે ખરી હકીકત શી છે તે બરોબર કહી શકાય નહિ.

ખરૂં જોતાં પ્રેમાનંદ કવિની કવિતા ઘણા ઉચા પ્રકારના હોવા છતાં તે એકદેશિય છે. સર્વદેશિય નથી તેમની કવિતાનાં વખાણ બારોબાર કરનારામાંથી ઘણા ખરા આપણા ગુજરાતમાંના ઉંચ કોમના હિંદુઓજ છે તે વિના ગુજરાતી લોકમાં તેમની કવિતા અન્ય વર્ણના તેમ અન્ય ધર્મના બીજા કોઇ પુરેપુરી જાણતા હોય, કે સમજતા હોય એમ લાગતું નથી. કવિ નર્મદના મત પ્રમાણે ( કોની કોની છે ગુજરાત ) ફક્ત ઉંચ કોમના હિંદુઓ એજ ગુજરાતના ગુજરાતીઓ નથી પણ જે લોકો ગુજરાતી ભાષાને માતૃ ભાષા સમજીને જે બોલે છે તે તે બધા ગુજરાતીઓજ છે. પછી તેમાં ભલેને મુસલમાનો, જૈનો, ખોજાઓ, મહેમણો ખ્રિસ્તિઓ, કે લોટીયા વહોરાઓ હોય.

આટલા માટે આપણે પ્રેમાનંદના કાવ્યોની જરા ઉપલક તપાસ કરી જઇએ, જેથી સત્ય હકીકત જણાઇ આવે.

ચંદ્રહાસ આખ્યાનના કાવ્યમાં આવેલાં પાનો જેવાં કે, નરનારાયણ, સુધાર્મિક, પ્રદ્યુમ્નિ, શાલિગ્રામ, પિનાકપાણુ અને વિષયાને ઇલાવનો બરજોરજી, નવસારીનો પીરોજશાહ કે ભરૂચનો બમનશાહ મોદી શેઠ સમજી શકશે કે ?

અભિમન્યુ આખ્યાનમાં આવેલાં પાત્રો–ઉત્તરા, અહીલોચન, અપદાનવ, જરાસંધ અને હેડંબાને મોરબીનો અલારખીયો મેમણ ભાગ્યેજ જાણી શકશે.

મદાલસાના કાવ્યમાં આવેલા, દુર્વાસા, વિશ્વામિત્ર સપ્ત ઋષિ, ધ્વજકેતુ, ગાલ્વવ, પાતાલકેતુ અને તાલકેતુને પોરબંદરના ખોજા શેઠ શાલે મહંમદ, કે મહુવાના કાસમ શેઠ સમજે તો તેમનું પૂર્ણ ભાગ્ય સમજવું.

વામન ચરિત્રમાં આવેલાં–વૈવસ્વ, કશ્યપ, શુક્રાચાર્ય, ધ્રુમ્રકેતુ, જયંત, બીડાલાક્ષ, રાહુ, અને જાનકોપને સિદ્ધપુરનો મહંમદઅલી કે કપડવણજનો સુલતાનઅલી શેઠ ન સમજે તો તેમા તેમનો વાંક નથી.

ઋશ્ય શૃંગાખ્યાનમાં–વિભાડક, લોમસ, અજાતશત્રુ, શૃંગી ઋષિ, લોમપાદ, બૃહદ્રથ, અને નવદુર્ગા, વિષે ભરૂચ જીલ્લામા એની કરતા જીતાલી ગામના વહોરાઓ કાઇ જાણે છે કે ?

દ્રૌપદી હરણમા–ખટુક ભૈરવ, કાર્ત્તિક સ્વામી, ઉષા, જયદ્રથ, મેઘનાદ, શકુની, હિરણ્યાક્ષ અને શાલ્વના પાત્રો, ઓરસદ કે, આણંદનો એક દેશી ખ્રીસ્તિ સીમન જરા પણ જાણી કે સમજી શકતો નથી.

હરિશ્ચંદ્ર આખ્યાનમા આવેલા પાત્રો–કૌશિક, જૈમિનિ અને પુરંદરને મીયાંગામ કરજણનો શેખ મહમદ, કે પાટણનો યાકુબ હુસેન જરાએ જાણતો નથી.

આજ પ્રમાણે દેવી ચરિત્ર, માર્કંડેય પુરાણ, રણયજ્ઞ, ઓખાહરણ, નળાખ્યાન, મહેતાના બાપના શ્રાદ્ધનુ કાવ્ય અને હુંડી વગેરેનુ પણ સમજી લેવુ *

સંસ્કૃતના ગ્રંથોનો આધાર લેઇ આ કવિએ પોતાના બધા કાવ્યો રચવાથી આ પ્રમાણે થયું છે કવિ શામળભટ્ટ પેઠે તેમણે પણ જો સંસાર વ્યવહારમાં ઘણી ઉપયોગી થાય એવી બીજી કેટલીક છુટક કવિતા રચી હોત તો આવી રીતે તેમની કવિતા એકદેશિય થાત નહિ તેમ હમણાના કરતાં તે વધારે ફેલાવો પામત

પ્રેમાનંદ ભટ કવિના આ કાવ્ય પછી વૈષ્ણવ લોકોને અતિ પ્રિય એવું 'મથુરા લીલાનુ, કાવ્ય આવે છે તેનો પૂર્વાર્ધ ભાગ પ્રા કા સુધાના ત્રીજા ભાગમા આવી ગયાથી તેના કર્તા કવિ કેશવદાસની જેટલી મળી તેટલી હકીકત તે ભાગમા આપવામા આવી છે, તેમ છતા અહિ ઉતરાર્ધ ભાગ પુરો થવાથી કાવ્યના ઇતિ શ્રી ભાગમા કવિએ પોતાના હાથે જે હકીકત આપી છે તે વાચનાર બંધુઓના ધ્યાનમા આવશે

આ પછી મોલેસલામ મુસલમાન ગરાસીયા કવિ રાજે ભક્તની કવિતા દાખલ કરવામા આવી છે આ કવિના જીવન

---

* પ્રેમાનંદ કવિ વિષે જરા પણ નમતું બોલવાથી કોઇક સાહિત્ય રસિક એકદમ ભડકીને ફફડી ઉઠે છે, પણ દરેક માણસને પોતાનો મત દર્શાવવા માટે સંપૂર્ણ છુટછે ને હોવીજ જોઇએ.

પ્રેમાનંદભાઇ માટે આ લેખકને માન છે, તો પણ સત્યતાની ખાતર કહેવુ જોઇએ કે આ કવિની સાથે લગભગ સરસાઇ કરે એવા કેટલા કવિ થઇ ગયા છે (કવિ વિશ્વનાથ જાની કૃત મોસાળુ ને નાકરનુ નળાખ્યાન તેના કાવ્ય કરતા ઉતરે તેવા નથી) પણ થયું એમ કે, આ કવિના કાવ્યો વહેલાં છપાઇ ગયા, ને ત્યાર પછી બીજા કેટલાક અપ્રસિદ્ધ કવિના કાવ્ય બહાર આવ્યાં, એટલે પ્રથમ લોકોના મનમા જે વાત રમી રહી તે હવે નીકળતી નથી.

ચરિત્રનો લેખ અને તેનીજ બધી કવિતાનો સંગ્રહ, પ્રાચીન કાવ્ય સુધાના પાચમા ભાગમા છપાતો હોવાથી અહિં તેમના માટે વિશેષ લખવાની જરૂર નથી.

આ કવિની કવિતાના આરંભમાં દૂતી સંદેશ ને બોધ વચનનુ કાવ્ય આપ્યું છે. કવિએ આ કવિતાનું સવૈયા—વાતડ—ચાલ ઘુવદી નામ આપ્યું છે ખરૂં, પણ તે બધા મનહર કે કવિત છે

આ કવિનું આ કાવ્ય જડયુ ન હોત, અથવા તેમણે તેમા પોતાનુ નામ ના આપ્યું હોત તો આ કવિતાની ભાષા શૈલી મર્મ કવિ દલપતરામભાઇની શૈલીને ઘણી જ મળતી આવતી હોવાથી તે તેમની કૃતિ છે, એમ વખતે ગણાઇ જાત

કેટલાક લેખકો હાલ જોઇએ તેવી પાકી શોધ કર્યા વિના અમુક જાતનો છંદ અથવા અમુક જાતનો તે દેશી રાગ, અમુક કવિએજ પહેલ પહેલો આપણી ભાષામા દાખલ કર્યો, એમ નિઃસંદેહ રીતે કહેવા નીકળ્યા છે, તેમના માટે આ મનહર છંદનુ કાવ્ય એક ઉદાહરણ રૂપે છે તેઓ આ પ્રમાણે કહેવા નીકળતા પહેલા જો પુરેપુરી તપાસ કરતા હોત તો તેમનું આ કહેવું ખરું પડત પણ અધુરી તપાસે કરેલી તપાસણી તે અધુરી જ રહે એ દેખીતું છે. પહેલા કેટલાક કહેતા હતા કે 'ગજલ' તો કવિ બાળાશંકર કંથારીયા એજ પહેલ વહેલી આપણી ભાષામાં રચી. પણ તપાસ કરતા જણાય છે, કે તેવીજ ગજલો કવિ દયારામ ભાઇએ પણ બહુ બનાવી છે ગરબા તો પ્રથમ વલ્લભ ભટ્ટે રચ્યા, પણ તે ખરૂં નથી ગરબાને રાગે ગવાતી કવિતા તો આદ્યકવિ નરસિંહ મહેતાએ પણ રચેલી છે[૧]

૧ આ વિષે આ લેખકનો ૧૯૬૫ ના વસંતમા આપેલો લેખ જોશો.

હમણા એક પ્રખ્યાત વિદ્વાને પોતાના ભાષણમા જણાવ્યું, છે, કે આપણી ભાષામા ગરબી તો પહેલ વહેલી કવિ દયારામે જ દાખલ કરી

તેમનુ આ કહેવું પણ બરોબર નથી ગરબીના રાગે ગવાતી કવિતા (પછી તેનુ જુના વખતમા ગમે તે નામ હોય, ને ગમે તે નામથી ઓળખાતી હોય ) તો ઠેઠ ભાલણ કવિના વખતથી ઉતરી આવી છે તે વખતે તેને લોક ગરબી કહેતા નહિ, તે ઉપરથી તેના રાગની કવિતા હસ્તીમાજ ન હતી, એમ કહેવુ એ ઠીક નથી. ધારો, કે હાલના લોટાને જુના વખતના લોકો કળશીયા (કળશના આકારના હોવાથી ) કહેતા હતા, તેને પછી ઘણે કાળે એક જણે લોટા મહોવા માડ્યું, ને ત્યારથી કળશીયા શબ્દને ઠેકાણે લોટા શબ્દ વપરાયો આજ પ્રમાણે દયારામ કવિની ગરબી વિષે સમજવુ ગરબીના રાગની કવીતા તો હતીજ, પણ લોક તેને અમુક રાગની કવિતા કહેતા હતા. તેને જ કવિ દયારામ ભાઇએ ગરબીનુ નામ આપ્યુ એટલુજ તેમણે નવીન કર્યું. જેમ રા બા કે હ ધ્રુવે, વનવેલી, શ્રી મનહરરામભાઇએ રામાયણમાનો ' રામ છદ ' ને નવલરામ ભાઇએ પોતાના મેઘદૂતના કાવ્યમા નવો રચેલો ' મેઘ છદ ' કે શ્રી બળવતરાય ઠાકોરના ગદ્યપદ્ય જેવી નવી રચના કવિ દયારામભાઇએ નવી શોધી કાઢી નથી પણ એક જુની ચાલતી આવેલી ગોડી રાગની કવિતાનુ તેમણે ગરબી નામ પાડ્યુ છે મતલબ કે તેમણે પોતાની કલ્પનાથી કોઇ નવો રાગ કલ્પી કાઢી તેને ગરબી નામ આપ્યુ નથી, એટલે કે તેમની ગરબી રાગની કવિતા, એ એક નવીન કૃતિ નથી પણ એજ રાગની એક જુની કવિતાનુ તેમણે ગરબી એ નવુ નામ પાડ્યુ છે, એટલુ જ

કવિ ભાલણે પણ આ દયારામ ભાઇ કૃત ગરબીના રાગની જે કવિતા બનાવી છે તેના માટે નીચેનો દાખલો બસ થશે

કે. ડૉ. હરિલાલભાઈ ધ્રુવે સન ૧૮૮૪ ના ફેબ્રુવારીના આર્યજ્ઞાન વર્ધક માસિકમાં કવિ ભાલણ અને દયારામભાઇ કવિનો લેખ આપ્યો છે. તેમાંની ભાલણ કૃત ભાગવત દશમ સ્કંધની કવિતા આ પ્રમાણે છે.

**ભાલણ કવિ કૃત પદ. ( ૧૨૭ )**

રાગ ગોડી.

" કહેરે મુંહને કાંમ્યની કયાંહાં તું સાહસ ભરાંણી જી,
પરણેવો એમ કયાંહાં વન્યો જે ભમરિ એહુ બીન્જાણી
સાચું બોલોની.
રાધા કહે ભૂલી પડી વાટ મેં નબ્ય જાંણી જી.
વનમાંહે બેહેની એકલી અતિસે ત્યાંહાં ઉન્જાંણી.
સાંભલ્ય સજની જી.
નેમ મહારે એહવો છે જે પર પુરૂષ ભાઇ બાપજી,
**ભાલણ** પ્રભુ રઘુનાથજીને નામે જાય બા (૧૫ા) ૫
સાંભલ્ય સજની જી. (૧૯)

આ કવિતા તેમણે ગ. વ. સોસાઇમાંની ભાલણ દશમ સ્કંધ ભાગવતની હસ્તલિખિત પ્રતમાંથી લીધી છે. જે વિ. સં. ૧૭૫૫ માં લખાઇ છે.

હવે આપણા વૃદ્ધ સાક્ષર શ્રી રા. બ. હરગોવિંદદાસભાઇ કાંટાવાળાએ ભાલણ કવિનો દશમ સ્કંધ છપાવ્યો છે. ૧ તેમાં આ ૧૨૭ સું પદ આવેલું જણાતું નથી, પણ તેનું ૧૩૮ સું પદ આજ રાગનું હોવાથી તેનો થોડોક ભાગ આ નીચે આપ્યો છે.

---

૧ રા. બ. હરગોવિંદદાસભાઈએ આ દશમસ્કંધ રા. ઘનશ્યામ બાપુભાઈ, અને નરભેરામ જમિયતરામની આપેલી હસ્તપ્રતો ઉપરથી છપાવ્યો છે. જેમાંની પહેલી હસ્તપ્રત વિ સ. ૧૭૭૦ ના વૈશાખ સુધ ૧૦ મે લખાયેલી છે.

"ઘેલી થઇ રે કામિની, તું શા માટે રીસાણીજી,
ઘર સ્વજન લજ્જા તજીને, જેને કાજે આવી.
હઠ ન કીજે જી
ચતુરપણું ભલુ તાહરું, નંદ કુંવર વશ કીધા જી,
લાવો માનુષ દેહનો, તે સઘળો તેં લીધો
હઠ ન કીજે જી.
પૂર્વ જન્મ પ્રતાપથી તુ, પુન્યે કરી પામી જી,
ભાલણ પ્રભુ રઘુનાથ એવો, કયમ થયો છે કામી "
હઠ ન કીજે જી."

સ્વ. ડૉ હરિલાલભાઇ ધ્રુવની આપેલી ભાલણની કવિતા સાથે સરખાવવા માટે તેમણે કવિ દયારામભાઇની રચેલી આજ કવિતા આપી છે જે કવિ નર્મદ વાળા દયારામ કૃત કાવ્ય સંગ્રહમાથી નીચે ઉતારી છે (ગુ. પ્રેસનું દયારામ કાવ્ય સંગ્રહ આવૃત્તિ ૪થી. પૃષ્ટ ૧૫૯)

"સાભળ રે તું સજની મ્હારી, રજની કયા રમી આવી જી
પરસેવા તુંને કયા વળ્યો, તારી ભમ્મર કહા ભીજાણી
સાચૂં બોને જી.
મ્હારે એવી પ્રતિજ્ઞા જે, પર પુરૂષ ભાઇ બાપજી,
દાસ દયાના સ્વામીને ભજતા, ભવની ભાવટ જાય [1]
સાભળ સજની જી.

---

૧. આજ કવિતા કવિ નરસિંહ મહેતાની રચેલી આ લેખકના હાથમા આવી હતી જેનુ કદ ભાલણ અને દયારામની આ આપેલી કવિતા કરતા લગભગ બેવડું હતુ. એનું નરસિંહના મુકાબલો કરતા માલમ પડયું હતુ. બૃ કાવ્ય દોહન માટે આ કવિતા ગુ. ના આદ્ય તત્રી ઇચ્છારામ ભાઇ ઉપર મોકલી હતી જે હજુ સુધી તેમા, કે નરસિંહ મહેતાના કાવ્ય સંગ્રહમા છપ઼ાઇ નથી

આ ઉપરથી જાણવામાં આવશે, કે ગરબીના રાગની કવિતા પ્રથમ દયારામભાઇએ જ નવી રચી નથી, પણ તેમના પૂર્વે થઇ ગયેલા કવિ ભાવણના વખતમાં પણ હતી. એટલું જ નહિ પણ કવિ રાજે, કવિ મોતીરામ ને કવિ જદુનાથ વગેરે બીજા ઘણાક કવિઓએ કેટલીક ગરબીઓ રચી છે. પણ આટલાથી સંતોષ માની, તેમ સ્થળ સંકોચને લીધે તે આપી નથી.

ઉપરની હકીકત આપતાં પુસ્તકની મૂળ પ્રસ્તાવનામા સ્થળાંતર થયું ખરૂં. તેના માટે વાચનાર બધુ મોટું મન રાખી માફ કરશે, એટલું માગી લેઇ હું હવે પ્રસ્તાવનાનો ભાગ આગળ ચલાવું છું.

રાજે કવિના આ કાવ્ય પછી તેના રચેલા દ્વાદશ મહિના આપ્યા છે. તેની ભાષા જોતા તેના રચેલા દૂતી સંદેશ અને બોધ વચન તથા બીજાં કાવ્યોથી તે સહજ જુદી પડે છે, તેનું કારણ એ જણાય છે, કે લહીયાએ અસલ ઉપરથી નકલ ઉતારતી વખતે તેમા ફેરફાર કરી પોતા ( લહીયા ) ના વખતની ભાષા વાપરી છે, ને તેમ થવુ એ સ્વાભાવિક છે જે અસલ ચોપડામાથી આ કાવ્યો લેખકે ઉતારીને છપાવ્યા છે તે ચોપડામાથી આ મહિના ઉતાર્યા નથી, પણ બીજી એક ચોપડીમાથી ઉતારી લીધા છે

આ મહિના ઘણા રસિક, ને જુસ્સાદાર એક ધારી ભાષામા રચાયેલા છે.

તેની પછી તેનુ જ વૈરાગ્યબોધનું કાવ્ય કવિએ કુડળીયા છંદમા રચ્યુ છે. તે ઉપરથી જણાશે, કે જુના કવિઓમાથી કેટલાક કવિઓ આવા અક્ષરમેળ છંદોથી પુરેપુરા માહિતગાર હતા.

ત્યાર પછી હાલમા વિશેષ પ્રખ્યાતીમા આવતા વૈશ્ય કવિ **નાકરના** રચેના મહાભારતમાથી **આદિક પર્વ** આપ્યુ છે આ કાવ્યની બીજી પ્રત મળી નથી અથવા કહો, કે તે મેળવવા માટે પુરતો પ્રયત્ન કર્યો નથી કારણ કે વિ સં. ૧૭૪૦ મા લખાયેલી પ્રત બહુ શુદ્ધ અને ભરુસો રાખવા લાયક હોવાથી તેની ઉપરથીજ આ કાવ્ય છપાવ્યુ છે આ કવિ વિષે આજ કાલ બહુ બોલાય છે તેમ લખાય છે, તેથી તેના વિષેની વિશેષ માહિતી આપવા જેવુ નથી. સાક્ષર શ્રી અબાલાલ બુલાખીરામ જાની બી એ એ બૃહદ્ કાવ્ય દોહનના આઠમા ભાગમા તેમની પૂર્ણ માહિતીવાળો એક ઉત્તમ લેખ આપ્યો છે તેનાથી વધારે ખબર આ લેખકના જાણવામા આવી નથી

આ કાવ્યમા જે જે જુના શબ્દો જેવામા આવ્યા, તેને બધા કાયમ રાખવામા આવ્યા છે દાણી, નવિ, દો, ઉફરા, ભાજ્ય, ઠાર ( ઠેકાણુના અર્થમા ) જવ, ઉમેકયા, મીટ, થ્યા, માનુભાવ, ઉગવ્યા, હવિ, વેહિલા મ (નગર વાચકના અર્થમા) ઇધણુ, ને કાહાથ્યુ વગેરે શબ્દો, કવિના પોતાના વખતના જણાય છે

આ પછી જૈન કવિ **જ્ઞાનાચાર્ય** કૃત બિલ્હણુ ને શશિકેના પચાશિકાનુ શૃગાર રસથી રેલતુ ગ્સેશ કા મ આપ્યુ છે કાવ્યની ભા ા કાયમ રાખી, બનતી રીતે તેની યો ય ન્ચના કરી છે તેમ કઠિન શબ્દો માટે પુસ્તકના છેડે શબ્દ પૂર્તિ । પણ આપવામા આવી છે

તે પછી કવિ **ગોવિંદરામ**નુ રચેલુ હરિનકાખ્યાન આવે છે. આ કવિએ કલિયુગના ધર્મની કવિતામા સવત્ ૧૮૩૭ ની સાલ આપી છે ( સવત અઢા- સા ત્રીસે ગાયો, કલિજુગનો

મહિમાય છે ) ને આ આખ્યાનમાં વિ. સં. ૧૮૫૬ આશો સુદિ સપ્તમીને ગુરુવાર આપ્યો છે. બૃહદ્ કાવ્ય દોહનના બીજા ભાગમાં તેને વિ. સં. ૧૮૭૦ સુધી હયાત ગણ્યો છે. એનાં રાધાહાર ને સતભામાના રૂપણાના રસિક, ને લોકપ્રિય ન્હાનાં કાવ્યોમાં રચ્યા સાલ આપી નથી.

બૃહદ્ કાવ્ય દોહનના બીજા ભાગમાં એને ભરૂચ જીલ્લાના આમોદનો વતની, ને જ્ઞાતે સહસ્ત્ર ઉદીચ્ય જણાવ્યો છે, ત્યારે આ કાવ્યના દ્વિતિયી ભાગમાં તે પોતાને બાજ ખેડાવાળ બ્રાહ્મણ જણાવી પિતાનું નામ રાજારામ આપે છે. વતન નગીનાબાદ જણાવ્યું છે. પણ તે હાલના કયા ગામનું નામ હશે તે સમજાતું નથી. આ ગામને નવ દરવાજા વાળું લખવાથી વખને તે કોઇ એક મોટું શહેર હશે. ( નવ દરવાજા મધ્યે રહેવું, નગ્ર નગીનાવાદજી. )

તેના પહેલા ગુરુનું નામ કલ્યાણ, ને બીજાનું નામ પ્રીતમ છે. આ બન્ને ગુરૂ પણ પ્રખ્યાત કવિઓ હતા. ( કલ્યાણ ભક્ત પ્રથમ ગુર છે, સદગુર પ્રીતમ પ્રકાશજી )

વડોદરા મુકામે ભરાયેલી ગુજરાતી ચોથી સાહિત્ય પરિષદ્‌ના અહેવાલના પૃષ્ટ ૪૪૪ મે આ લેખકનું જુના કવિઓની હકીકતનું એક મોટું પત્રક છપાયું છે, તેમા ગોવિંદદાસ, ગોવિંદો, અને ગોવિંદરામ, નામના ત્રણ કવિઓની હકીકત આપી છે તે જેનાં આ નામના કવિઓની હકીકત લખતાં તેમના કાવ્યો માટે કેટલીક વાર શકાઓ ઉઠે છે રાધાહાર અને સતભામાના રૂપણા પાછળ કવિ ગોવિંદદાસ નામ છે, રમણજીનાં છુટક પદ, અને જ્ઞાનરેંટીયાનાં કાવ્યો પાછળ ગોવિંદો છે, ત્યારે કળિયુગનો ધર્મ, ઉમિયા શિવ સંવાદ, રાવણને વિભિષણ, હુક્કા વિષેનું

કાવ્ય, અલ્લીખાંં પઠાણ, અને નરસિંહ મહેતાનાં પદ તથા આ કાવ્ય 'પાછળ ગોવિંદરામ નામ આપેલું છે. ઘણું કરીને ગોવિંદદાસ ને ગોવિંદરામ એ એક જ નામના કવિ થઇ ગયા હશે.

આ કવિના સબંધમાં વિશેષ જોવા જેવું એ છે, કે આ કાવ્યની, આ લેખકને મળેલી હસ્તલિખિત પ્રત કવિના પુત્ર વલ્લભે વિ. સં. ૧૮૭૬ ના પ્રથમ આશો સુદિ તેરશને દહાડે જાતે લખાવેલી છે, ને તે એકલી જ પ્રત ( ભરસો રાખવા જેવી હોવાથી ) ઉપરથી આ કાવ્ય છપાવ્યું છે. પાઠાંતર મેળવવા માટે બીજી હાથ પ્રતો મેળવવાની વાટ જોઇ નથી. કવિ પોતે તો પોતાના આ ચિરંજીવીને આ કાવ્યના એક લેખક તરીકે જણાવે છે.

**વલણ.**

" ગોવિંદરામ કહે કથા, ગુરૂજન ગુરૂ સમાન,
**ચિરંજીવી વલ્લભ સુતુ, લેખક કૃપા નિધાન.** "

તે પછી **મીરાંબાઇનાં** છુટક પદ આપ્યાં છે.

તેની આગળ સ્ત્રી કવિ ( કવિતાણી ) **ઇંદ્રાવતી** બહેનનું ઋતુવર્ણનનું કાવ્ય આવે છે. તેની ભાષા કંઇક કર્કશ છતાં એક સ્ત્રી કવિનું આ કાવ્ય વાંચવા લાયક છે. કોઇ કોઇ સ્થળે ઘણી ઉત્તમ પ્રકારની કવિતા જોવામાં આવે છે.

આ ઋતુવર્ણન પછી તેના કળશનું નાનું સરખું કાવ્ય પણ ઘણું સારૂં છે. મળેલી અસલ હસ્તલિખિત પ્રત મીરાંબાઇના પિયર મેડતા ( મેવાડ ) માં લખાયેલી હોવાથી લહીયાએ વ્યાકરણ દોષ ઘણા કર્યા છે. તેમ કોઇ કોઇ સ્થળે મેવાડી શબ્દો સહજ જોવામાં આવે છે

હાલમા કામ કામ ચર્ચાતુ ને દેશના ઉદ્ધારક તરીકે ગણાતું **રતનબાઈ**ના રેંટીયાનું આપેલું પદ, 'નવજીવન' માથી ઉતારી લેવામા આવ્યુ છે.

શહેરા તાલુકે ગોધરાના **મોતિરામ** કવિના જ્ઞાન તથા ભક્તિમાર્ગના પદ, તેની કવિતાના સમ્રહમાથી ચુંટી કાઢીને છપાવ્યા છે,

સુરતી **ભોજા** ભક્તકૃત દ્વાદશ મહિના ઘણા અસરકારક ને વાચવા લાયક છે

**જદુરામ** કવિનું રચેલુ રામ વિરહનુ ન્હાનું કાવ્ય કરૂણા રસથી ભરેલુ હોવાથી વાચવાને મન થાય તેવુ છે.

કવિ **જીવણદાસ**ની શીખામણુની ગરબી અને બીજા પાચ પદ પણ પસદ કરીને ચુંટી કાઢયા છે તે પોતાને વાત્રક નદી ઉપર આવેલા મચ્છનગરનો રહેનાસી જણાવે છે " ( વેત્રવતી ઉપકંઠે રહે છે, મચ્છનગરમાં વાસજી ) " આ મચ્છનગર કયા આવ્યુ, ને હાલમા તે કયા નામથી જાણીતુ છે તે જાણવામા આવ્યુ નથી.

કવિ **દયારામભાઇ**ના ૭ પદ આ પુસ્તકમા આપ્યા છે આ કવિની ઘણી ખરી કવિતા પ્રસિદ્ધ થઇ જવાથી આ પદોને શોધવા માટે અગ્યાર હસ્તલિખિત પુસ્તકો તપાસવા પડ્યા હતા આ બધી પ્રતો ચાદોદ, નાંદોદ, કર્નાલી અને તેની આસપાસના ગામોમાથી મળી હતી તેમા સૌ કરતા કર્નાલીના કે **ઉત્તમરામ પ્રભુરામની પ્રત** વધારે શુદ્ધ હતી

છેલ્ને આપેલી પ્રસ્તાવિક કવિતામાથી થોડોક ભાગ, એક બારોટના હાથના લખેલા ચોપડામાથી લીધો હતો, અને બાકીનો ભાગ જુનાગઢની એક જૈન આરજા ( આર્યા ) શકુરબાઇની હાથની લખેલી ચોપડીમાથી લીધો છે

આ પુસ્તકને મુંબઇ નિવાસી પ્રાચીન શોધખોળ માટે ઘણા પ્રખ્યાત થએલા ને મરાઠી ઐતિહાસિક નૉવેલોના કર્તા રાજ્યરત્ન રો. શ્રી **પુરુષોત્તમભાઇ વિશ્રામ મહાવજી જે. પી** એ જે ઉદાર આશ્રય આપ્યો છે, તેને માટે તેમનો મદદ ઉપકાર ખરા દિલથી માનવામા આવે છે. આ વિદ્યારસિક અને વિદ્વાનોને મદદ આપનાર આ શેઠે જો આ કામમા આવો આશરો ન આપ્યો હોત તો આ લેખકના જુના હાથના લખેલા પુસ્તકોનો તેમ તેની ચોકખા અક્ષરે છાપવા લાયક કરેલી નકલોનો જરા પણ ઉપયોગ થાત નહિ, તેમ તે અંધારામા એમના એમ પડી રહી, છેવટે કોઇ કાળે નાશ પામત.

આ સિવાય આ કામમા સાક્ષર શ્રી રા બ **કેશવલાલભાઈ હર્ષદરાય ધ્રુવ** બી. એ એ તથા ગુજરાત વિદ્યાપીઠના ગુજરાતીના અધ્યાપક ઉત્સાહી ભાઇ **હરિનારાયણ આચાર્ય** બી. એ. એ તથા મુંબઇના પ્રખ્યાત સોલીસીટર શ્રી **નગીનદાસ ત્રિભુવનદાસ** માસ્તર બી એ. એલ્. એલ. બી. એ જે કીમતી સલાહ ને યોગ્ય મદદ આપી છે તેને માટે પણ આ લેખક તેમનો મોટા આભાર માને છે. પ્રુફ તપાસવામાં **ભાઇ હીરાલાલ વિધારામ રાવળે** કેટલીક મદદ આપેલી હોવાથી તેથી તેમનો પણ ઉપકાર માનવા જેવું છે

એકંદર રીતે બનતા પ્રયત્ને આ પુસ્તક તૈયાર કરવામા આવ્યું છે તે જો ગુજરાતી બંધુઓ અને બહેનોને કંઇક પણ ઉપયોગી થશે તો આ લીધેલો શ્રમ કઇક સાર્થક થયેલો માની પેનશનનો નવરાશનો વખત કઇક સારા કામમા ગયો એમ જાણી ખુશી થઇશ.

**લુણાવાડા.** | સાક્ષરોનો ચર્ણરજ સેવક
તા ૧૧-૫-૨૫ | **છગનલાલ વિધારામ રાવળ.**

## બિલ્હણ અને શશિકલા પંચાશિકાની

# ટુંકી નોંધ.

કાશ્મીર દેશનો પંડિત કવિ બિલ્હણ પોતાનું વતન છોડીને નીકળ્યો, ત્યારે કેટલોક વખત તે પંજાબના હાકેમ ક્ષિતિપતિ અથવા ક્ષિતિપાલના દરબારમાં રહ્યો હતો. આ વખતે તેને ક્ષિતિપાલની પુત્રી સાથે સ્નેહ બંધાયો; અને આ વાત પાછળથી જાણવામાં આવી, તેથી આ કવિને પંજાબ છોડવું પડ્યું. એ સ્નેહ સંભારી મોહાંધ કવિ બિલ્હણે સંસ્કૃતમાં બિલ્હણપંચાશિકા નામનું કાવ્ય રચ્યું, જે અદ્યાપિ એક લોકપ્રિય કાવ્ય ગણાય છે. આ કાવ્યમાં રાજકુમારી સાથે ભોગવેલા ભોગનું બિલ્હણના મુખનું ઉન્માદક ચિત્ર છે.

પ્રસ્તુત પંચાશિકા કોઇ અણઘડ જોડનારને હાથે કાળાંતરે કથીરમાં જડાઇ અને બિલ્હણકાવ્ય નામ પામી. પૂર્વે બિલ્હણ આપણા ગૂજરાતમાં આવ્યો હતો ને અહિંથી અત્યંત અપ્રસન્ન ચિત્તે ચાલ્યો ગયો હતો, એ વાત એ અરસામાં તાજી હતી, અને પંજાબના ક્ષિતિપાલની હકીકત વીસારે પડી હતી એને લીધે ઐતિહાસિક ક્ષિતિપાલ તથા તેની પુત્રીને ઠેકાણે બિલ્હણકાવ્યમાં ગુજરાતના વીરસિંહ તથા તેની રાજકુમારી શશિકલા એ બે કલ્પિત વ્યક્તિઓ સ્થાપિત થયેલી જોવામાં આવે છે. જૈન સાધુ જ્ઞાનાચાર્યે જુની ગુજરાતી ભાષામાં બિલ્હણ કાવ્ય રચ્યું છે, તેમાં શશિકલાના પિતાનું નામ પૃથ્વીચંદ્ર આપ્યું છે ને તેને પાટણનો રાજા કહ્યો છે.

બિલ્હણ કાવ્યમાં ગાઇ લીધેલી બિલ્હણપંચાશિકા એ જ્ઞાનાચાર્યને શશિકલાના પ્રતાપના કાવ્યની રચના સૂઝાડી

જણાય છે આ સાધુ કવિએ ભાગ્યા તૂટ્યા સંસ્કૃત સાથે ગુજરાતીમાં શશિકલા-કાવ્ય રચ્યુ છે, તેમાં વીસ સંસ્કૃત શ્લોક અને ચાલીસ ગુજરાતી ચોપાઇ છે બિહલણ અને શશિકલા કાવ્યની ભાષાની વિશિષ્ટતા ઉપરથી જ્ઞાનાચાર્ય કવિ ઇસની પંદરમી સદીમાં થયેલા લાગે છે પ્રસ્તુત કાવ્યોની જૈન મરોડના દેવનાગર અક્ષરની હસ્ત લિખિત પ્રત જે મળી હતી તે વિ. સં. ૧૬૨૬ ની લખાયેલી છે



# અનુક્રમણિકા.

કવિ અને કાવ્યના નામ સાથે દરેક પદની પહેલી લીટી. પૃષ્ઠાંક.

## નરસિંહ મહેતો.


સતભામાજીએ રૂસણાં રે લીધાં (સતભામાનું રૂસણું) ... ૧
અવગુણ કહેને રે, કંથ મેં શા કર્યા રે ... ... ૨
તમે મુજને તંબુન જે આલ્યું ... ... ... ૩
વેચાણા અમે હરિવરની સાથે ... ... ... ,,
હો બાઇ મારી વેરણ રે વાંસલડી ... ... ૪
કાજળ તારૂં કામણગારૂં ... ... ... ૫
આવડી ગાવડી માવડી તાવડે ... ... ... ,,
સુખડી દીજે રે મુને માજી ... ... ... ૬
મનુષ્યા જનમ ધરી શું કીધું ... ... ... ૭
કાકણુ મારૂં આપ કાંનુડા ... ... ... ,,


## કવિ પ્રેમાનંદ.


નાસિકેતાખ્યાન ✗ ... ... ... .. ૮


## કવિ કેશવદાસ.


મથુરા લીલા (ઉત્તરાર્ધ) ... ... .. ૩૨


## કવિ રાજેભક્ત.


દૂતી સંદેશ ને બોધવચન (મનહર છંદ) ... ૯૬
અને પાર ઉતાર રે, પાતળીયા ... ... ... ૧૦૮

આ અંગીયાં રંગ ડારીયાં મોહન મોરી ... ... ૨૫૩
જળ જમનાકો પાની કોન ભરે ... ... ... ,,
મહી ઢળશે મારું, મોહનરાય મહી ઢળશે મારું ... ૨૫૪
નીશદિન લાગ્યો રે તેરો ધ્યાન ... ... ... ,,
પેલા વનમાં તે મોરલી વાગે છે ... ... ... ૨૫૫
કહો ક્યા છે ઉદ્ધવ મારો વ્રજવાસી ... ... ,,
વિઠ્ઠલ રહ્યો રે વસી, મારે મન વિઠ્ઠલ ... ... ૨૫૬
કા'નજી વિના કેમ ચાલે, માડી મારે કાનજી... .... ,,

## ઇંદ્રાવતી.

**ખટ ઋતુવર્ણન** ... ... ... ... ૨૫૭
**ખટ્ ઋતુનો કળશ** ... ... ... ૨૭૮

## રતનબાઈ.

બાઇ રે, અમને રેંટીયો વ્હાલો ( રેંટીયાનું પદ ) ... ૨૮૬

## કવિ મોતિરામ.

સહી મોરી રે, ચાદનીયો ઉગ્યો રે, (સાસરીયાંની પ્રશંસા) ૨૯૦
રંગ છે રગ છે રગ છે રે ... ... ... ૨૯૧
જાય છે જાય છે જાય છે રે ... ... ... ૨૯૨
કામ છે કામ છે કામ છે રે ... ... ... ,,
એમ છે એમ છે એમ છે રે ... ... ... ૨૯૩
એક છે એક છે એક છે રે ... ... ... ૨૯૪
પ્રેમના પ્રેમના પ્રેમના રે ... ... ,,
લીજીએ લીજીએ લીજીએ રે ... ... ... ૨૯૫
મન લહેરી જીવ, જેણે હરિ ભજ્યા ... ... ,,
સત્યજ્ઞાન કહું, સમજી લ્યો સજ્જન ... ... ૨૯૬

### કવિ નરભેરામ.


હો હો હો હો કરી તેં હરિ ના ભજ્યા … … ૨૯૭
નાના નકાર તારા મુખમાં વસે … … … „


### કવિ ભોળો ભકત ( સુરતી )


**દ્વાદશ મહિના** … … … …
જીવ કાર્ત્તકે કરી લે વિચાર કે … … ૨૯૮


### કવિ જડુરામ.


**રામ વિરહ** … … … … ૩૦૨


### કવિ જીવણદાસ.


*શ્રી વિજયનાથ કહે સુણુ હો નારી (શીખામણની ગરબી)* ૩૦૮
શરદની રેણી રે, સુંદર સોહામણી રે … … ૩૧૧
ગુણવંત ગોપી રે, ગોકુળ ગામની રે … … ૩૧૨
વ્હાલાને વળાવી રે, વનિતા ઘેર વળ્યા રે … … „
કાચી કાયાનો રે, શો કરવો ગારવો રે, … … ૩૧૩
સુબુદ્ધિ મન હોય રે, તેને કોઇનો ડર નહીં રે. … ૩૧૪


### કવિ દયારામભાઇ.


સખી સ્યામળીયા સાથે મારો સ્નેહ લાગ્યો હો. … ૩૧૫
નિશ્ચે સિદ્ધાંત સર્વનું સત્ય છે જી રે. … … „
પાઓ પ્રેમરસ પ્રાણજીવન રે … … … ૩૧૬
મન નિશ્ચે કરી, એક ભરસો શ્રી હરિનો ધારો … ૩૧૮
શ્યામ સેવીએ રે, ગોવિંદ ગાઇએ રે … … ૩૧૯
હો લાડકડા મનવા હાં રે તું તો… … … ૩૨૦
પ્રસ્તાવિક જુની કવિતા … … … ૩૨૧
બિંદુ પંચાશિકાની પૂર્તિ … … … ૩૨૯
ચંદ્રિકળાની પૂર્તિ … … … … ૩૪૫

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠાંક. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૨૦ | ઓ | જુઓ |
| ૫ | ૧૧ | અહારાં | અહ્વારા |
| ૧૧ | ૧૬ | સવ | સર્વ |
| ૧૮ | ૧૫ | સાંભળતા | સાભળતાં |
| ૧૯ | ૩ | લગના | લગન |
| ૨૨ | ૭ | પામ્યા | પામ્યા |
| ૨૫ | ૧૩ | દશનમા | દર્શનમાં |
| ૩૩ | ૧૯ | ગોપાળને | ગોવાળને |
| ૪૦ | ૮ | ગાંઠ | ગાઠે |
| ૪૪ | ૧ | ચાદ | ચૌદ |
| ૪૫ | ૧૪ | બ્યાજ | ત્યાજ |
| ૪૮ | ૧૨ | મનોહર | મનોહાર |
| ૫૭ | ૯ | સાંમળો | સાંભળો |
| ૫૯ | ૨ | પણું | પણુ |
| ,, | ૧૬ | રિમ | ઇમ' |
| ૬૦ | ૪ | મળો | મેંળે |
| ૮૩ | *૨ | અવિધર | અબિધાર |
| ૮૮ | ૧૦ | હખ | હર્ખ |
| ૯૩ | ૯ | આવ્આ | આવ્યા |
| ૧૦૪ | ૧૬ | વેતું | વે'તું |
| ૧૦૭ | ૧૬ | જાણે | જાણો |
| ૧૩૨ | ૬ | કા | કા |
| ૧૩૪ | ૯ | ગાઠ | ગાંઠ |
| ૧૩૬ | ૬ | ધતરાષ્ટર | ધૃતરાષ્ટર |

# પ્રાચીન કાવ્ય સુધા

ભાગ ૪ થો

## નરસિંહ મહેતો.

### સતભામાનું રૂશણું.[1]

પદ.

૧

સતભામાજીએ રૂશણાં રે લીધાં,
વારે વારે નાથજી મનાવે
ગોપીના વ્હાલા. સતભામાજીએ.

---

૧ નરસિંહ મહેતાએ વખતે સતભામાજીના રૂશણાનું કાવ્ય રચ્યું હશે, અને આ આપેલું એક પદ, વખતે તે કાવ્યનો એક ભાગ પણ હોય જ્યાં સુધી આ કાવ્યના બીજા પદ જડયા નથી, ત્યાં સુધી આ અનુમાન તે અનુમાન રૂપેજ રહેવાનું મહેતાના કાવ્ય સંગ્રહ તથા બૃ. કા દો ના કોઈ પણ ભાગમાં આ પદ જણાતું નથી. આખું કાવ્ય હાથ આવે તો મહેતાના હાલના કાવ્યોની સંખ્યામાં એમનો વધારો થાય મીરાબાઈનું આ કાવ્ય ( સતભામાનું રૂશણું ) બૃ કા દો ના ભાગ ૧ લામાં છપાયું છે, ને તે તેણીએ એકજ પદમાં પુરૂં કર્યું છે ત્યારે કવિ ગોવિંદદાસનું આ કાવ્ય સાત કડવામાં પુરૂં થાય છે ( બૃ કા દો ભાગ ૩ જો પૃષ્ટ ૮૦૬ જુઓ )

સ્વર્ગ ભુવનથી નારદ મુનિ આવ્યા,
પુષ્પની ભેટ લાવ્યા, ગોપીના વ્હાલા. સતભામાજીએ.
સહુ સખીઓને સંભાળીને આલ્યા,
સતભામા મેં'ટ્યા વિસારી, ગોપીના વ્હાલા
સતભામાજીએ.
અમે રે અમારે મહીયર જઇશું,
વિખડા તે ઘોળી ઘોળી પીશું, ગોપીના વ્હાલા
સતભામાજીએ
હાર ચીર અંગો અગથી ઉતાર્યા,
ટચો ટચો નાથજી તમારા, ગોપીના વ્હાલા
સતભામાજીએ.
ભલે રે મળ્યો મે'તા નરસિંહનો સ્વામી,
રૂઠડા તે સ્વજન મનાવ્યા, ગોપીના વ્હાલા.
સતભામાજીએ

## પદ રાગ સામેરી.

અવગુણ કહેને રે, કંથ મે શા કર્યા રે,
કોણ અવગુણે મેહેલી જાય,
હારે ઉઠ કહેતા રે, કંથ હું તો ઉઠતી રે,
બેસ કહેતા બેસતી વારો વાર અવગુણ.
તું થઇ વૃદ્ધા રે, હું બાળો રહ્યો રે,
હવે મારે વરવી બીજી નાર,
તારે ને મારે રે, નારી હવે નહી બને રે,

તારે મારે પૂર્વે જન્મની પ્રીત.
નરસૈંયાચા સ્વામી રે, રસ વશ તેં કર્યાં રે,
વ્હાલે મારે ઉતાર્યાં ભવ પાર. અવગુણ.

પદ.

તમે મુજને તંબુલ જે આલ્યું, તેણે મારી નણદ તણું મન દાઝ્યું રે,
હું રે તમને પૂછું મારી ભાભી, પાન તે ક્યાંથી ખાધું રે. તમે.
હું રે મારા દાંત રંગતાં, અક્ષતો તે હાથે અડીયો રે,
મુખની માંખી ઉરાડતાં રે, રંગ તે રાતો ચડીયો રે. તમે.
જોઉં રે ભાભી જીભ તમારી, બે કોકીલા બ્હારી કાડો રે,
જેની જીભ હશે બહુ લાબી, તે કાઢશે આખો દા'ડો રે. તમે
કાંરે ભાભી તમો ભુંડું શું માનો, આપ સ્વારથ ભાખું રે,
નરસૈંયાચા સ્વામી સંગ રમતા, ગામ જાણશે આખું રે. તમે.

પદ.

વેચાણા અમે હરિ વરની સાથે, નેડો લાગ્યો નંદકુંવર સાથે. વેચાણા.

મારે રે જવું જળ જમના પાણી, કાંઠે ઉભો
નંદતણો હાણી વેચાણાં
માથે રે એને જરકસી ટોપી, જોવા રે મળી
વ્રજતણી ગોપી વેચાણાં.
ગળે રે સોહે ગુંજતણી માળા, જોયા રે એના
હાથતણા ચાળા વેચાણાં
બાલા રે પણમાં પ્રીતવડી કીધી, વ્હાલે રે
મારે એકલવી કીધી વેચાણાં.
ભલે રે મળ્યો નરસિંહનો સ્વામ, ગોપી રે સર્વે
આનંદ પામી વેચાણાં.

ગરબી ( વાસલડી ).

હો બાઇ મારી વેરણ રે વાસલડી
વાસલડી તે વનમાં વાગે રે,
હાં રે તેનો શબ્દ ગગનમાં ગાજે. હો બાઇ
વાસલડી તે વનની વેલી રે,
મુને ભર નિંદ્રામાં મેહેલી હો બાઇ.
વાસલડી તે વનમાં વાગી રે,
હું તો ભર નિંદ્રામાંથી જાગી હો બાઇ.
વાસલડી તો વનનો કટકો રે,
તે દિનનો લાગ્યો ચટકો હો બાઇ.
શામળીયો તે મારો સંગી રે,
એ તો જન્મ જન્મનો ભંગી હો બાઇ.
નરસિંહનો સ્વામી શામળીયો રે,
મુને મારગડામાં મળીયો હો બાઇ.

પદ રાગ—ધનાશ્રી.

કાજલ તારૂં કામણગારૂં, ઘોળીને આંખ્યે ઘાલ્યું રે,
મન્મથ પીડા અતિ દોહ્યલી છે, જોબન ન રહે
ઝાલ્યું રે. કાજલ.
નિલવટ ટિલી નયણુ સવાર્યાં, સેંથો શીસફૂલ સોહે રે,
મુનિજન સઘળાને મોહ પમાડયો, ઇંદ્ર ઉભો રહ્યો
જોએ રે. કાજલ.
ધ્યાન ધારણા મહાદેવ ચુકયા, મોહ્યા અબલા સૌ કોઈ રે,
નારી નયણે કાજલ જોતાં, વિશ્વ પડીયું મોહી રે.
કાજલ.
અભિમંત્રણ ઔષધિ બલ અર્ધોકે, મેહેલીને કાજલ
કીધા રે,
નરસૈંયાચો સ્વામી ભલે મલિયો, કામ અહારા
સીધ્યાં રે. કાજલ

પદ—રાગ રામગ્રી.

આવડી ગાવડી માવડી તાવડે,[1] ચારવા વન્યમાં
કેમ્મ જાઉં,
કાંકરા આકરા ખુંચે છે પાગમા, વાછરૂં દોડતો
કેમ્મ સાહું. આવડી.
એકલો પેકલો છોકરા છે ખરા, રમતા વેગળા
વાધી જાએ,

---

૧ તાપમા.

ગોધલો ઓધલો, મારવા મોહ કરે, વારવા દોરવા
કોણ્ય સા'હે. આવડી.
એવડું કેવડું દુઃખ એ દોહ્યલું, બહુ બીહામણા,
વન્ય વસતા,
વાઘેરા લાહેરા[1] સાપલા,[2] ઘોડલાં, કાલીઆ જવા
લીઆ સર્વ ત્રસતા. આવડી.
દુઃખ તો મુઝને, તુઝને તો નથી, હાસતી વાસતી,[3]
ઘેર તાહારે,
પાગ ન ખાસડી, નાથ નરસૈંયો ભણે, ચારસે
ગાવડી કોણ્ય માહારે. આવડી.

પદ—રાગ આરૂ.

મુખડી દિજે રે મુજને માજી, વન ભૂખ્યો હોઉં તો
ખાઉં,
પેહેલાં મારે શું જે ઘાલાં તો, વાછરૂ લઇ
જાઉં.
નાગે[4] પાગે સીતળ[5] લાગે, તાવડ[6] હોય તો
જઇયે,
વાછરૂ દ્રોડે કેમ દ્રોડાએ, કાંકર પાગ કેમ સહિયે.
માંખણ મારે મેહેલી રાખે, આવું ત્યારે દીજે,
નારસૈંયા નાથ પ્રતે કેહે, જનની જોઇયે ત્યારે લીજે.

---

૧ ઉંન્હા ૨ સાપ. ૩ રહેતી. ૪ ઉઘાડે. ૫ ટાઢ.
૬ તાપ.

## પદ—રાગ ગોડી.

મનુષ્યા જનમ ધરી શું કીધું.
જ્યાંથી આવ્યો તે નવ જાણ્યું, એકે કામ ન સીધ્યું. મનુષ્યા.
અમૃત રસ એળે ઢોળીને, વિખ હળાહળ પીધું;
નરસિંયાનો સ્વામી પતિત પાવન, તેનું નામ ન લીધું. મનુષ્યા.

## પદ.

કાંકણુ મારૂં આપ કાનુડા, મુજ ઘેર જાઉં વે'લી રે,
સોળો તે ભૂધરો મારી પેર ન જાણે, મુજ ઘેર સાસુ ઘેલી રે. કાંકણુ.
જેણુ મારાં આભ્રણ ઉતાર્યાં, જળ જમના જો ઘોરી રે,
હસતા ને રમતા મોહન પધાર્યો, કાંકણુ લીધું મારૂં ચોરી રે. કાંકણુ.
અમો વૃંદાવન મારગ જાતાંતાં, કાંકણુ કાંય કરીએ રે.
દેખ મહીયારી તમારૂં કાંકણ, વણુ લીધે દોષ ન દઇએ રે. કાંકણુ.
સાવ સોનાનું કાંકણુ મારૂં, નાને હીરલે જડીયું રે,
ભળે મળ્યો મે'તા નરસિંહનો સ્વામી, સેજે કાંકણુ મારૂં જડીયું રે. કાંકણુ.

---

# કવિ પ્રેમાનંદ કૃત.

## નાસિકેતાખ્યાન.[1]

### કડવું ૧ લું.

કથા સંભળાવો મુજને, સુખ શરીરે થાય;
કથા સાર અમૃત પાન કરતાં, પ્રાયશ્ચિત પૂર્વ પલાય.
યમપુરી માંહે ગયા હુતા, મહા મોટા મુનિજન;
અનેક જીવ ઉદ્ધારીયા, નાસિકેત કોના તન.
ત્યારે વિઠ્ઠલ વાણી ઉચર્યા, તેં પૂછ્યું પંખીરાય;
એક મને સાંભળો કહું, કથાનો મહિમાય.
ઉદ્દાલક ઋષિની ઉપમા, તું સાંભળ સાક્ષાત્કાર;
જ્ઞાન તે ઋષિને સબળું, તેની વેદ પુરાણે વાત.
દિન દિન પ્રત્યે પાચ યજ્ઞ, કરે ઋષિ પરમાણ;
યોગ સાધના બ્રહ્મ સાધે, યુગ યુગાતર જાણ.
વાસો રહે વન એકલા, નવ સહે કોનો સંગ;
જપ તપ તીરથ નેમ કરે, નહીં સંસાર સાથે રંગ.
એક સમે આનંદમા રે, ઉદ્દાલક ઋષિરાય,
અગ્નિ કુંડમાં હોમવા, ઋષિ કાષ્ટ લેવા જાય.
જોતા જોતા જાય ઋષિવર, તરૂવર કેરૂં રૂપ;
એક વૃક્ષ તળે તે દીઠો, નર્ક ભરીયો કૂપ.

---

૧ કાવ્યના આરંભે, કવિ મંગળાચરણ કરતા નથી, તેથી વખતે આ ન્હાનું કાવ્ય, તેમના બીજા કોઇ મોટા કાવ્યની અંદરનુ પેટા કાવ્ય પણ હોય.

માહે લોથું દાભ તણું, જીવ અનેક વળગ્યા સ્હાવા,
ઉપર કાપે ઉદરો, તેને નર્કમાહી નાખવા
એવી ગ્ચના જોઇને, ઋષિ હરિ હરિ કહી પાછા વળ્યા,
ઉદ્દાલક તુ કહાડ અમને પેલા જંતુ માહી ટલવળ્યા.

ત્યારે મુનિને મન દયા થઇ, પાછા વળીને પૂછે,
કહો ભાઇઓ કોણ છો, કૂપ વિષે કારણ શું છે.

ત્યારે જીવ બોલ્યા માહી થકી, અમે પૂર્વજ તારા હોય,
પૂર્વના પાપથી પડીયા, કહાડ અમને સોય
જ્ઞાન દૃષ્ટિએ વિચારીને, ઋષિ જુએ તેણી વાર,
અરે પૂર્વજ મારા નર્કમા છે, કહાડવા નિરધાર

ઋષિ કહે હો જંતુઓ, આજ મુક્તિ તમારી થાય,
મારા તપનું પુણ્ય તમને, જાઓ વૈકુંઠ માહ્ય
ત્યારે જીવ સઘળા ઉચર્યા, અમને તે અદકો ત્રાસ,
એક પુત્ર નથી તમ પાસે, શ્રાદ્ધની શી આશ

કન્યા તો કોઇ નવ આપે, વૃદ્ધ થઇ મુજ કાય;
મોક્ષ ગતીને પામો જંતુ, હું કરૂ પુત્ર ઉપાય
જીવ બોલ્યા ઋષિ પ્રત્યે, એમ મુક્તિ તો નવ થાય,
એક પુત્રના પિંડ વિના, વૈકુંઠમા કેમ જવાય

વલણ

વચનજ મૂક્યું ઋષિએ, એક પુત્રની ઇચ્છા ત્યાહ્ય રે,
તેણે સમે વિમાન બેસી, જીવ ગયા વૈકુંઠ માહ્ય રે.

કડવું ૨ જું.

ઋષિ ઉદ્દાલકે એવું કર્યું, દશ દિવસ તો સૂતક ધર્યું,
દ્વાદશા સાર્યું એકે મન, ઋષિઓને ત્યાં આપ્યું અન્ન.
ઘટે તેર દિવસ સુધી જેહ, માંડીને સર્વે કીધું તેહ.
પછે વચન સાંભળ્યું સહી, ઋષિને મન ચિંતા થઇ.
મુનિ મનમાંહે કહે છે, હવે પુત્ર પેદા કરવો છે.
એક સરોવર તીરે ગયા, અચરજ પાંમી ઉભા રહ્યા.
યોગ સાધવા ધરી ધૈર્ય, નાસિકાએ તે આણ્યું વીર્ય.
તરીને ગયા સર મધ્ય ઠામ, કમળમાં જઇને મૂક્યો કામ.
જળ સાથે બોલ્યા મુનિજન, એનો આપજે મુજને તન.
એવું કહીને ઋષિ પાછા વળ્યા, તાપ તનના સર્વે ટળ્યા.

કડવું ૩ જું.

ગરૂડ પ્રત્યે બોલ્યા મહારાજ, સૂર્યવંશી કરે છે રાજ.
અયોદ્યા નગરી ઉત્તમ ઠામ, રાઘવ રાજા એનું નામ.
તેની તનયા એક પ્રમાણ, કન્યા ગુણવંતી ચતુર સુજાણ.
સરખી સહિયરો ટોળે મળી, તીર્થ સ્નાને તે ચાલ્યાં વળી.
વનમાંહી સરોવર[1] સાર, સખીઓ સર્વ આવી તે ઠાર.
તીરે વસ્ત્ર મૂક્યાં એક પળમાં, બાલા સર્વ તે પેઠી જળમાં.

---

૧ સરોવર.

અન્યો અન્ય છાટે ઘણું જળ, કુંવરી દ્રષ્ટે પડયું રે કમળ.
તેને હળવે તે લીધું જઇ, નાસિકાએ ,તે સુંઘ્યું સહી.
મહી ઉદક ભરીને પીધું, ઋષિ વીર્ય કારજ સીધ્યુ.
સ્નાન કરી નિસર્યાં બા'ર, પોતાના પહેર્યા શણગાર.
સાતમે માળ પુત્રી સુએ, પર પુરૂષનું મોં નવ જુએ.
કુંવરી નવ જાણે કાંઇ, આનંદ પામે મનમાંહી.
એમ કરતા થયો પહેલો માસ, પરમ સ્વરૂપ થયું પ્રકાશ.
બીજે આળસ વાધ્યું ઘણું, ત્રીજે તેજ પ્રકાશ્યું કુંવરી તણું.
માતા કહે છે આ શું કર્યું બાલ, કુંવરી અંગે ઉઠી જવાળ.
ચોથે ભાવ્યૂં નહીં ભોજન, પાચમે પ્રકાશ્યું તન.
માતા કહે તું સાચૂં કહે, આ શું તારે ઉદર છેય.
કોણ પુરૂષનો કીધો સંગ, કુવરી કાં થઇ તું મનભંગ.
કલ્પાત કરીને કુંવરી રડે, ઉંચી થઈ ધરણીપર પડે.
અરે પ્રભુ હું કોને કહીશ, શો ઉત્તર મુજ પિતાને દઇશ.
વિપરીત વાત કહે રાણી થઇ, સુંદરી ,સ્વામીની પાસે ગઇ.
રઘુ રાજા બેઠા છે જ્હાય, સવ જઈને સોપ્યું ત્યાય.

કહેતાં રાયને પ્રકટી જ્વાળ, ત્રાહ્ય ત્રાહ્ય રે શ્રી ગોપાળ.
પુત્રી પાસે આવ્યો તાત, પ્રીત કરીને પૂછી વાત.
નિસ્કલકી રાજા છું કુળ, મારી લજ્જા ગણે તું ય.
સાચી વારતા કહેજે મુંને, પુત્રી હું નહીં પીડું તુને.
કુંવરી કહે ઘેલા થયા તાત, હું નથી કાંઇ કરતી રે વાત.
દૈવ ગતી હશે તે ખરૂં, માનો નહીં તો પતીતજ કરૂં.
એમ કે'તામાં ચડી રાયને રીસ, કુંવરીનું હવડાં છેદું શિષ.
બાળહત્યા સ્ત્રી હત્યા થાય, તે માટે વિમાસે રાય.
સેવક પ્રત્યે વાણી કહી, આઘા વનમા મૂકો જઇ.
કેમ વચન રાજાનુ ફરે, ત્રાહ ત્રાહ્ય મા મુખથી કરે.
સેવક લઇ નીકળ્યા બહાર, નગ્રમાં થયો હાહાકાર.
રામ રામ કહી સહુ રડે, ઉંચાં થઇ ધરણીપર પડે.
સેવક મેહેલી પાછા ફર્યા, આવ્યા નગ્રમા આસુ ભર્યા.

કડવું ૪ થુ.

ગોવીંદ પ્રત્યે ગરૂડ કહે, કહો કુંવરીનું દુઃખ,
મુકી વન બાળા એકલી, કેમ કરીને પામી સુખ
કૃષ્ણ કહે સુણ પક્ષી રાજા, એ અબળાની પેર,
અરણ્યમાં સ્તુતિ કરે, એને હરિએ કીધી મહેર.
વનની શોભા શી કહું, વનસ્પતિ ભાર અઢાર,
માંહી દાદુર ચાતક કોકીલા, પંખીતણો નહીં પાર.

સિંહ નાદ થાયે અતિ, માંહી વાઘ વરૂ ને હરણ,
ભૂત પ્રેત ને રાક્ષસ દેખી, કુંવરી પડી ત્યા ધરણ.
અબળા લોચન નીર ઢાળે, ઘણું થાય ઉદાસ,
પૂર્વ જન્મનાં પાપ મળીયાં, હવે જીવ્યાની શી
આશ.

અરે પ્રભુ જન્મ કા આપ્યો. એમ કહી કરે પોકાર,
લક્ષ્મી પતિ લજ્જા કેમ રહે, જાણું નહીં જગદાધાર.
હું કશું નથી જાણુતી, મારી સાચી પૂરો સાખ,
દયા તુને હોય દયા નિધિ તો. આ દુઃખમાંથી રાખ.
ભકતને હૃદયે દયા આણી, ધ્રુવને પદ અવિચળ
આપ્યું,
મિત્ર ભાવે સુદામાનું, દુખ દારિદ્ર કાપ્યૂં.
હસ્તીનાપુરની સભા માંયે, પૂર્યાં દ્રૌપદી ચીર,
લાખા ભુવનમા બળતા પાડવ, રાખ્યા પાચે વીર.
સુધન્વાનું હર્યું સંકટ, તેલમાં તત્કાળ,
અમરિષ ને અજામેલ તાર્યાં, ધન્ય ભક્ત વત્સલ
પ્રતિપાલ.

અનેક ભકત ઉદ્ધારીયા, આગળ તમો વિશ્વાધાર,
હું કુમારિકા માથે દુખ મોટું, માટે કરો મારી
વહાર.

અવગુણ પૂર્વ જન્મ તણા તે, આ ભવ પીડે કાય,
તમો વિના હું કોને કહું, નિકમ આણજો દયાય.

રેણું[1] કેરૂં આસન કરી, બેઠી ભરે લોચન,
માસ પૂરણ દશ થયા, તવ પ્રકટ્યો પુત્ર રતન.
ઝળ હળ તેજ પ્રકાશ્યું પુત્રે, જેવો હોય કામનો અવતાર,
અબળા કહે આ કહું કોને, આંખે વહે જળધાર.
રાક્ષસ હરી જશે બાલકને, આ વેળા પ્રભુ કેમ થઇ,
જન્મ થયો આ પુત્રનો, તે પહેલાં શેં ના મુઇ.
હવે કયાં મૂકું કયા લઇ જાઉં, હરિ કરો મુજપર મહેર,
શ્રી કૃષ્ણે પછી બુદ્ધિ નીપાવી, કરે પાળણાની પેર.
બેર ખાખર ને બોરડીનું, પાળણું કર્યું તત્કાળ,
વસ્ત્ર રૂડાનું આચ્છાદન, જત્ને પોઢાડયો બાળ.
સ્કંધે લઇને પાળણું, ચાલી ગંગા ત્રટ તે જાય,
પુત્ર મૂકયો વહેતો જળમાં, સુણો ગંગા માય.
કર જોડી કહે કામિની, તમો ધર્મ તણાં જનેતાય,
પુત્ર રક્ષા કરજો માતા, રખે જંતુ તાણી જાય.
મૂકયો પુત્ર રૂદે દાઝી પ્રેમદા, ત્યા કૂટે પોતાનું શિષ,
જળ દેવી સોંપ્યો તુને, એની રક્ષા કરજો જગદીશ.
હું કશું જાણુતી નથી, મને કુડી બેઠી છે આળ,
બાળક જેનું હોય તેને, સોંપજો તમે તત્કાળ.
એમ કહી સ્નાન કીધું, વળી પાછી નાર,
આસને આવી શોક ધરતી, નયણે વહે જળધાર.

---

૧ રેતી.

## કડવુ ૫ મું.

વળણ.

બોલ્યા ગરૂડ ગોવિંદ પ્રત્યે વાણી રે, વિસ્તારે કહો સારંગ પાણી રે.

બીજી વાત તે પૂછતો નથી, એ બાળકની શી થઇ ગતી.
ગરૂડ પ્રત્યે બોલ્યા મહારાજ, સાભળોને હો પંખીરાજ.
વેત્રવતી[1] ગગા છે જ્યાંય, ઉદ્દાલક ઋષિ ચાલ્યા ત્યાંય.
વિચાર કરે ગગાને તીર, ક્ષણું એક ઉભા જુએ નીર.
વીર્ય મૂકે થયા ઘણા દિન, નવ પેદા થયો સુજ તન.
મેં પિતૃને આપ્યો કોલ, તેનો નવ પાળ્યો મેં બોલ.
કરે સ્નાન જળમાં જેટલે, રમતો બાળક દીઠો તેટલે.
દીઠું પાળણું ઋષિએ ત્યાય, આનદ આવે મનમાય.
બાળક તે લીધું જઇ, જ્ઞાન દૃષ્ટિએ જોયું સહી.
ઋષિ સમજ્યા અતર માય, રઘુ રાજાની છે તનયાય.
કુંવારીને કલક ચડયુ, રાય પુત્રીને મહા દુઃખ પડયું.
કહેણી લોકીક કેરા કાજ, કન્યા વનમા કીધી ત્યાજ.
સ્તુતિ કરતામા જન્મ્યો બાળ, લીધો પાળણે ત્યાથી તત્કાળ.
વેત્રવતીમા મેહેલ્યો જઇ, તે પાળણું આવ્યુ છે અહીં.
પુત્ર દેખીને હર્ખ્યું મન, અગુઠો ધાવે છે તન.
કલ્લોલ કરે છે બાળક પાસ, દેખી ઋષિ થયા ઉલ્લાસ.

---

૧ વાત્રક

પછી ઉચ્છંગે લીધો તન, ત્યાંથી, ચાલ્યા ઋષિ જન.
આશ્રમ આવ્યા અબળા તણે, ઋષિ મુખથી વાણી ભણે.
બાઇ આ બાળક કોનું હોય, એની માત દેખાડે
જો કોય.
સાચું કહો માં રાખો શરમ, આ બાળકનો પ્રીછવો
મર્મ.

ઉઠી કુંવરી લાગી પાય, ભલે પધાર્યાં ઋષિરાય.
હું નથી લહેતી કાંઇ મર્મ, મને ક્યાથી લાગ્યાં આ કર્મ.
કહેતાં નયણે ચાલ્યું નીર, ઋષિ મનમા થયા દિલગીર.
છાંની રહતી રહે ઓ નાર, કલંક મટાડું આ વાર.
લે બાળક તારો ધવરાવ, પછી તું મુજ સંગાતે આવ.
મુનિ જને તે કીધી દયા, કુંવરી લઇ નગરમાં ગયા.
દૂરથી દીઠા ઋષિ રાય, રાય ઉઠીને સામો ધાય.
પુત્રી પુઠે છે પોતા તણી, રાજાને મન ચિંતા ઘણી.
થર થર કંપે છે રાજન, મુને શું કહેશે ઋષિજન.
રાજાને લાગ્યો અતિ તાપ, રખે મુજને દેતા શાપ.
પૂજી અર્ચીને લાગ્યો પાય, ભલે પધાર્યા ઋષિરાય.
આ રાજા છે તારી તનયાય, તેં તો મોટો કર્યો છે
અન્યાય.

એવી સાધવી નથી કોય નાર, રાજા સત્ય કહું નિરધાર.
ઋષિ તે સંભળાવી પેર, થાય આનંદ લીલા લહેર.
એક સમે હું ગયો વનમાંહ્ય, એક મને સાભળ તું
રાય.

કડવુ ૬ ઠુ.

વન વિષે ગયો કાષ્ટ લેવા, ઋષિ કહે સુણ રાય,
કૂપ દીઠો એક કારમો ને, આશ્ચર્ય પામ્યો હું ત્યાય.
કુપમા એક દર્ભ કેરૂં, ઉગ્યુ ત્યા સોથુ સાર,
ઉપર મૂષક સળીઓ કાપે, તળે વળગ્યા જીવ અપાર.
તે દેખીને પશે પળુ, લવ બોલીયા જીવ વાણુ,
હે ઉદ્દાલક પિતૃ તારા, પડીયા આ નર્કની ખાણુ.
શા કારણુ હો સ્વામી મારા, પિત્રી પામો શોક,
મુજ છતા અઘટતુ એ તો, કા ન ગમીયું સુર લોક
પૂર્વ જન્મના પાપથી, નર્ક અધુ પામ્યા તેહ,
ઋષિ કહે રાય મુજ પુણ્યે, વળગી રહ્યા છે એહ
મેં ગૃહસ્થાશ્રમનો ત્યાગ કીધો, વનમા રહ્યો નીરાત,
શ્રાદ્ધ તર્પણુ સર્વ કરતો, રહેતા પિત્રી શાત
વૃદ્ધાવસ્થા દેખી મારી, પુઠે નવ દીઠો બાળ,
તે માટે પિત્રી જનોને, રૂદે ચડીયો કાળ
જતુ કહે હવે ચાલ્યા, હમો થયા નીરાશ,
ઉદ્દાલકને પુત્ર નથી, શ્રાદ્ધ તણી શી આશ
તે વત્તાત મે સર્વે જાણ્યું, સમજાવ્યા તે વાર,
એક પુત્રનુ પુણ્ય મૂકયુ, ત્યારે ગયા ધામ મોઝાર.
એક પુત્રનો કોલ લઈને, ગયા વૈકુંઠમાહ્ય,
હુ રહ્યો વન એકલો, પછે ચિંતા પુત્રની થાય.
હું ફરતો ગયો મધ્ય વનમા, એક સરોવરની તીર,
કમળ ખીલ્યા કારમા, મહીં ભરીયુ સુંદર નીર.

યોગાભ્યાસ ધારણ કરી, મેં પુત્ર પેરની કરી હામ,
વીર્ય ઉતાર્યું નાસિકાએ, જઇ મૂકયો કમળમાં કામ.
જળ કમળને કામ સોંપી, કહ્યું પુત્ર આપજો એક,
મંદિરે આવ્યો માહરે, પછે થયું તે કહું વિવેક.
તીર્થ સ્નાન કરવાને કારણ, નીસરી તારી બાલ,
સરખા સરખી સહિયર સાથે, ગઇ સરોવર તત્કાળ.
નગ્ન થઇ બાલા રમે માહી, છાટે અન્યોઅન્ય જળ,
રમતાં દૃષ્ટે કુંવરીને, ત્યા પડીયું કમળ.
ચોપ કરીને ગઇ ચતુરા, કમળ લીધું તે નાર,
નાસિકાએ શ્વાસ લઇ, મહીં ભરીને પીધું વાર[1]
કમળમાં જળ ભર્યું પૂરણ, પીધું તેણે ઠામ,
ગર્ભવંતી બાલા તે થઇ, જઇ નાભીએ બેઠો કામ.
ઇશ્વર આણ સાચું કહું મેં, એ પુત્ર મારો જાણ,
પરણાવજે કોઇ ભૂપને, મન સંદેહ કશો નવ આણ.

કડવું ૭ મું.

સો સાભળતા કહે ઋષિરાય, આ રાજા તારી કન્યાય.
ઋષિ કહે રાય સાભળો તમો, પુત્રને લઇ જાશું અમો.
મેં તો સોંપી છે તારી બાળ, વિવાહ કરજે રાજા
તત્કાળ.

સકળ ઋષિએ કહ્યો, રાજાને ઘણો આનંદ થયો.
પુત્ર લેઇ ઋષિજી જાય, રઘુ રાજા જઇ લાગ્યો પાય.
કરગરીને નામ્યૂં શિષ, રખે સ્વામી ધરતા રીસ.

---

૧. પાણી–વારી

મારા મનમાં ઇચ્છા ઘણી, કુંવરી સેવા કરશે તમતણી.
કર જોડીને કહું અમો, એ કન્યાને પરણો તમો.
ઋષિ કહે ત્યારે લોને લગના, તેડાવો મોટા મુનિ
જન.
રાજાએ તેડયા ઋષિ સહુ ઘેર, કન્યા પરણાવી રૂડી પેર.
સંતુષ્ટ થયા સહુ મુનિજન, મન ગમતાં કીધાં
ભોજન.
પુત્રી પરણાવી દીધાં માન, અનેક રાયે આપ્યાં દાન.
સહુકો મન થયાં છે સુખી, કન્યા લઇને ચાલ્યા ઋખિ.
આવ્યા પોતાને આશ્રમ, ઋષિએ માંડયો ગૃહસ્થાશ્રમ.

### કડવું ૮ મું.

ગોવિંદ કહે છે ગરૂડને, તું સાંભળ રે મુજ દાસ,
ઉદ્દાલક આનંદ પામ્યા, પહોંચી મનની આશ.
પુત્ર મારા ધ્યાન ધરજે, રૂડાં કરજે કામ,
હેત વડે હુલાવીયો ને, નાસિકેત પાડયું નામ.
એમ કરતાં સાત વર્ષનો, થયો ઉદ્દાલકનો તન,
જાત કર્મ ઉપવિત ધારણ, કરાવ્યાં મુનિજન.
એમ કરતાં શ્રાદ્ધ આવ્યુ, તાતનૂં એક દિન,
મહા મોટા ઋષિવર નોતર્યા, આપવા ભોજન.
સામગ્રી અતિ સર્વે કીધી, તેડયો ઋષિએ તન,
દર્ભ લેઇને આવ વહેલો, એમ કહ્યું વચન.
નાસિકેત ત્યાથી ચાલીયો, આનંદ અતિ ઘણો મન,
જોતાં જોતાં ગયો આઘો, એક બીજે વન.

એક સરોવર તીર સ્થાનક, થઇ રહ્યો થેઈકાર,
નૃત્ય કરે છે અપ્સરા, ત્યાં વર્ત્યો જય જયકાર.
તાલ મૃદંગને વીણા વાગે, બેઠા બ્રહ્મા ઇશ ગોપાળ,
દેવ સઘળા ત્યાં નિર્ખીયા, તવ ગયો ઉદ્દાલક બાળ.
શિવ ઉઠીને બેઠા થયા, આવો આવો હો મુનિજન,
આવકાર દીધો અતિ ઘણો, મધ્યે આપીયું આસન.
રંગ રસમાં બેઠો ઋષિ, આનંદ પામ્યો મન,
કાર્ય વળતું ગયો વિસરી, તાતતણું વચન.
શ્રાદ્ધ કારણ દર્ભ લેવા, મોકલ્યો છે તાત,
નૃત્ય જોતાં વિસર્યો તે, શ્રાદ્ધ કેરી વાત.
ક્ષણું એક ઉભો રહ્યો, પછે ઉઠી સહુ સભાય,
સ્વર્ગે ગયા સહુ દેવતા, રહ્યો એકલો ઋષિરાય.
અરે શ્રાદ્ધ વેળા વહી ગઈ, હરિ હવે શી ગત થાશે,
પિતા મુજને મારશે મે', પ્રહાર કેમ સહેવાશે.
પુત્રને ત્યાં થઇ વિમાસણ, રખે દેશે મુજને શાપ,
વાંક મારો શું કરૂં એમ, તનમાં લાગ્યો તાપ.
અપરાધ મારો અતિ ઘણો, હવે શું કરૂં જગદીશ,
દર્ભ લઇને ચાલીયો, કરે રૂદન ધૂણે શિષ.
પ્રથમ પગ પાછા પડે, ડગ આઘું નવ દેવાય,
તાપ પામે તન વિષે, થર થર ધ્રુજે પાય.
વળી વિચારે ઉભો રહીને, હેઠો બેસે બાળ,
શી ગત થાશે માહરી, હે સ્વામી શ્રી ગોપાળ.
બીતો બીતો બાળક આવ્યો, મંદિર હુકડો થાય,
ઉભો રહ્યો છુપાઇને, ડગ આઘું નવ દેવાય.

ઋષિજી વાટ જોઇ રહ્યા, હજુ સુધી ન આવ્યો તન,
શ્રાદ્ધ કરીને ઋષિએ તવ, કરાવ્યાં ભોજન
ઉદ્દાલક થયા આકળા, ઘડી ઘરમાં નવ રહેવાય,
જેષ્ટિકા કરમાં ગ્રહીને, ઋષિ આઘે સુધી જાય.
દૂરથી દીઠો આવતો, ઋષિને ચડીયો કાળ,
કહે અલ્યા તું ક્યાં ગયો તો, એમ કહીને દીધી ગાળ.
નાસિકેત તવ વદે વાણી, સાંભળીયે મુજ તાત,
વાંક મારો નિસર્યો તે, કહું માંડી વાત.
આઘા વનમાં હું ગયો, એક સરોવર છે જ્યાંય,
વિષ્ણુ બ્રહ્મા ને ઈશ બેઠા, કરે નૃત્ય અપ્સરા ત્યાંય.
એક પલક ઉભો રહ્યો, તાત માને હુંય,
સદાશિવે સામું જોયું, દષ્ટે પડીયો હુંય.
સર્વ ઉઠી ઉભા થયા, આવો આવો કહ્યું ઋષિજન,
આવકાર દીધો અતિ ઘણો નેં, આપીયુ આસન.
વાંક મારો એ પડ્યો, વિસરી ગયો વચન,
એમ કહીને પિતાજીને, ચરણે નમીયો તન.
પાદુનો તે પ્રહાર દીધો, ચડી તે ઋષિને રીસ,
પુત્ર ધરણી પડયો દેખી, માતા કહે જગદીશ.
ઉછેરીને પ્રૌઢ કીધો મેં, ઘણું વેઠ્યું દુઃખ,
હજુ કર્મનો પાર ન આવ્યો. ક્યારે પામીશ સુખ.
ઉદ્દાલક થયા આકળા, તનમાં તે પ્રકટ્યો તાપ,
જા દુષ્ટ તું નર્કમાં પડજે, એવો દીધો શાપ.

—— ——

વલણ.

અહીંથી જા જમ લોકમાં, કરજે નર્કમાં વાસ રે;
લક્ષ ચોરાશી જીવનાં, કર્મો લેજે પાસ રે.

કડવું ૯ મું.

શાપ થયો છે પિતાજી તણો, નાસિકેત હરખ્યો છે ઘણો
માતાજીને લાગ્યો પાય, અમને આજ્ઞા આપો માય.
યમપુરીમા જઈશું અમો, ફરે દુઃખ ન ધરશો તમો.
કેમ વચન પિતાનુ ફરે, માતા આંખે આંસું ભરે.
પુત્રનું તે જોતાં સુખ, માતા મનમાં પામ્યા છે દુ ખ.
પૂર્વ જન્મનાં મળીયા પાપ, ત્યારે તુજને દીધો શાપ.
મહા પાપીણી પુત્રજ હુંય, અધવચ મૂકી ચાલ્યો તુંય.
પુત્ર હું તો રહી એકાએક, મારા કર્મનો નાઠ્યો છેક.
તુંને વળાવી કેમ રહેવાશે, પાપી પ્રાણ તે મારા જાશે.
કર જોડી પુત્ર કહે રંક, માતા મન ન કરીએ ભંગ.
વચન પાળું છું તાતજીતણું, શું રે બોલ બોલો છો ઘણું.
એવી વાણી સુખથી ભણી, આજ્ઞા માગી માતાતણી.
પિતાજીને લાગી પાય, ચુપ કરી ઋષિ ચાલ્યા જાય.
યોગ સાધના કીધી સહી, પવન વેગે પો'ચ્યા વહી
માર્ગ છે જોજન હજાર, બે ઘટી ત્યાં લાગી વાર.
ગરૂડે પૂછયુ ગોવિંદજી, નાસિકેતની શી ગત થઈ.

## કડવું ૧૦ મું.

તે પ્રત્યે બોલ્યા મહારાજ, સાંભળ રે તું પંખીરાજ.
ધર્મ રાજા બેઠા છે જ્યાંય, નાસિકેત ચાલી આવ્યો ત્યાંય.
જોઇ રૂપ રાજાજીતણું, નાસિકેત મન હરખે ઘણું.
મસ્તક મુકટ જડિત્ર છે મણી, રત્ન પરવાળાં રચના ઘણી.

કાને કુંડળ શોભે સાર, કંઠે મુક્તાફળનો હાર.
સુંદર તીલક ભાળે કેસરી, મસ્તક પર રહ્યા છત્ર ધરી.
પિતાંબરની શી શોભાય, સભા ભરી બેઠો ધર્મ રાય.
ધર્મરાયની ધ્વજા ફરે, આગળ સેવક સેવા કરે.

પ્રેમી ભક્ત તલાંસે પાય, અનેક ઉભા ઢોળે વાય.
એવી છે પ્રભુની દયા, છડીદાર ત્યાં ઉભા રહ્યા.
લક્ષ ચોરાશીની ચારે ખાણ, તે સર્વે નિપજ્યું નિર્વાણ.
મર્ણ જીવન છે એને હાથ, જીવ જંતુની જાણે જાત.

ધન્ય ધન્ય હો રાજા ધર્મ, જેનાં જેવાં હોય કર્મ.
તેને તેવો દે છે દંડ, પાપીને નાખે નર્કને કુંડ.
આસન ઉપર બેઠો રાય, ત્રણ ભુવનનો તોલે ન્યાય.
એવી ઉપમા આસન તણી, રત્ન પરવાળાં રચના ઘણી.

પાથરણાં સુંદર પાથર્યા, કનક કચોળાં આગળ ધર્યાં.
ગાલ મસુરીયા તકીયા ઘણા, મોટી ગાદીમાં નહીં કંઇ મણા.

આરતી ઉપર આરતી ઉતરે, ખમા ખમા સહુ મુખે કરે.
ચોમેરથી ચમર ઢળે, દર્શન થકી પ્રાયશ્ચિત ટળે.

કુટુંબ કબીલો કહેવાય, સભા સહિત બેઠો ધર્મરાય.
કાળ નીલ ને પંકજ જેહ, ત્રણ દૂત ઉભા છે તેહ.
ત્રણ લોકમા તેહ સંચરે, પશુ પંખી લેઇ આગળ ધરે.
ધર્મરાયની આજ્ઞા થાય, જોતામા જીવને લઇ જાય.
ધર્મરાયની રચના જોઇ, નાસિકેત રહ્યો છે મોહી
આગી દૃષ્ટિ કરે ગજન, દીઠો ઉદ્દાલકનો તન.

## કડવુ ૧૧ મુ.

દુરથી ઋષિ દીઠા આવતા, તવ આસન તજીયુ રાય,
શીઘ્ર થઇ રાય સંચર્યો, જઇ લાગ્યા ઋષિને પાય
સામગ્રી તહા સર્વ આણી, સુખડ કેસર કુંમકુમ સાર,
પૂજા કરી મુનિજન તણી, કંઠે આરોપ્યા પુષ્પના હાર.
પ્રેમ કરીને પગ પખાળ્યા, ચર્ણોદક લીધુ રાય,
કુટુંબ સહુ પોતા તણુ, જળ વહેંચીસુ ક્ષણ માહ્ય.
મુકતા ફળ ભરી થાળમા, ઋષિને વધાવે સહુ નાર,
રાજા રીઝયો અતિ ઘણું, આગળ આડો થાય.
આજ જન્મ સફળ થયો, હવુ મુનિ તણું દર્શન,
આગતા સ્વાગતા કરીને, બેસાડયા અર્ધાસન
કર જોડીને પાય નમીયો, સાભળો હો સ્વામ,
શા કારણ પધારીયા, ઋષિ કહો આપનું કામ.
નાસિકેત તવ બોલીયા, આ નગ્ર તમારૂ નિર્વાણ,

જોવા કેરી ઈચ્છા થઇ, તે પિતા વચને જાણ.
નગર રચના જોવા કારણ, આવ્યો આણે ઠામ,
કર જોડી ઋષિ કહે, દેખાડો સઘળાં ઠામ.
કનક તણી પાલખી માંહી, બેસાડ્યા ઋષિરાય,
આસપાસ કુટુંબ સઘળું, નગર જોવા જાય.
ઢોળ દદામું ગડગડે, વાજીંત્ર શબ્દ ત્યાં થાય,
યમપુરી જોવા કારણે, ઋષિરાય સાથે જાય.
ઘેર ઘેર ઓચ્છવ થાય અતિશે, કથા શુભ કહેવાય,
ઘેર ઘેર મંદિર કૃષ્ણનાં, બહુ જન બેઠા ગાય.
વૈષ્ણવ જનની નહીં મણા, હરિ સ્મર્ણ વાર્તા હોય,
મન ગમતો આનંદ કરતા, સુખ દુઃખ ન જાણે કોય.
છાપ તીલક માળા ધરે, હેને હરિ સેવા કરે સાર,
અહર્નિંશ કૃષ્ણ દશનમાં રહે. વર્તે જય જય કાર.
અનેક તરૂવર ચોક મધ્યે, ઘણા હાટ ચોટાં દીઠાં,
ઠામ ઠામ પર્વ માંડેલા, સુખડીને ફળ મીઠાં.

કડવું ૧૨ મું—રાગ ચોપાઈ ત્રણ તાલી.

સુંદર સેલડી સાઠા ઘણા, મીઠા મેવામાં નહીં કંઇ મણા.
ઘેબર પેંડા ખાજાં ખરા, કળી જલેબી ને દૈથરાં.
દળ મગદળ વેડમી વળી, સકરપારા ને તલ્લસાંકળી.

નાના વિધની રચના જેહ, મર્વ વસ્તુ મંડાણી તેહ.
નગરની રચના ધન્ય ધન્ય, નિર્ખી હર્ખ ધરે સહુ જન.
સાત કોટ છે પાછળ જ્યાંહ, નાસિકેત તે જોતા ત્યાંય.
નગરના દરવાજા ચાર, પૂર્વ પશ્ચિમ ઉત્તર સાર.
દક્ષિણ દિશ રહ્યા હવે એક, જોયો નગરતણો વિવેક.
સારી રચના પુરીમા જેટલી, ધર્મરાયે દેખાડી તેટલી.
નગરની રચના જોઇ રહ્યા, વળતા રાય મંદિર ગયા.
બેઠા આસને ઋષિરાય, ધર્મરાયને હર્ખ ન માય.
પ્રેમે પૂજા ઋષિની કરી, ચર્ણામૃત લીધુ ફરી.
વાયુ ઢાળે તે ઉભા રહી, મુનિએ ત્યા વાણી કહી.
ઋષિ વાક્ય કહે છે તેહ, રાજા તેં કાંઈ રાખ્યો સેહ.
મારૂં કામ તે તુજને કહીશ, દેખાડો મુને દક્ષિણ દિશ
જેની સાથે છે મારે કામ, એ છુપાવી રાખ્યો તેં ઠામ.
દઢ ચિત્ત કરી બોલ્યા ધર્મ, સ્વામી હું નથી લેતો મર્મ.
અધમ ઠામ છે એ તો સહી, શા કારણ ત્યા દષ્ટિ ગઇ.
જોવા સરખું તો એ નવ હોય, રાજા કંપ્યો ઘણું મન માંય.

ઋષિ કહે કાં બીહો છો આપ, મને પિતાનો થયો છે શાપ.
સુખ દુઃખ જે જીવ તણું, તે ભોગવવું મારે ઘણું.
ત્યા ત્રાસ પામ્યા ધર્મરાજ, આ શું કહ્યું મુનિ મહારાજ.
કેમ વચન ઋષિનું ફરે, રાજા મનમા તે ચિંતા ધરે.
રથ મંગાવી બેઠા વળી, દક્ષિણ દિશ ચાલ્યા ફરી.
એકવીશ કુંડના કુંભી પાક, તે મધ્યે ચોરાશી લાખ
મહા પાપી પીડાય છે મહી, નાસિકેતજી આવ્યા તહીં.
એક એક કુંડે મૂકયો છે માર, જંતુ સર્વ કરે પોકાર.
અનેક પ્રાણી ઉભા કર્યા, બધા નર તે નર્કે ભર્યા.
ઉંચા પગને નીચુ છે મુખ, પાપી નરને દે છે ઘણું દુઃખ.
ધગધગતી તે રેણું બહુ, પાપી નર સુવાડયા ત્યા સહુ.
મોટા ગરજા છે લોહજ તણા, જમ કિંકર મારે છે ઘણા.
અનેક આસન ઊના કરી, તે ઉપર બેસાડે ફરી.
લોહ સાણસી કરમા લઇ, થોડે થોડે ચુંટે છે દેહી.

જેને પર નારીશું ભોગ, તેને તેવા મળીયા જોગ.
ધીકતી લોહની સ્ત્રી કરી, બે જણ રહ્યા છે બાથ ભરી.
બળતા નર પાડે બુમ હાય, પ્રાણી અરજ કરે છે ત્યાંય.
મહા મણિધર માંહી ફુંફવે, ઘણા નર તે કુંડમાં ફ્ર્યે.
અનેક સંકટ છે જહીં, જંતુ કષ્ટ પામે છે તહીં.
માંહી વંઆ પાપણી નેટ, પ્રથમ તેનું ચીર્યું પેટ.
કોઇ કેની ન જાણે જાત, કોઇ ચડયા વાંદરને હાથ.
શ્વાન બચકાં કરડે બહુ, કકલાણ કરે છે સહુ.
અનેક હાટ્યા અવનીમાંય, અર્ધ અંગ ઉઘાડાં ત્યાંય.
મન ગમતો તેને દે છે માર, પાપી તે કરે સર્વ પોકાર.
સ્ત્રી બાળક ને ગૌ હત્યાય, કુડાં કલંક ને પર નિંદાય.
લીધાં લેણાં ને ભાગ્યાં ગામ, તે નરના નર્કમાં ઠામ.
પુત્રીનાં ધન લીધાં ઘણાં, વત્તન ભાગ્યાં વાડવતણાં.

જેણે પીડયાં માત ને તાત, લોભે ધર્મનો કીધો ઘાત.
જેણે ગોત્રમાં કીધા ઘાય, આચાર ભ્રષ્ટ ચાલ્યા અન્યાય.
સાધુ જન લેખે નવ ગણ્યા, જેણે ઝાઝા જંતુ હણ્યા.
જેણે લાહ્ય લગાડી હોય, તે નર બળતા દીઠા ત્યાંય.
અનેક પાપી એવા જેહ, મહા નર્કમાં નાખ્યા તેહ.
મોટું દુઃખ આણી જંતુ રૂએ, ઋષિજી તે રચના જુએ.

' કડવું ૧૩ મું.

નાસિકેત પ્રત્યે જંતુ કહે, સ્વામી ઘણું પામ્યા દુઃખ,
દર્શન દીઠે નિશ્ચે થયો, હવે તે થાશે સુખ.
પાપ તણો જ્યાં અંત આવ્યો, ત્યારે થયું ઋષિ દર્શન,
ધર્મ ધુરંધર હે ઋષિવર, ઉગારીએ સ્વામીન.
એવી વાણી જંતુની સુણતાં, આવી ઋષિને દયાય,
નાસિકેત વદે ધર્મ સાથે, હવે જંતુ તે વૈકુંઠ જાય.
એ પ્રાણીનાં પાપ સઘળાં, ભોગવશું અમો આપ,
સંદેહ મનમાં ન આણશો, મુને પિતાતણો છે શાપ.

## કડવું ૧૪—ચોપાઈ ત્રીતાલી.

વળતા બોલ્યા ધર્મ રાય, મારો આશરો નહીં એ માંય
ધણી તણી રજા જો ફરે, તો વન ઋષિજી પળે.
કર્તા હર્તા છે વિશ્વાધાર, હું તો પ્રભુતણો કામદાર.
એવી વાત રાજાએ કહી, તરત આકાશ વાણી થઇ.
ધન્ય ધન્ય તું મુનિ જન, તમ પર દેવ છે પ્રસંન
ત્રણ યજ્ઞ તો કરજો તમો, શાપ બધા મટાડશું અમો.
સકળ વનમા જાજે તુય, ઘણું ધ્યાન ધરજે સીદ્ધ
ઋષિ કહે સાભળીએ રાય, આકાશ વાણી એવી થાય
ઋષિએ સંકલ્પ કીધો સહી, ત્રણ યજ્ઞ કરૂ વન જઇ.
ત્રણ યજ્ઞ પુરા જો ન થાય, તો નર્ક કુંડે નાખુ કાય.
યજ્ઞ ઉપર કરીશુ દાન, જપ તપ ષટ્ કર્મનું ધ્યાન
અનેક બીજા ઉત્તમ કર્મ, તે સર્વે સમર્પુ ધર્મ
એટલે વિમાન આવ્યા ઘણા, બેઠા જતુ તેમા નહીં મણા.
પ્રાણી સર્વે વૈકુંઠ ગયા, કુંડ તો સઘળા ખાલી થયા.
નાસિકેતને હવી દયા, સ્વર્ગમા ઘણા જતુ ગયા.
આકાશે દેવ વાણી ઉચરે, ઘણા ઉચાટ_ઉદ્દાલક—

આપ હેતાં શું દીધો સહી, પછે વિમાસણ તાતને
થઇ.
નાસિકેત રળીઆત થયો, ધર્મરાયને મંદિર ગયો.
નગર વિષે વર્ત્યો જયજયકાર, રહ્યા પરૂણા
દિવસ ચાર.
આજ્ઞા માગી શીઘ્ર થયા, પવન વેગે વનમાં ગયા.
માત પિતા બેઠાં છે જ્યાંહ્ય, નાસિકેતજી આવ્યા
ત્યાંય.
આઘો આવતો દીઠો તન, મનમાં હરખ્યો મુનિ જન.
પિતા પુત્રને પુછે છે વાત, નાસિકેત થયા રળીયાત.
તાત સાભળો મારી વાણ, યજ્ઞ ત્રણ કરૂં પ્રમાણ.
કહે કુંવર સુણો ઋષિરાય, વૈકુંઠનાથે મારી કીધી
સ્હાય.
લક્ષ ચોરાશી કુંડજ ભર્યો, તે સર્વ જંતુ ઉદ્ધર્યો.
નાસિકેતે તો એવું કહ્યું, મન ઋષિનુ પ્રસન્ન થયું.
સકળ વનમા જાચોરે જઇ, ત્રણ યજ્ઞ તો કરવા સહી.

કડવું ૧૪ સુ.

નાસિકેત આનંદમા રે, કર્યો યજ્ઞારંભ તેણી વાર,
માત પિતા સંતોષ પામ્યા, વર્ત્યો જયજયકાર.
પિત્રી જનને તર્પીયા, ટાળ્યાં જંતુઓનાં દુઃખ,

નાસિકેતે યજ્ઞ પુરણ કર્યો, માત તાત પામ્યા સુખ.
જે કો ગાય કો જન સાંભળે, તેના મનની પુરે હામ,
નિશ ધર્મ પાળે સદા ત્યા, પ્રભુ આપે ઉત્તમ ધામ
મેં અજ્ઞાન બાળક રમત કીધી, નથી ગણી જાણયા જોપ,

પદ અક્ષરમાં ભુલ જાણો તો, ન દેશો મુજને દોષ
ચતુર્વિંશતી જ્ઞાતિ વાડવ પ્રેમાનંદ હરિદાસ,
નાસિકેત આખ્યાન પૂર્ણ થયુ, બોલો શ્રી અવીનાશ

---

## મથુરા લીલા

### અથ ઉત્તરાર્ધ પ્રારંભ[1]

### ભ્રમર ગીતા.[2]

કડવુ ૧૬ મુ રાગ રામગ્રી

મથુરા વસ્યા મધુવન તજીને, વહી ગયા ખટ માસ,
ગોકુળ લીલા સાભળી, ત્યારે મૂક્યો નિશ્વાસ.

૧ પ્રાચીન કાવ્ય સુધા ભાગ ૩ જાના પૃષ્ટ ૧૪૧ થી પૃષ્ટ ૧૮૩ સુધી પૂર્વાર્ધ ભાગ પુરો થવાથી અહિ ઉત્તરાર્ધ ભાગ લીધો છે

૨ અહિ થી ઉદ્ધવ દૂત, અથવા ભ્રમરગીતા શરૂ થઈ કડવા ૨૭ સુધી પહોચે છે

માનુભાવ મારી માવડી, જે જોતી હશે વાટ,
નંદ નિશ દિન મન વિષે, ધરતા હશે ઉચાટ.
વળી ગોપી વિરહે પ્રાણ તજશે, અવધ લગી છે
આશ,
ગોવાળ ગોવન વિષે જોઇ, થતા હશે નિરાશ
તે માટે ત્યાંહાં મોકલું, ઉદ્ધવજીને આજ,
સર્વને સંતોષ પમાડી, તે કરી આવે કાજ.
તે જ્ઞાન ગૂઢાર્થ કહી, પ્રીછવે યશોદાનંદ,
વળી ગોપિકાને પ્રબોધી ને, પમાડે આનંદ.
( વળી) ભકિત જ્ઞાન ગોપિકાનાં, દેખશે જેણી વાર,
પછે ઉદ્ધવ મન વિચારતાં, જાણશે સારા સાર.
એવો મન વિચાર કરીને, ઉઠયા ત્યાં ભગવાન,
ઉદ્ધવજીને તેડાવીને, એકાંત બેઠા કહાન.
તમો સાથે ઉદ્ધવ મારે, અંતર નથી લગાર,
અમો તમો આત્મા એક છે, માનજો સારોદ્ધાર.
ગોકુળ જાઓ નંદ ભુવને, ક્ષણું ન લાગે વાર,
યશોદા નંદને જઇ કહો, તમો જ્ઞાન વિચાર.
ત્યાં ગોપી છે અતિ વિરહિણી, સુજ પ્રાણ વલ્લભ જેહ,
તેમને જ્ઞાનનો પ્રતિબોધ દેજો, જેમ પ્રીછે તેહ.
વળી ગોપી ગૌ ગોપાળને, જોઇ આવજો નિરધાર,

સર્વને સુખ ઉપજાવજો, ઉદ્ધવજી આ વાર
અતિ જ્ઞાન ગુહાર્થ તમારૂં, પ્રકટ કરજો વીર,
તે નંદ યશોદા ગોપિકાને કે'શો, જે હૃદયે રાખી ધીર.
આ રથ રેવત લેઇ અમારો, વસ્ત્ર પહેરો સાર
આ મુકુટ કુંડળ વિજયંતી, લેઇ સોહાવો શણગાર.
સ્વરૂપ સુંદર ધરો ઉદ્ધવ, હરિ ભક્તના એંધાણ,
શંખ ચક્ર ને પદ્મ સર્વાંગે, જઇ કરો પ્રણામ
માળા તુલસી ભાળ તિલક, તે કૃષ્ણ અંકિત સાર,
એ વેશ વૈષ્ણવ દેખતાં, હર્ખશે વ્રજની નાર
એવી શીખ દઇ રથ વિષે, બેસાડ્યા યદુવીર,
ઉદ્ધવ વેગે આવીયા, તે કાલીંદ્રીને તીર
મન વિમાસ્યુ ઉદ્ધવે ત્યારે, ભાગ્ય માહરૂં આજ.
હરિ ભક્ત સાથે ભેટતા, સરશે તે મારૂં કાજ.
હું પોતા સરખો કરીને, પાઠવ્યો પ્રેમાનંદ,
એ કૃપા કીધી કૃષ્ણજીએ, મન આજ આનંદ
માર્જન મન શુદ્ધ કર્યું, કેરી અઘમર્ષણ,
યમુના વિષે દીઠા હરિને, સદા વદન પ્રસન્ન
વિસ્મય થઇ વિચારતા, ઉદ્ધવને આશ્ચર્ય થાય,
પૂછે કહે હરિ વિશ્વ વ્યાપક, કોણે કળ્યો નવ જાય.
સંધ્યા સમે વળી શિઘ્ર થઇ, આવ્યા ઉદ્ધવ વીર,

ત્યારે યશોદાએ કૃષ્ણ જાણી, હૃદયે રાખી ધીર.
નંદજી આંગણે આવ્યા, હર્ષ ધરી મનમાંહ્ય,
ઉદ્ધવ સાથે ભેટતાં, મૂઢ થયા તે ત્યાંહ્ય.
(ત્યારે) હાથ ગ્રહીને ભુવનમાંહાં, લઈ તેણી વાર,
હરિ ભક્ત જાણી પ્રેમ આણી, કર્યો બહુ આવકાર.
ભોજન સામગ્રી કરી અતિ, ઘણી વિવિધ પ્રકાર,
ઉદ્ધવજી પ્રેમે આરોગ્યા, પંચામૃત પ્રસાદ.

વલણ.

પંચામૃત આરોગાવીયાં, પોઢાડ્યા પલંગ,
ત્યારે ત્યાં પૂછે ઉદ્ધવને, શું કરે છે શ્રી ગંગ.

કડવું ૧૭ મું—રાગ આશાવરી.

(ત્યારે) ઉદ્ધવને હરિ ભકત જાણી, જુગતે પૂછે નંદ,
કૃષ્ણે વધ કર્યો કંસનો, શું કરે છે હવે ગોવિંદ.
અમને આશા હતી ઉદ્ધવ, આંહાં આવશે ગોપાળ,
પણ રાજ્ય રિદ્ધ લોભે ગયા, મથુરા તે કહી મોશાળ.
ત્યારે યશોદા કહે જન્મ્યો, ઊદર ધરી દશ માસ.
તે હું ઉદ્ધવ આજ કૃષ્ણે, કરી છઉં નિરાશ.
પય પાન કરતાં પૂતનાનાં, જે લીધા પ્રાણ,
તેમ મુજને તે કરત તો, દુઃખ નહીં હતું નિર્વાણ.

વળી દાવાનળ દશો દિશ, આવ્યો પ્રકટી પાવક જ્વાળ,
તેહ વારે તેહ શ્યામળે, રાખ્યા ત્યાં દીન દયાળ
એવા અનેક વિઘ્ન ગયા વ્રજને, ઉદ્ધવ શું કહું આજ,
તે સર્વે નિર્વાણ કરીને, મથુરા ગયા મહારાજ.
ટોળા વિછોહી મૃગલી, વન વિષે હીંડે જેમ,
ઉદ્ધવ આજ હરિ વિના, હું આંધળી થઇ તેમ.
જેમ જળ વિહોણી માછલી, ટળવળી નાખે પ્રાણ,
ઉદ્ધવ અમને તેહ ગત, નિશ્ચય થઈ નિર્વાણ.
જેમ કોકીલાના પુત્રને, કાગેણુ પાળે જેહ,
વસંત ઋતુએ જાય ઊડી, ઝુરતી રહે તેહ.
એના જન્મથી આ વૃજ વિષે, રેહેતો જય જય કાર,
ઉદ્ધવ આજ ઉદયઅસ્ત થઇ, મને દશે દિશા નિરધાર.
હું જાણતી કૃષ્ણ પુત્ર મારો, પરમ રૂપ નિધાન,
તે હું આજ અજ્ઞાન કીધી, શ્યામળે શ્રી ભગવાન.
સુધ બુધ સર્વે ગઇ મારી, ઉદ્ધવજી અવિધાર,
હું કૃષ્ણ રામે વિછોહી, પામી તે દુઃખ અપાર.
ઉદ્ધવ કૃષ્ણે જે કહ્યું હોય તે, વિસ્તારી કહો વીર,
કયારે મુજને સંભારે તે, મારો સુંદર શ્યામ શરીર.
હું ગૌ દોહોવા જતી જ્યારે, આવતો હરિ સાથ,
તે ધેન દોહોતાં વાછરડા, ચાટતા હરિના હાથ.

વળી દધી વળોવતાં વિઠલો, માખણ માગી ખાય,
તે આજ હું અનાથ થઇ, કૃષ્ણ થયો મથુરા રાય.
માટી ખાતા મહાવજીનું, જોયું વદન વિશાળ,
ત્રિલોક દીઠા વદન માહે, ત્યારે લજ્જા દીન દયાળ.
જ્યારે અઘાસુરના વદનમાંથી, અસુરના કર્યા બે ભાગ,
ત્યારે ઉદ્ધવ જાણીયા રે, કૃષ્ણ છે મહા ભાગ્ય.
મેં ઉખળ[1] માથે બાંધીયો રે, દહીની ગોળી ભાગ્યા માટ,
ત્યા જમલાર્જુન મોડીયો તે, ગયો સ્વર્ગની વાટ.
દિવ્ય દેહ તે ત્યા પામીયો, સ્તુતિ કરી લાગ્યો પાય,
તોએ હું મેં ન ઓળખ્યા, અમો નહીં લહ્યા યદુરાય.
યમુના તે દ્રહ[2] વિષે ગયા જ્યારે, ત્યારે મેં દર્યું આક્રંદ,
બળભદ્ર કહે મા ધીરજ રાખો, આવશે ગોવિંદ.
તે નાગ નાથી પોને પધાર્યા, કૃષ્ણ ચરિત્રનો નહીં પાર,
કાળી નાગ સરખો બાધી આણ્યો, ઉદ્ધવ તું અવિધાર
ગિરિ ગોવર્ધન પર્વત ધર્યો, રાખ્યાં ગોકુળ ગાય,
ઇદ્રે આવી સ્તુતિ કરી, અમો લહ્યું વૈકુંઠ રાય.
અનેક ચરિત્ર એ કૃષ્ણના સંભારી, જીવું છું હું વીર,
એમ કહી યશોમતિએ, નયણે ભર્યાં ત્યા નીર.

---

૧ ખાણીયો. ૨ ધરો.

નંદ અતિ દિગ્મૂઢ થઈને, ઝૂરે હૃદય મુઝાર,
ઉદ્ધવ કહે નંદરાયજી, તમો જુઓ જ્ઞાન વિચાર.
એ તો સર્વ વ્યાપક વિઠલો, વેદે કલ્પ્યો નવ જાય,
એના જન્મ થકી પરાક્રમ વિચારી, શે ન જુઓ નંદરાય.
દેવતાનાં એ કારજ કરવા, ધર્યો છે અવતાર,
એ ધર્મ નિશ્ચળ થાપશે, ઉતારશે ભૂમિ ભાર.
એને સદા નિર્ગુણ રૂપ જાણો, યોગેશ્વરનો ઇશ,
આત્મ રૂપે વિશ્વ વ્યાપક એ, જાણજો જગદીશ.
નંદજી પુત્ર ભાવે ન મળો, ભક્તિ જ્ઞાન વિચાર,
એ સુર જમલો કૃષ્ણ સાક્ષી, જાણજો નિરધાર.
અજ્ઞાને તે આત્મા ભોગવે, પોતે નાહાનાં કર્મ,
એ આત્મા રૂપે જુઓ નંદજી, એક છે પરિબ્રહ્મ.
એક બ્રહ્માંડે અનંત રૂપે, વિસ્તર્યો ભગવાન,
બ્રહ્માંડ કોટી કોટ ધરતાં, એજ કરતા હરતા માન.
એ સ્થાવર જંગમ ને સરિતા, સમુદ્ર ને આકાશ,
સભર ભર વ્યાપી રહ્યો રે, પ્રકટ બ્રહ્મ પ્રકાશ.
તમો મોહ મનથી પરહરીને, ધરો અંતર ધ્યાન,
થોડે કાળે પામશો તે, પતીત શ્રી ભગવાન.
અંતર્જામી આદ્ય અવિગત, ઓળખો બેસી ઘેર,
પ્રકટ રૂપે રમાડયો, તમે વિષ્ણુ રૂડી પેર.
યોગેશ્વર મહાંત મોટા, જપે છે દિન રાત,
માત્ર તે નહીં આઘો, માનજો તમો સાક્ષાત.

તે તમે રમાડયો હૃદયે રાખી, કરાવ્યું પય પાન,
તમારા આ રૂડા ભાગ્યનાં, કેમ કરૂં વિવિધ વખાણ.
તમો પૂણ્ય સંચય એ પૂર્વનું, સાક્ષી રહિત અપાર,
તે પુત્ર ભાવે રમાડયો તમે, વિશ્વને આ કર્તાર
હવે કહ્યું કૃષ્ણે માત તાતજી, હૃદયે રાખજો ધીર,
થોડા કાળે એકઠા થઇશું, રહીશું, કહ્યું યદુવીર.
એમ વિવિધ વચને પ્રીછવ્યાં, ઉદ્ધવે યશોદા નંદ,
તે હર્ષથી ધરી ભક્તિ પ્રીતે, ધર્યો મન આનંદ.
એમ વાત કરતાં વિઠલાની, ઉદયો અરૂણ પ્રકાશ,
ઘેર ઘેર દધિ મથન કરે તે, જાણે ગડગડે આકાશ.
એવા ગુણ શ્રી ગોવિંદના, ગોપાગના ધરી નેહ,
તેને નયણે જળ ધારા વહે, કૃષ્ણ કૃષ્ણ ભણતી તેહ.
હવડાં તે હરજી આવતા, હળવે તે કરતા આળ,
વાછરૂ તે છોડી મૂકતા, હસતા ઘણું ગોપાળ.
એક કહે દધિ મથન કરીને, નવનીત[1] ગ્રહુ જેણી વાર,
તે સમે આવતો શ્યામળો, મારા ભુવન મુઝાર.
મુજ હાથ ગ્રહી મુખ વિષે, નવનીત મહેલતા ગોવિંદ,
તે શું આજ સુખ ગયાં સુંદરી, વિસાર્યાં ગોકુળ ચંદ્ર.
એક કહે મારે આગણે, આવી કરી મોરાર,
ધેનના વાછરૂ વાળતા, એકલી જાણી નાર.
એમ ભુવન ભુવન ગોપિકા તે, કૃષ્ણના ગુણ ગાય,
ગોપી સહુ બહાર આવી તે, સામટી સવાય.

વલણ.

સામટી મવાય ગોપી, કૃષ્ણ જપો કૃષ્ણ કહે સુંદરી,
સખી નંદ ઘેર ઉદ્ધવ દીઠા ત્યારે, વિમાસે બહુ ધ્યાન ધરી.

કડવું ૧૮ મું.—રાગ ભેરવી

પ્રભાત સમય બહુ ઉઠી સુંદરી, જય જય કૃષ્ણ જપે મોગર,[1]
રથ દેખી નંદ ગૃહ દ્વાર, આવ્યા કૃષ્ણ સખી રયણી[2] મુઝાર.
રથ દેવંત છત્ર તે સાર, અક્રૂર લાવ્યો હતો તેહ,
વળી વ્રજનાર વિમાસે એહ, વળી શું આવ્યો પાપી તેહ.
પ્રાણ હરી ગયો તેણી વાર, હવે સઘળો કરશે સંહાર,
(એમ) વિપરીત બોલતી ગદ્‌ગદ્ કંઠે, એ અક્રૂર બાધો દઢ ગાંઠ.
પ્રથમ આવ્યો હતો જે વાર, લઇ ગયો જીવન જગદાધાર,
ફીરી આવ્યો બીજી વાર, સાભળો સખીઓ શો કરશો વિચાર.
આપણુ જઇએ નંદને ઘેર, હવે અક્રૂરની કરશું પેર,
સબળપણે ગ્રહજો થઇ શૂર, આપી કૃષ્ણ જશે અક્રૂર.

---

૧ માખણ ૨ રાત

ચાલી સખીઓ મળી સર્વ નાર, રૂપ દેખી નયણે
વહે જળ ધાર,
(કાંરે) કૃષ્ણ આહાં આવ્યાં હોય બાઇ, તો ભુવનમા
ન રહે જદુરાય.
એમ કહેતી સર્વ નાર, ચાલી નંદતણે ગૃહદ્વાર,
તે ભુવને ઉદ્ધવને બેઠા જોય, ગોપી યુથ[1] મળી
સર્વે હોય.
ઉદ્ધવ ઉઠી આવ્યા તેણી વાર, તે હરિ જન દેખી
આવ્યા દ્વાર.
ભુષણ વસ્ત્ર જોઇ ગોવિંદ, એ મોકલ્યો પ્રેમાનંદ,
સમીપ આવ્યા ઉદ્ધવ શ્યામ, ગોપીને કીધા પ્રણામ.
ક્ષેમ કુશળ જોવાને કાજ, હું મોકલ્યો છઉં
મહારાજ,
પ્રીતિ મારી ધરે હરિ મન, એ મારા પ્રાણજીવન.
તમને કહેવા ભક્તિ ઉપદેશ, હું મોકલ્યો છઉં
ઋષિકેશ,
હું સેવક છઉં ગોકુળ રાય, મુજને શ્રી કૃષ્ણ કરી
કૃપાય.
જોવા સુખ તમારી માય, પ્રેમે પાઠવ્યો જાદવરાય,
ઉદ્ધવ વચન કોમળતા ભારી, નયણે નીર ઢાળે
વ્રજનારી.

---

૧ ટોળુ

ગઇ ગઇ કંઠ થકી થઇ શ્યામા, જાણે ચિત્ર લખી પટે[1] કામા.
મેષોન્મેષ નયણે જળ ધાર, પ્રત્યુત્તર નહી શબ્દ ઉચાર,
હ્રદય કાંપે થર થરે નારી, શ્રી કૃષ્ણ કેરો સ્નેહ સંભારી.
મુહૂર્ત ત્યાં થઈ મુક્ત શરીર, ઉદ્ધવ નયણે ભરાયાં નીર,
દેખી સ્નેહ ગોપીની પ્રીત. ઉદ્ધવ કહે શી થાશે રીત
ગોપી પ્રીતે તજશે પ્રાણ, કહે ઉદ્ધવને રથ શું નિર્વાણ ?
સુધ આવી શ્યામા થઇ ધીર, આંસુ ચોધારે ભીનાં ચીર.[2]
કઠણ હ્રદય કરી નીર નિવારે, ઉદ્ધવ ચકિત થયા તે વારે,
ઉદ્ધવ શ્યામા બોલ્યા વાળી, ધાડાં હ્રદય કર્યાં ઘુંઘટવાળી.
ઉદ્ધવજી અવિધારો આજ, અમો કહીએ તમને લોપી લાજ,
તમો મળવા આવ્યા યશોદા નંદ, દિન કળા ચડો ગોવિંદ.
આંહાં નથી હરિને બીજું કોય, એમ કે'તાં ગોપી નયણ ભરી રોય,
ઉદ્ધવ અમો અબળા બળહીન, શ્રી કૃષ્ણ વિયોગે થયાં દીન.

---

૧. ચિત્રપટ. ૨. વસ્ત્ર.

કહો લજ્જા અમો કેમ મૂકાય, હરિ વિના ક્ષણ
(વાર) સો વર્ષ થાય.
ઉદ્ધવ કૂપની છાયા જેહ, કૂપમાંહી લય પામે તેહ,
(તમે) અમો અબળા વણુ મૂલ્યની દાસ, વણુ લાભ
ને જગ થઇ હાસ.
(અમો) કુળ લાજ મૂકી કૃષ્ણ કાજ, સાંભળી એમ
વિછોયાં આજ.
કૃષ્ણ વિરહ સહ્યો નવ જાય, ઉદ્ધવ તમને લાગુ
પાય,
એ રે તેડાવ્યા જાદવ વીર, એમ કહેતી ગોપી વિકળ
શરીર.

કડવું ૧૯ મું.—રાગ દેશાખ.

વિકળ થઈ બોલે વ્રજ વનિતા, ઉદ્ધવજી અવિધાર,
વિરહિણી અમો કરી પરવશ વીરા, મદન અનળ
દહી નાર.
સ્નેહ કરી શામળે રે, ઉદ્ધવ અમને દીધો છેહ.
પ્રથમ પ્રીતિ કરી પુરૂષોત્તમે, સાંભળો ઉદ્ધવ આજ,
વસ્ત્ર હર્યાં યમુના જળ ન્હાતા, મૂકાવી કુળ લાજ.
સ્નેહ કરી.
શરદ પૂનમ શશિ સોળ કળાનો, પ્રફુલ્લિત વૃંદાવન,
કામ વિલાસ મંડપ કર્યો કૃષ્ણે, ત્રિવિધ વહે પવન.
સ્નેહ કરી.

ગાંધર્વ યક્ષ કિન્નર મુનિવર, સુર શિવ ચૌદ ભુવન,
મોહ લગાડયો મોરલી નાદે, મોહ્યા ખગ[1] મૃગ[2]
વૃંદાવન. સ્નેહ કરી.

શ્રી કૃષ્ણ આન્તિ[3]ગઇ યુવતી જન, યુથ[4] મળી
વ્રજનાર,
કઠણ વચન કહી પ્રીતિ રૂડા, ક્મવા રામ વિહાર.
સ્નેહ કરી.

ઉદ્ધવ કથન વચન સુણી મારા, હાસ્ય મા કરશો વીર,
અમો કામિની કામ વ્યથા[5] ઉર અંતર, અમો કેમ
મન રાખું ધીર. સ્નેહ કરી.

કંદર્પ[6] કોટી સ્વરૂપ શામળો, મનહર માયાવંત,
નેહ ઉપજાવી ગયો વાહી, કેશવ કમલા કંથ.
સ્નેહ કરી.

આજ અમે સાભળ્યુ ઉદ્ધવ, મથુરા જઇ મહારાજ,
કુબ્જા વરી હરિ ચંદન માટે, એમ તે ઉપજી નજર.
સ્નેહ કરી.

કો રાજકુંવરી વરત રમાપતિ[7] ( તો ) સુખ પામતી
સર્વ કોય,
કંસની દાસી ચંદન વાસી, સાભળતા લજ્જા હોય.
સ્નેહ કરી.

---

૧ પક્ષી ૨ હરણ ૩ પામે ૪ ટોળુ. ૫ પીડા ૬ કામદેવ
૭ શ્રી કૃષ્ણ,

પરાક્રમ સાંભળી હરિતણાં, ઉદ્ધવજી લાગે લાજ,
કુબ્જા કુબ્જ અંગજ વાંકી, ત્યાં શું દીઠું મહારાજ.
સ્નેહ કરી.
મન કર્મ વચને કહું ઉદ્ધવજી, નથી હરજીનો વાંક,
મેલી મથુરા ગયા કૃષ્ણજી, અમો મળ્યાં બહુ રાંક.
સ્નેહ કરી.
વળી વિચારી વદે વ્રજ વનિતા, ઉદ્ધવ આશ્ચર્ય થાય,
ઘાડાં હૃદય કરીને બોલે, ક્ષણ મારી નહીં જાય.
સ્નેહ કરી.
નાર નગર મથુરાની ઉદ્ધવ, નવ રસ ધરશે નેહ,
અમો આહીર ગુમાર જાતિને, શ્રી નટવરે દીધો છેહ.
સ્નેહ કરી.
જેમ યતિ ગૃહસ્થ તણે ઘેર આવી, આહાર લગી વહેવાર,
તેમ અમ યૌવન જ્યા લગે હતું, તે રસ લીધો મોરાર.
સ્નેહ કરી.
અમો સહ્યું તે નહી સહેવાયે, મનની ગતિ જાણે છે ગોવિંદ,
ત્રિકમ ત્રિભુવન રાયે અમને (આ માટે નાખ્યા ફંદ.)
સ્નેહ કરી.
વળી વાહી કહે છે ખાલી, ઉદ્ધવ આવે લાજ,
દિન દિનની લીલા સાભરતા, પ્રાણ કરશે દેહ ત્યાજ.
સ્નેહ કરી.

સ્ત્રી જન સાથે સ્નેહ કર્યાથી, સુખ નહી પામે કોય,
વિરહ વડવાનલ દેહ પ્રજાળે, નયન પ્રજાળે રોય
સ્નેહ કરી

જે કો પ્રીતિ કરશે હરિ સાથે, તેની એ ગતિ થાય,
ઉદ્ધવ અમો દુબળી અબળા, કીધી ગોકુળ રાય
સ્નેહ કરી.

શી શીખ લેઇ તમો આવ્યા ઉદ્ધવ, શું કહેડાવ્યુ નાથ,
ગોકુળ ગોવિંદ ક્યારે આવશે, શૂનો થયો વ્રજ સાથ.
સ્નેહ કરી.

કહો રે ઉદ્ધવજી અમને સાચુ, શ્રી કૃષ્ણે કહાવ્યું જેહ,
ગોપી પ્રાણ વલ્લભ વિઠ્ઠલને, કેમ કુળ લજ્જા
પરે થઇ તેહ. સ્નેહ કરી.

ગોપી વચન સુણી ઉદ્ધવજી, વિસ્મય મનમા થાય,
વિરહિણી વચન અટારા બોલે, નયણે જળ ન સૂકાય.
સ્નેહ કરી.

આજ અમો એમ જાણ્યુ ઉદ્ધવ, અવધે ન આવ્યા નાથ,
ઉદ્ધવજી જઇ લાવો કૃષ્ણને, તો જીવે વ્રજનો સાથ
સ્નેહ કરી.

વળી વિચારી કહે સહુ ગોપી, કૃષ્ણ ચરિત્ર મહિમાય,
નિત્ય નિત્યની લીલા સાભળતા, ઉદ્ધવજી વિસ્મય
થાય સ્નેહ કરી

---

## કડવું ૨૦ મું—રાગ કેદારો

ગોપી ગુણ ભણે ગોવિંદના, નિત નિત નવલા વિહાર રે,
ઉદ્ધવજી અમો કેમ વિસારૂં, ભર જોબન ભરી નાર રે
ગોપી.
વહાલોજી વજાડે વન માંહાં, મોરલી મધુરસ સાલે રે,
નાદનાં મોહ્યાં અમો નીકળીએ, ગૃહ કૃત રહે રોતાં
બાળ રે. ગોપી.
જઇ જોઇએ મુખ હરિ તણું, સુંદર શ્યામ શરીર રે,
સંગ સખા ગોવાળાશું, બળીયા તે બળભદ્ર વીર
રે. ગોપી.
સાંજ સમે આવે વન થકી, ગઉ ધન સંગ ગોવાળ રે,
જોવાને યુવતી મળે ટોળે, સ્નેહે તે વ્રજની બાળ રે.
ગોપી.
નંદ ભુવન લગી નિરખતાં, નટવર નવઘન શ્યામ રે,
ચટૂકી[1] દેઇને નચાવતાં, પૂર્ણ તે થયાં મન કામ રે.
ગોપી.
જે વારે જીવન થયા જાણુતા, માગતા મહી તણું
દાણ રે,
આણ દેતા રાય નંદજીની, પ્રમદા શું કરતા તે તાણ રે,
ગોપી.

---

૧ ચપટી.

યશોદા આગળ અમો જતાં સહુ, જોતે મુખ જગદીશ રે,
રાવ કરતાં જઇ હરિ તણી, અંતર આણતાં પ્રીત રે. ગોપી.

અનંત કળા ધરી કહાનજી, રમતા અમારી સાથ રે,
બ્હાલાની સાથે વૃંદાવન જઇ, આલિંગન[1]લીડતાં બાથ રે. ગોપી.

રયણી રમી ઘેર આવતાં તાં, નહીં ધરતાં લોકોની લાજ રે,
નિર્લજ થયાં અમો નેહ થકી, નવ સર્યાં ઉદ્ધવ એક કાજ રે. ગોપી.

અમો રે ઉદ્ધવ એમ જાણતાં, પ્રાણ જીવન હરિ એહ રે,
સર્વ વ્યાપી રહ્યો વિઠ્ઠલ, ભકત કારણ ધરી દેહ રે. ગોપી.

અમોને લાડ લડાવ્યાં રે લાડીલે, વિવિધ કરી વિહાર રે,
રાસ રમાડયાં રજની ઘણી, કેહેતાં ન આવે પાર રે. ગોપી.

એહુગમાં ગોપી મધ્યે ગિરિધર,સૂત્ર મણિ[2] જેમ હાર રે,
અનંત રૂપ કર્યાં આત્મા, સુંદરીનાં કર્યાં મનોહર રે. ગોપી.

---

૧ બે બાજુએ. ૨ દોરે પરોવેલા મણિ.

ગાન મનાવતાં મુખે કહ્યું ગોપી મમ જીવન પ્રાણ રે,
સર્વ તજી મુજને ભજી, હું ઋણી[1] ન થાઉં નિર્વાણ
રે ગોપી.

વૈકુંઠ દેખાડયું વિઠ્ઠલે રે, રમતા તે રાસ વિલાસ રે,
ઇંદ્રાદિક દેવ દેવાંગના, જોવા આવ્યા મન ઉલ્લાસ
રે. ગોપી.

પુષ્પ વૃષ્ટિ કરી સ્તુતિ કરે, મન ધરે રમવા રંગ રે,
નટ કળા તે દીઠી નાથની, ગાંધર્વ ને પન્નગ રે.
ગોપી.

ચૌદ લોકને મોહ ઉપજાવીયો, જ્યારે વ્હાલે વાયો
વંસ[1] રે,
ખગ મૃગ થકિત તારા શશિ, ચકિત યોગેશ્વર ઇશ
રે ગોપી.

ત્રિભુવન મોહ ઉપજાવીને, જીત્યો તે મન્મથ[2]
માર રે,
સુંદરી સુખ દીધું અતિ ઘણું, કામિની કામ નિવાર
રે. ગોપી.

અમે દીધું અમોને અતિ ઘણું, તે સુખ કહ્યું નવ
જાય રે,
સંદેહ નિવાર્યો સહુ શ્યામળે, અમો લહ્યા વૈકુંઠ
રાય રે ગોપી.

---

૧ વાંસળી ૨. કામદેવ

નિત્ય વિલાસ હાસ્ય એણી પેર, રમતા તે બારે
માસ રે,
શ્રી શુકજી કહે એક રાત્રિની, લીલા વર્ણવી ખાસ
રે. ગોપી.

અમોને ઉદ્ધવ દેખાડયા, શ્રી કૃષ્ણે તે બારે વન રે,
ક્રિડા તે કીધી વન વિષે, લીલા તે લહી અમો મન
રે ગોપી.

ગોપી પ્રલબ હણ્યો પરિબ્રહો, શંખાસુર ચૂર્યો
ચર્ણ રે,
ચરિત્ર જુઓ ચતુર્ભુજ તણા, ગોપિકાને તે કરતો
હર્ણ રે. ગોપી.

અનેક વિધિથી ઉગારીયા, આણી તે કરૂણા મન રે,
આજ નિષ્ઠુર[1] થયા નાથજી, ઉદ્ધવ એ સત્ય વચન
રે ગોપી.

ઉદ્ધવ અમો આજ શું કરૂં, કેમ ધરૂં ધીરજ મન રે,
હૃદય કમળમા રમી રહ્યો, કૃષ્ણ મમ પ્રાણ જીવન
રે ગોપી.

સ્નેહની સાંકળ સબળી જડી, ઉદ્ધવ તે અળગી નવ
થાય રે,
જેને રેવી તે તેહજ લહે, પ્રીતિ બંધન તણા ઘાય
રે. ગોપી

---

૧ કઠોર.

પ્રેમની પીડી બોલે પદ્મિની, નયણે તે વહે જળ-
ધાર રે,
હરખડે[1] હૈયું મૂજે ઘણું, સાંભરે નંદ કુમાર રે.
ગોપી.

આશન થઇ અમો અતિ ઘણી, વિરહિણી વ્યાકુળ
વીર રે,
અમોને રખે હસો હરિજન, કૃષ્ણ વિના કેમ રહે
ધીર રે. ગોપી.

વિરહિણી વચન તેવા વદે, ઉદ્ધવજી સાંભળે સોહે રે,
કૃષ્ણ કેલી રે કહી કામિની, ઉદ્ધવજી સાંભળે સોહે
રે. ગોપી.

ક્ષણમા કહે રે કૃષ્ણ પરિગ્રહ, અમે લહ્યા છે જગ-
દીશ રે,
સુખનો દાતા સર્વ સુંદરી, શામળો તે ત્રિભુવન ઇશ
રે. ગોપી.

મદન દહે દેહ માનિની, સાંભળો સખી સર્વ કોય રે,
કહો રે ઉદ્ધવજી કેને મીછવો, કૃષ્ણજી મળે સુખ
હોય રે. ગોપી.

ખટ પદ[2] એક તાહાં આવીયો, સુંદર શ્યામળે વાન રે,
ચર્ણ સમીપ ગોપી તણે, ગુંજતો કરે મુખ ગાન
રે ગોપી.

ભ્રમર મિષે સર્વ સુંદરી, બોલતી મન ધરી તેહ રે,-

૧ ગભરાય ૨ ભમરો

જુઓ રે સખી એણે કપટથી, મોકલ્યો મધુકર[1] એહ
રે. ગોપી.

ગાન કરે ગુણવંત ભલો, કોમળ વચન વિશાળ રે,
અંતર કપટી અતિ ઘણો, કોરતો કાષ્ટનો કાળ રે.
ગોપી.

જેહના રે ઠાકર[2] જેહવા, તેવા સેવક જાણુ રે,
મુખે મીઠું બોલે અતિ ઘણું, પણ કરે જીવની
હાણુ રે. ગોપી.

ધૂર્ત લક્ષણ એનાં ઘર થકી, ન અન્ય વિચાર રે,
માશી થઈ મળવા ગઇ, વાળ્યો તેનો સંહાર રે.
ગોપી.

કુબ્જા મળી કૃષ્ણને ભલી, ચતુર શિરોમણિ તેહ રે,
અમો લહ્યું મર્મ મધુકર, શું રે તેને ગાય જેહ રે.
ગોપી

શુધ રે લેવા આવ્યો અમતણી, દેખાડવા તારૂં
વદન રે,
પુષ્પ પરાગે તું મદ ભર્યો, ઉપન્યો તે વળતા
મદન રે. ગોપી.

શ્રી કૃષ્ણને તમો સરખા સરખી, અન્ય તે મળશે
આજ રે,
કપટીને તે કપટી મળે, જેને નહીં લોકની લાજ રે.
ગોપી.

---

૧ ભમરો ૨ ઠાકોર

જુઓને વિચારી જુવતી, અવધ કરી ગયા એહ રે,
ઉદ્ધવજી અવધે આવીયા, દ્વિગુણ દુઃખ થયું દેહ રે. ગોપી.

ઉદ્ધવજી તમો સાંભળો વિનતિ, કપટી કળા સહુ કોય રે,
દૂધ પાઇ એ કાળો વશીયર,[1] પ્રાણ હરે નિશ્ચે સોય રે, ગોપી.

કાળા રે ઘન વરસે જઇ, અખંડ તે રાન મોઝાર રે,
વસતી માંહાં વાટ જુએ સહુ, જળધર[2] તે ન કરે વિચાર રે. ગોપી.

ગોપીનાં તે વાયક સાંભળી, ઉદ્ધવ ટગ ટગ જોય રે,
સ્નેહ દેખી વ્રજ નારતણો, ભક્તિ અનંત ગોપી હોય રે. ગોપી.

ગોપી વચન તેહ સાભળી, ઉદ્ધવ કરે વિચાર રે,
દૃઢ બુદ્ધ સખીઓ તમતણી, ધન્ય ધન્ય હોય વ્રજનાર રે. ગોપી.

કડવું ૨૧ મું. રાગ કેદારો.

વળી કહે ગોપી હરિની પ્રીત રે, સાભળો ઉદ્ધવજી કપટીની રીત રે.
નંદ યશોદા માત ને તાત રે, અમો જાણું એહ જ વાત રે.

---

૧ નાગ. ૨ વરસાદ.

અક્રૂર તેડીગયો ગોપાળ રે, કૃષ્ણે હણીયો કંસ ભૂપાળ રે.
રિદ્ધ રાજાની દેખી અપાર રે, વસુદેવના પુત્ર થયા તેણી વાર રે.
માત પિતાને દીધો છેહ રે, ધૂર્ત લક્ષણ ઉદ્ધવ તેહ રે.

ઢાળ.

ધૂર્ત લક્ષણ એહના, ઉદ્ધવજી અવધાર,
અમને તે કૃષ્ણે પરહર્યાં, વરવા તે રાજકુમાર
દિન દિન કળા કૃષ્ણની ચડો, અમો દીઉ છઉ આશિષ,
હવે માનજો નિરધાર ઉદ્ધવ, નથી મનને રીસ
એણે સીતા સરખી પરહરી, મોકલી વન મુઝાર,
આપણ શુ દુ ખ આણીએ, આહીર વર્ણ ગમાર.
ઉદ્ધવ હરિને અનુસરે તે, સુખીયો કો નવ થાય !
રિદ્ધ રાજ્ય મુકી ગયા વનમ., મહીપતિ હતા જે રાય !

સનકાદિક શુકદેવ નારદ, નવે રીખભ કુમાર,
અણુપે નહીં માંડીયો, તેણે ગૃહ સસાર.
એણે માતાને ઉપદેશ દીધો, પિતાને કરી જ્ઞાન,
અષ્ટાગ યોગ ધરાવીયો, શ્રી કપીલજી નિરધાર
એણે દાન દેતા બળી બાંધીયો, મોકલ્યો પાતાળ,
અદ્યાપિ તે તાહા રહ્યા, પૃથિવી પતિ ભૂપાળ

હરિશ્ચંદ્ર સરખા સત્યવાદી, પ્રભવ્યા બહુ પેર,
પુત્ર રાણી વેચીયાં, રાય રહ્યા ડુમને ઘેર.

પ્રસન્ન તે વારે થયા, જ્યારે થયું નિદાન,
એને અનુસરે દુઃખ પામીએ, પછે હોય જન્મની હાણ!

ઉદ્ધવજી તમો અનુસર્યા છો, ધરી મનમાંહાં પ્રીત,
ગૃહ કુટુંબને તે મૂકાવશે, એ છે હરિની રીત!

વળી તમોને કહું ઉદ્ધવ, હરિ નિર્ગુણ નિરધાર,
ઉપકાર ન લહે કૃષ્ણજી, અતિ કઠોર નંદ કુમાર.

ભાર અવની ઉતારવાને, ધર્યો એ અવતાર,
તે માટે અમો પ્રાણ હરશે, કરી પ્રીતિ આ વાર.

મન કર્મ વચને કરી કહું, ઉદ્ધવ વારંવાર,
જીવશું જીવનને મળે, વિરહિણી વ્રજની નાર.

અમો મંદ ભાગિણી મળી સર્વેકો, ભોળવી ભગવાન,
વિરહ લગાડી ગયા વિઠ્ઠલ, હરી સુધ બુધ સાન.

ઉદ્ધવ કહે તમો સાંભળો બાઇ, જે કહ્યું જગદીશ,
અંતર જામી કૃષ્ણજી, તારણ ત્રિભુવન ઇશ.

અખીલ વિશ્વ રહ્યા વ્યાપી, સાંન્નિધ્ય સારંગ-
પાણ,
ગુરૂ ગમ્ય હોય નો પામીએ, પ્રત્યક્ષ પુરૂષ
પુરાણ.

મહા પુરૂષ મનમાં ધરે, સખી મોહ મનથી જાય,
સાંભળો ચિત્ત કરી તે, તમોને કહું ઉપાય

જાહાંલગી વિષય આવરી, વપુ[1] વિષે સારો દ્વાર,
તાંહાંલગી મન સ્થિર નવ રહે, ઉદ્ધવ કહે નિરધાર.
પય[2] દધીમાંહાં ઘૃત[3] છે તે, પ્રકટે કરતાં વિધ,
તેમ વ્યાપક વિઠલો એ, શોધતાં પામીએ સિદ્ધ.
કાષ્ટ[4] પાષાણ[5] માંહ્ય હરિ છે, તમો અબળા જાણ,
તેમ વ્યાપક શ્રી હરિ, સાન્નિધ્ય[6] સારંગપાણ.
યોગેશ્વર મહંત જાણે, ગુણ રહિત ગોવિંદ,
ત્રિગુણાતીત[7] એ ત્રિકમો, ઓળખે મન આનંદ.
જાહાંલગી મન વાસના[8], તાંહાંલગી એ સંસાર,
વિરહ તજતાં જ મળશે, જાણીએ એ મોરાર.
સાંભળો સખીઓ સ્થિર થઈ, ઉપદેશ કહું છું આજ,
સાક્ષાત્ કારે પામીએ, સાન્નિધ્યથી મહારાજ.
મોહ માયા પરહરી, ધરીએ ધ્યાન જે વાર,
સદ્ગુરૂ વાયક હૃદે ધરતાં, સિદ્ધિ હોય નિરધાર.
આસન પવન ને પ્રાણ વાયુ, મન રાખીએ સ્થિર,
સદ્મંત્ર દે તે શ્રી ગુરૂ, સાન્નિધ્ય જો ક્ષેમ શરીર.
સદોદિત સાક્ષાત્ જ્યોતિ, ઝગમગે છે જેહ,
અમૃત વૃષ્ટિ[9] વરસતી, પ્રત્યક્ષ પામો તેહ.

---

૧ શરીર ૨ દૂધ ૩ ઘી ૪ લાકડું, ૫ પત્થર. ૬ પાસે.
૭ ત્રણ ગુણથી રહિત ૮ ઇચ્છા, ભાવના. ૯ અમૃતનો વરસાદ.

ગંગા રે યમના સરસ્વતિ, તાહા ત્રિવેણીનો ઘાટ,
અભ્યાસ કરતા પામીએ, એ બ્રહ્મ સદનની વાટ.
સકળ સિદ્ધ સંત જુએ ધ્યાને, ધ્યાન ધરતા મન,
પ્રત્યક્ષ પામ્યા બ્રહ્મને, બાઈ અભ્યાસે અનુદિન
ઊદ્ધવ કહે તમો મન ધરો, ગોપ્ય ગૂઢાર્થ જ્ઞાન,
પ્રત્યક્ષ પામશો કૃષ્ણને, સાન્નિધ્ય શ્રી ભગવાન
સકળ સંશય પરહરીને, માનિની રાખો મન,
મળશો તે કેવળ કૃષ્ણને, હ્રદય થશે પાવન
વળી કહે ઉદ્ધવ વિનતિ, સાંભળો સકળ વ્રજનાર,
હું મોકલ્યો મથુરાં થકો, કહેવાને જ્ઞાન વિચાર.
નીજ ભકત જાણી દયા આણી, કરાવ્યો ઉપદેશ,
સત્ય સત્ય સખીઓ માનજો, શ્રી કૃષ્ણ તે હૃષીકેશ
અવતાર ધર્યો ભક્ત કારણ, આદ્ય વિષ્ણુ અનંત,
સદા સાક્ષી આતમા, ઓળખે હરિ ત્યાં સંત
ઉદ્ધવ વાણી હૃદે આણી, હસી વ્રજની નાર,
ઉદ્ધવ અમારે ભાગ્ય યોગે, તમો ગુરૂ મળ્યા નિર્ધાર!
અમોને તમોએ જે કહ્યુ ઉદ્ધવ, માનજો સારોદ્ધાર,
ઉપદેશ કહ્યુ હવે પ્રીછવો, એ યોગ ને રે વિચાર
મહા ભાગ્ય યોગે આજ ઉદ્ધવ, મળ્યા અમને સંત!
જ્ઞાન ગૂઢાર્થ કહ્યુ ! કેહેડાવીસુ ભગવંત !!
હવે આજ સંશય અમાન, ઉદ્ધવ ગયા નિરધાર!
યોગ અમોને મોકલ્યો, નવ રંગ નંદકુમાર

હવે કળા ચડજો કૃષ્ણજીની, કરજો મથુરા રાજ,
અમો યોગ ધરી જઈશું વન, તપ કરવા કાજ !

એ અમોને ઉપકાર કીધો, શ્યામળે શ્રી રંગ,
ઉદ્ધવ અમને કહો માડી, યોગના જે અંગ.

માળા મુદ્રા, મંગળ ધ્વજા, વટખીર ! શીંગી વીર,
વનફળ વસ્ત્ર ને કમંડળ, મોકલ્યા છે યદુવીર ?

તો આજ અમને કૃપા કરી, આપીએ ઉદ્ધવ વીર,
ઉપદેશ સાભળી તમારો, અમે હૃદય કીધા ધીર !

ગૃહ પતિ પરિવાર મેલી, અમે જશું વનમોઝાર !
ઉદ્ધવ જઈને સુધ અમારી, કેહેજો જગદાધાર

શિઘ્ર જઇ સંભળાવજો, જેમ સુખી થાય મન,
જે કો વ્રજની સુંદરી, યોગિની થઈ ગઈ વન !

જો પ્રીત તમ સાથે કરી તો, ઘટે અમોને એહ,
ત્રિલોક રાજા રાય શ્રી હરિ, એહમા નહીં સંદેહ.

જેવા સાથે સંગત કરીએ, તાહા તેવા ફળ હોય,
ગદ્ ગદ્ સ્વરે ગોપી થઇ, ને નત્રે ભગ્તી નોર.

ઉદ્ધવજી અમોએ ન જાણ્યુ, નિર્ગુણી ગોપાળ.
અમો કામે પીડી કામિની, વિસારી દીન દયાળ

વલણ.

વિસારી દીન દયાળ ઉદ્ધવ, અવધ કની અમો પ્રતિ,
હવે લાવ્યા તમે યોગ વિદ્યા, એહ વાત તે અભિનવી.

કડવું ૨૨ મું. નાગ કેદારો

વિવેક વિચારી ઉદ્ધવ કહે, સાભળો સખી સર્વ કોય રે,
પણ કેવળ કૃષ્ણને પામીએ, પરહરે મોહ સંસાર રે.
નિર્ગુણ બ્રહ્મ એ નરહરિ, માનજો સારોદ્ધાર રે,
જ્ઞાન અંતર વસે સર્વને, જેહ જન ધર્યો છે દેહ રે.
શ્રી ગુરૂ કૃપા વિના નહીં ઠરે રે, હરિ રમ અજર૧ છે એહ રે,
તે માટે તમને કહું સુંદરી, ઠરવા તે બ્રહ્મ જ્ઞાન રે.
સત સગત વિના એ મન, ચંચળ થાય જ્ઞાન રે,
વિરહ નીવારી વિઠ્ઠલ ભજો, તજો સખી દેહ અભિમાન રે.
કરતા હરતા પ્રતિ પાળતા, કેવળ કૃષ્ણ તે જાણુ રે,
**મન થકી આત્મા દેહ ધરે**, લક્ષ ચોરાશી અવતાર રે.
માત પિતા પતિ બાંધવ, તેહતણી ગણના ન થાય રે,
અન તકાળનો એ આતમા, અવની ઉપર આવે જાય રે.
પુત્ર કલત્ર ધન ધામ તે, મોહ વસે મન માંહ્ય રે,
કર્મ યોગે રે કાયા ઉપજે, જેવાં સ ચય પુણ્યને પાપ રે
ઋણ અનુબ ધને સુખ દુ ખ, ભોગવે તે આપો આપ રે,
સ્વપ્ન સાચુ કરી લેખવે, રિમ જુએ ઇંદ્ર જાળ રે.
તેમ સ સાર છે સુધી, **મોહથી જન્મ ને કાળ રે**,
વિવેક વિચારી જુઓ વલ્લભ, આત્મા જીવ વિચાર રે.

---

૧ જરે ( પચે ) નહિ એવો. સમજાય નહિ તેવો.

જાહા લગે જાણ્યો નહી, તાહા લગે સાચો સંસાર રે.
કેવળ કૃષ્ણ ભક્તિ વિના કર્મના છુટે નહી પાસ રે,
આત્મ જ્ઞાને લીઓ ઓળખી, વ્યાપક વિશ્વ વાસ રે.
ભક્તિ યોગે રે મળો ભૂધરો, સાંભળો સખી સર્વ કોય રે,
નિર્ગુણ ભજો ભગવંતને, ત્રિગુણ રહિત હરિ હોય રે
પ્રથમ તે મનને વશ કરી, વિષય વિસારીએ સર્વ રે,
સદ્ગુરૂ ચર્ણે નિહાળીએ, મૂકીએ મન તણો ગર્વ રે
એ નિસંશય મને સેવીએ, ભાવે ભજીએ ભગવાન રે,
એક મને રે અનુભવ કરી, ધરીએ શ્રીકૃષ્ણનુ ધ્યાન રે.
હૃદય કમળમા રમી રહ્યો, સભર ભર્યો ભરપૂર રે,
સાન્નિધ્ય શ્રી હરિ પામશો, નાથ નથી ગયા દૂર રે
વળી કહે ઉદ્ધવ સાભળો, વિરહ નિવારો માત રે,
કૃષ્ણ કથા કરો કામિની, હરિ ભજો દિવસને રાત રે
વળતી વદે વ્રજ સુંદરી, ઉદ્ધવજી સાભળો આજ રે,
અમો પ્રબોધ્યા પેરેપેરે કરી, વીરા અમોને નથી લાજ રે.
કહો રે ઉદ્ધવ અમો શુ કરૂ, અબળા તે બાળે વેશ રે,
યૌવન ભરી સર્વ સુવતી, કોણ વન જાઉ પરદેશ રે
ધ્યાન ધરૂ કોણ દેવનુ, નિરંજન નિરાકાર રે,
અંગ વિના મન કેમ રાખીએ, ધ્યાન તે કેને આધાર રે
જુઓરે ઉદ્ધવ અંતર વિષે, ઇંદ્રિય સ્થિર નહી નાર રે,
નેત્રમાહે રે વસ્યો વિઠ્ઠલો, મૂર્તવાન અપાર રે

શ્રવણ તે સાંભળી હરિ યશ, ઘાલ્યા નયણે તેહ રે,
હૃદય કમળમાંહાં કેશવો, ક્ષણ ક્ષણ ઉપજાવે સ્નેહ રે.
રસના રે રાત દિવસ રહે, ક્ષણ ક્ષણ નહી મૂકાય રે,
નિદ્રા ન આવે નિશ દિન, ગોવિંદના ગુણ ગાય રે.
મન રે હરી ગયા મહાવજી, શૂન્ય પીંજર રહ્યાં એહ રે,
તે રે કૃષ્ણ કહો કેમ વિસરે, જે છે સબળ સ્નેહ રે.
પ્રીત પ્રભાવ છે દોહેલો, જેને વીતે તે લહે વીર રે,
અણ સમજ્યો તે ઉચરે, ધરી અભિમાન શરીર રે.
એકાંત ભક્તિ અમો કેમ કરૂં, જે પ્રકટ રમાડયાં રાસ રે,
રજની કરી ખટ માસની, પૂર્યા મનોરથ આશ રે.
અજ ઈશ સુર સિદ્ધ મહર્ષિ, ગંધર્વ કિન્નર યક્ષ રે,
માનવ દાનવ ને મુનિ, કૃષ્ણ સખા દીઠા પ્રત્યક્ષ રે.
ત્રણ લોકે અમો જાણીયા, તે ઉદ્ધવ એકાંતનું શું કામ રે,
શારદ માતે સંતોખીયાં, કર્યાં તે આપ સમાન રે.
વદન નિહાળી વિઠ્ઠલે, દીધાં તે ચુંબન ગાલ રે.
ગ્રીવા[1] ભુજ ધરી ગોવિંદે, કંઠે આરોપી માળ રે.
હૃદય ધરી રમાડીયાં, ભુજ[2] ભીડી દીધા આલિંગન રે,
કુચ[3] રે ક્રીડા કરી કર ધરી, અમો મન કર્યાં પ્રસન્ન રે
ઉદ્ધવજી અંતર નહીં રહ્યો, કૃષ્ણજીશું એક લગાર રે,
તંબોલ[4] ગ્રહતાં હરિ મુખ તણું, અધર[5] ધરતી મુખ
નાર રે.

---

૧ કંઠ. ૨ હાથ. ૩ સ્તન. ૪ નાગરવેલન. પાન. ૫ નીચલો હોઠ.

રમતી રે રંગ ભુવન વિષે, ગાતા તે ગિરધર ગીત રે,
પુષ્પ ભરતા શિષ અમો તણે, આણુતા અંતર પ્રીત રે.
કુસુમની[1] સેજ સમારતાં, કરતા તે ચિત્ર વિચિત્ર રે,
પુષ્પ લાવતા અમો અતિ ઘણા, તુલસી તે પરમ પવિત્ર રે.
એકાંત ક્રીડા કરી અનુદિન,[2] અમને રહ્યું તેહનું ધ્યાન રે,
ઉદ્ધવ કહો અમો કેમ કરૂં, કેમ ઠરે તમો તણું જ્ઞાન રે.
એ વિષે ક્રીડા કરી કૃષ્ણજી, અલ્પ કહી વીગ જાણુ રે,
નિત્ય નિત્ય નવલ લીલા હરિ, કહી નહીં જાય નિર્વાણુ રે.
ચાર ભુજા[3] રે ચુડામણિ, ચક્રપાણી એ મોરાર રે,
શંખને ગદા ગોવિંદ ધરે, પદ્‌મ તે પાણુ છે સાર રે.
રૂપ દેખાડતા રતી સમે, માનતા અમો તણા મન રે,
શ્યામળે સુખ દીધા ઘણા, હવે તમે કાંડો વન રે.
વન રે વિહારી વિઠ્ઠલો, હરી ગયો સર્વ શ્યામ રે,
વિરહિણી કહો કેમ વિસરે, પીડે છે પાપી કામ રે.
શ્રી કૃષ્ણ ચરિત્ર સંભારતા, ઉદ્ધવ ગખી રહ્યા પ્રાણુ રે,
જો રે જદુપતિ નહીં આવશે, તો નેટ[4] થાશે
નિર્વાણુ રે.
ઉદ્ધવ આશ્ચર્ય થયા મન વિષે, દેખી ગોપીની
પ્રીત રે,
રોમ રોમ[5] વિરહની વેદના, ભક્તતણી એ રીત રે.

---

૧ પુષ્પ, ફલ ૨ રોજને રોજ. ૩ હાથ. ૪ નક્કી
૫ રૂવે રૂવે

**વલણ.**

ભક્તિ દીઠી ગોપિકાની, ઉદ્ધવ આશ્ચર્ય થાય,
ચરણ વંદી ગોપિકાનાં, ઉદ્ધવજી લાગ્યા પાય.

### કડવું ૨૩ મું. રાગ કેદારો.

( ષડ્ ઋતુ વર્ણન.[૧] )

વિચિત્ર વિનોદ વિહારનો, ઉદ્ધવજી સાંભળો આજ રે,
તમો નીજ ભક્ત શ્રી કૃષ્ણના, તો લોપી કહું છું લાજ રે.
[૧]ષડ્ઋતુ ક્રીડા એ કૃષ્ણની, વીરા વર્ણવી ન જાય રે,
ભક્તિ પીતે ભજે સુંદરી, અન્ય જોઇ આશ્ચર્ય થાય રે.
સાંભળતા સુખ પામીએ, વામીએ વેદના કામ રે.
યાદવ કુમાર અનુપમ, નિત્ય લીલા રાસ વિલાસ રે,
શરદ ઋતુનું સુખ સાંભરી, ઉદ્ધવ અમોને છે આશ રે.
ઋતુ રે શિશિરે શ્રી હરિ. આવતા અમો તણે ઘેર રે,
માને કરી સમજાવતા, શીખવતા રમવાની પેર રે.
એકાંત ભુવને યમના તટે, કમલિની કુલી જાંહાં વન રે,
ત્રિવિધ પવન સદા વહે, તાહા કરી કુંજ સદન રે.
નૃત્ય કરતા અમો અતિ ઘણું, ગોવિંદજી કરતા તે ગાન રે,

---

૧ છઋતુ.

સંગીત તાન સંભળાવતા, મનડાં તે થાય પ્રસન્ન રે.
પાગ ધરીને રહેતા પરિબ્રહ્મ, વદન નિહાળતા નાથ રે,
અંક ભરી રહે ઉર પર ધરી, બહ્ય કહી ભીડતા બાથ રે.
કોક[1] કળા લહે કાંહાનજી, કંદર્પ કેરડાં[2] સ્થાન રે,
સ્પર્શ કરી પરિબ્રહ્મજી, મૂકાવતા માનિની માન રે.
વિચિત્ર રજની રમી ઘેર આવતાં, લાવતાં કુસુમ અનંત રે,
માળા કરતાં તેહની મનોહર, પૂજતાં શ્રી ભગવંત રે.
પય કઢી[3] મૂકી શર્કરા,[4] કૃષ્ણને કરાવતાં પાન રે,
ભાવ ધરી ગ્રહતા ગોવિંદજી, રીઝી દેતા ચુંબન દાન રે.
વંસ વજાડી વન તેડતા, અમો જાતાં હરિની સંગ રે,
દૂધ દહીં રે લઇ વેચવા, પ્રમદા પ્રીત પ્રસંગ રે.
દાણ મિષે રે દયાળજી, રાખતા વન સુઝાર રે,
પ્રેમ હુદે રે ધરી પ્રભુ પ્રતે, વાળતાં વચન અપાર રે,
એમ રે અનુક્રમે શિશિર ઋતુ, રતી સુખ પામતાં નાર રે.
અનેક વિહાર ક્રીડા વનતણી, કહેતાં ના આવે પાર રે.
વિચિત્ર હેમંત ઋતુ રસ સાંભળો, અતિ સુખકારી ગોવિંદ રે,

---

૧ કોકશાસ્ત્ર. ૨ કેરાં, નાં, છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય. ૩ ઉકાળી. ૪. સાકર.

પુષ્પ તંબોલ તેલ સુગંધનાં, અંગનાને[1] મન તે આનંદ રે.
વ્રજ રે યુવતી નિજ ગૃહ વિષે, શ્રી રંગ તે સ્વસુઆર રે,
સાન્નિધ્ય દેખે રે સુંદરી, સુખ ભરી મન ધરી નાર રે.
રજની મોટી દિન સૂક્ષમ, કેમ રહે માનિની મન રે,
નંદ ભુવન જઇએ દીપ સમે, નિર્ખવા કૃષ્ણ વદન રે.
વિચિત્ર સુખ મળે મુજ મન ધરી, નેહ કરી ઉઠે તે વાર રે,
યશોમતિ ગૃહનાં કાગ્જ કરે, મુજ સંગ આવે મોરાર રે
અનેક ક્રીડા કરી કૃષ્ણજી, ભુવન જાય તે વાર રે,
તે પ્રાણ જીવન કેમ વિસરે, જીવન જગદાધાર રે.
હવે વસંત વર્ણન સુણ અભિનવાં, કોકિલા[2] બોલતી વન રે,
ભાવ ભૂષણ ધરી ભામિની, રમવા તે રસિક વચન રે
કેસર કુસુમ પ્રફુલ્લિત, અબીલ ગુલાલ ગોપાળ રે,
હળધર સંગ છે શ્રી હરિ, દીનાનાથ દયાળ રે.
વિચિત્ર વિનોદ વિહારના, ઉદ્ધવજી સાંભળો આજ રે

---

૧ યુવાન સ્ત્રી ૨ કોયલ

## કડવું ૨૪ મું રાગ વસંત.

ઉદ્ધવજી ક્રિડા હરિ તણી, વસન્તમાં છે અતિ ઘણી,
સુખ દીધાં છે વૈકુંઠ ધણી, એમ બોલે છે વ્રજ
વિરહિણી.

કૃષ્ણ હળધર સંગ સખા મળી, ત્યાંહાં કૃષ્ણ વજાડે
વાંસળી,
અમો જોવા સર્વ ટોળે મળી, મુખ નિર્ખતાં નાથનું
વળી વળી.

પીચકારી કેશર રસ ભરી, તે છાંટતા સર્વને શ્રી હરિ,
અમો મધ્યે એક ગોપી ધરી, તેને લેતા ઉર પર
મન ધરી.

ઉદ્ધવ હરિ અબીલ ગુલાલ ઉડાડતા, એક ગોપનાં
નયણ સમારતા.
તેને વનિતા વેશ ધરાવતા, કૃષ્ણ ચરિત્રની પૂછતા
વારતા.

કહો સુંદરી આવી કાંહા થકી, કંસરાયની પ્રેરી આવી
બકી,
નહીં જાય તું જીવતી આંહા થકી, ધવરાવ તું સુત
દેવકી.

એક હીંદોળો યમુના તટે, રાધા સંગ રમતા ચોપટે,
અમો પ્રભુશું વાળતા પલવટે, હઠાવી હાકલતા હઠે.
લેતા મોરલી પિતાંબર વળી, કૃષ્ણ કહે રમીએ આવો
વળી,

અમો રમતા અમારી મન રળી, જાતા શ્યામળીયા માહે ભળી.

ઉર પર લેતા એક હાથ, ધાડે આલિંગન દેતા નાથ, અમો બળ ભરી દેતા હરિને બાથ, રમતા રંગભર વૈકુંઠનાથ.

અમો મુઠે ભગ્તા મોર ચંદ્ર, પુષ્પ રચના કરતા ગોપ વૃંદ, મળતા યુવતિ અતિ સબળ વૃંદ, રમાડતા વૃંદાવન ચંદ્ર.

નાહા વચન અટારા બોલતા, ઘુંઘટ અબળાનો ખોલતા, નવા અંકુર નેહે મોડતા, તાહા નીવીના બંધન છોડતા.

અમો નિર્લજ કીધા નરહરિ, વન વન લેઈ જતા સુંદરી, એમ વશ કીધી સર્વ મન ધરી, કૃષ્ણ કામણ કરી વશ કરી.

રાધા માધવ રહે એક ઠામ, મધુવનમાહા કરી કુંજ ધામ, તાહા વિપરીત સુરતનો વિહાર, સુંદરી હરિનો શણગાર.

કૃષ્ણ રાધા રૂપ ધરી રમે, પ્રભુ જે કરતા અમોને ગમે,

વળી પ્રકટ થતા તે સમે, ત્યારે કામિની કામ વ્યથા સમે.

નિત્ય લીલા સંભારતાં તેહની, નથી સુધ બુધ ત્યાંહાં દેહની,

વિષ કંઠ વેદના વિરહની, લેહવી[1] તેહજ તેહની.

શું કહીએ ઉદ્ધવજી અમો, અતિ ચતુર શિરોમણિ છો તમો,

ગઇ વસંત જ્યારે ગ્રીષ્મ થઈ, ત્યારે કામિની કામે પીડાઈ.

શીતલ કુંજ સદન[2] પ્રભુ જઇ, નૌત્તમ નવા અંકુર તાં લઇ,

સેજ કરતાં વિચિત્ર આસન જઇ, ત્રિવિધ પવન વેતો સુગંધ લઇ.

મોરલી જંત્રે મોહ પામતી, જતી કૃષ્ણ કને અમો ભામિની.

બહુ સુખ મળી સર્વ યુવતી. ચંદન કસ્તુરી કુંકુંમ સાર,

કેશર કપૂર ઘઉંલા સુગ્રાર, કાચલી કપૂરની ઘસી તે વાર.

અબળા અંગ લેપન કરે મોરાર, તાંહાં વ્યંજન[3] નાખે વાય.

---

૧ જાણી. ૨. સ્થળ. ૩ વીંજણો, પંખો.

તે આનંદ અંગના મન ન માય, સુખ કેની આગળ ન કહેવાય.

(તે વિઠ્ઠલનો વિરહ કેમ ખમાય.)

વર્ષા ઋતુ તવ જળ ઝીલતાં, અમો સર્વ મળી હરિને છાંટતાં,

શ્યામળીયાને મન ભાવતાં કૃષ્ણ કુચ ક્રીડા કરાવતાં.

ચતુર્ભુજ સ્વરૂપ પ્રકટજ કરી, એક એક ગોપી એકજ હરિ,

એક ગોપી ગ્રીવાએ[૧] ભુજ ધરી, એમ અનંત રૂપ લીલા કરી.

ઉદ્ધવજી વિહારની વારતા, અમો અતિ દુઃખ પામું સભારતાં,

કેમ જાય વિસરી એ વારતા, વિરહાનલ દેહ પ્રજાળતાં.

કૃષ્ણ જન્મ થકી અમો વિરહિણી, મોહ રચના એ વૈકુંઠ ધણી,

ઉદ્ધવજી આજે રૂડું થયું, અમો મુગ્ધપણું હજી નથી ગયું,

તમે જ્ઞાન તે ગૂઢાર્થ કહ્યું, અમો બુદ્ધિમાને ઉદ્ધવ લહ્યું,

અતિ ગહન ગતિ ગોવિંદની, ઉદ્ધવ નહી લહીએ એહની.

હીક હેઠે સાલે સ્નેહની, સુધ બુધ ના રહે દેહની.

---

૧ કંઠ.

### વલણ

સુધ બુધ ગઇ કહે સુંદરી, ઉદ્ધવજી અવિધાર,
કેમ વિસરીએ કૃષ્ણને, ષટ્ ઋતુ રાસ વિહાર.

### કડવું ૨૫ મું—રાગ ધવળ ધન્યાશ્રી.

ઉદ્ધવજી અમે અબળા આધીન રે, દીન કર્યાં દયાળજી. ઉદ્ધવજી.
ઉદ્ધવજી હું લાગુ તમારે પાય રે, સહાય કરો અમોને તમો. ઉદ્ધવજી.
ઉદ્ધવજી અમોને તમારી આશ રે, નિરાશ કર્યાં કાં નરહરિ ઉદ્ધવજી.
ઉદ્ધવજી જઇ લાવો જદુરાય રે, પાયે લાગે સર્વ સુંદરી. ઉદ્ધવજી.
ઉદ્ધવજી દોહેલો છે વિરહ નાથ રે, વાહી ગયા અમોને હરિ ઉદ્ધવજી.
ઉદ્ધવજી અવધ કરી કહ્યું એહ રે તેહ વચન અમો ગ્રહી રહ્યા ઉદ્ધવજી
ઉદ્ધવજી વીતી ગયા તે દિન રે, પ્રાણ જીવન નહીં આવીયા. ઉદ્ધવજી
ઉદ્ધવજી તમને મોકલ્યા મોરાર રે માર કરી તે શ્યામળે ઉદ્ધવજી.
ઉદ્ધવજી વિરહ મેહ વડવાનલ જેહ છે, તે પ્રકટ કરી પરજાળીયો ઉદ્ધવજી.

ઉદ્ધવજી એમ તમો જાણશો મન રે, યૌવન માતી
સુવતી. ઉદ્ધવજી,
ઉદ્ધવજી તમો કહ્યું બ્રહ્મ જ્ઞાન રે, અબળા એ સમજ્યું
નહીં. ઉદ્ધવજી.
ઉદ્ધવજી સદ્દગુરૂ સત્ય વચન રે, મૂરખ મન આણે
નહીં. ઉદ્ધવજી,
ઉદ્ધવજી તમો કહ્યું સત્ય રે, ભક્તિ વિના નવ પામીએ.
ઉદ્ધવજી.
ઉદ્ધવજી મુક્તિતણું જે ધામ રે, કામ તજી કેવળ
ભજે. ઉદ્ધવજી.
ઉદ્ધવજી સર્વ સમજી અમો મર્મ રે કર્મ અમારૂં
કૃષ્ણજી. ઉદ્ધવજી.
ઉદ્ધવજી બીજો ઇંદ ન કોય રે, રાજીવ[1] નયન શું
હ્રદે રહ્યા ઉદ્ધવજી.
ઉદ્ધવજી ભક્તિ મુક્તિ વિચાર રે, હરિ યોગે હરિ
ભજે. ઉદ્ધવજી.
ઉદ્ધવજી કાયા કષ્ટે ક્લેશ અપાર રે, ગુરૂ સાન્નિધ્ય
ઉપજે. ઉદ્ધવજી.
ઉદ્ધવજી શીઘ્ર થઇશું કામ રે કેવળ સુખ તજી
કૃષ્ણના. ઉદ્ધવજી.
ઉદ્ધવજી યોગ ને ભોગ વિચાર રે, તો વિહારી એક
આતમા. ઉદ્ધવજી.

---

૧ કમળ જેવા

ઉદ્ધવજી આજ થયું અસુર રે, સમીપ ભુવને પધા-
રીએ. ઉદ્ધવજી,
ઉદ્ધવજી આશ્ચર્ય થાય રે, ભક્તિ દેખી વ્રજ નારની.
ઉદ્ધવજી.
ત્યાંહાં સુંદર રચના સાર રે, હરિ મંદિરમાંહાં કૃષ્ણ
મૂરતી. ઉદ્ધવજી.
તેની સેવા કરે સર્વ નાર રે, પય દધી અર્પે
પ્રેમશુ. ઉદ્ધવજી.
તેહ અહેતા હવા ગિરિધર રે, નવનીત કર કાઢી
લઇને. ઉદ્ધવજી.
તે દેખી ઉદ્ધવજી આશ્ચર્ય થાય રે, આપો પુ પુણ્ય દે
ઘણું. ઉદ્ધવજી.
જુઓ ઉદ્ધવ હરિની પ્રીત રે, અમો જીવુ છૂં એ
આશરે. ઉદ્ધવજી,
વળતી વ્રજ વનીતા વદે, અમો કઠણ વચન કહ્યાં
જેહ રે. ઉદ્ધવજી.
તે હરખ હૃદય ધરે, ઉદ્ધવજી સાસે સબળો સ્નેહ
રે. ઉદ્ધવજી,
શ્યામળીયો નહીં વિસરે, જુએ ઉદ્ધવ ગોપીની પ્રીત
રે. ઉદ્ધવજી.
ગૃહે ગૃહે તે પ્રીત અભિનવી, ગોપી સેજ સમારે
પુષ્પ રે. ઉદ્ધવજી,
× × × સખી અન્યો અન્ય કરે
વાત રે. ઉદ્ધવજી.

આજની રાત રંગે ગઇ, મુજને મળ્યા મહારાજ
રે. ઉદ્ધવજી.
આલિંગન દેઇ એમ કહ્યું, કા સુંદરી આણો શોક
રે. ઉદ્ધવજી.
હું અળગો નથી તમ થકી, એમ કહી કર્યું અધરનું
પાન રે. ઉદ્ધવજી.
ચુંબન દાન દઈ કૃષ્ણજી ભૂધરજીએ ભીડી બાથ રે.
ઉદ્ધવજી.
નાથે હૃદય સાથે ધરી, સખી વિવિધ કર્યા વિહાર
રે ઉદ્ધવજી.
અપરિમિત સુરત તે વિઠ્ઠલે, નહી પામે કામ વિશ્રામ
રે. ઉદ્ધવજી.
નેટ થઇ હું વ્યાકુલી, એવા કેલી નિધાન શ્રી કા'ન
રે. ઉદ્ધવજી.
તે ધ્યાન તે મારે મન રહ્યુ, એવી ભક્તિ દીઠી
વ્રજનારની ઉદ્ધવજી.
ઉદ્ધવ વિચારે મનમાંહે રે, ધન્ય ગોપી ગુણ સાગર.
ઉદ્ધવજી.

કડવુ ૨૬ મુ રાગ સારંગ.

પ્રાત સંધ્યા નિત્ય નિયમ તે ઉદ્ધવ વીર રે,
જાય તે યમુના તીરે ગોપ ગો ભીડ રે.
( ત્યા ) ગોપી મળી સર્વ સાથ ઉદ્ધવ સાથે મળી,
ઉદ્ધવજી આ ઠામ કૃષ્ણે કરી મંડળી

આહા આવી ચતુરાનન,[1] ચોરી વચ્છ ગયો,
તે જોવા ગયા ગોવિંદ, બ્રહ્માનો મર્મ લહ્યો.
આજ આવી બીજી વાર, ગોવાળા સર્વ હર્યાં,
કૃષ્ણે તે જાણી પેર, નવા નર હરિએ કર્યાં.

ઢાળ.

નવા કર્યાં નાથજીએ, વચ્છ ને ગોવાલ,
જેનાં રૂપ જેવા હતા, તેવા કર્યાં તત્કાળ.
વસ્ત્ર ભૂષણ વાંસળી, લાકડી નાના રંગ,
ભાત સીકાં ભાજન[2] સર્વે, કર્યાં છે શ્રી રંગ.
વચ્છ તે જેવાં હતા, તેવા કર્યાં શ્રી ગોપાળ,
મન થકી કીધાં માધવે, વાધ્યો તે પ્રેમ વિશાળ.
અમે બાલક અમારા, હૃદે ધર્યાં તે વાર,
(ત્યારે) જાણીએ મનમાહ્ય મળીયા, જીવન જગદા-
ધાર.
જેમ અમારે તેમ ગાયોને, મન પ્રેમ સબળો થાય,
ઉદ્ધવજી લીલા કૃષ્ણની, એક મુખે કહી નવ જાય.
આહા વસ્ત્ર હર્યાં વિઠ્ઠલે, લજ્જા નિવારી નાર,
એક ગત રાન રમાડીશું. વાચા કહી મોરાર.
આહા દાણ લેતા દૂધનું, કરતા તે તાણ અપાર,
આણ દેતા નંદની, રમતા તે રંગ વિહાર.

---

૧ બ્રહ્મા ૨ વાસણ.

આંહા કાળી નાથ્યો કૃષ્ણજી, કાઢ્યો યમુના બહાર,
આંહા અઘાસુર વિદારીયો, રમતા તે રાસ વિહાર.
આંહાં પ્રલંબ પાવક સમાવીયો, ક્ષણ ન લાગી વાર,
કેશી હણ્યો કૃષ્ણજીએ, તાલવન મુઝાર.
આ ગોવર્ધન પર્વત ધરી, ઇંદ્રનું મોડયું માન,
ગોકુલ રાખ્યું રેલતું, સમર્થ શ્રી ભગવાન.
આંહા અમો રાસ રમાડયા, કરી અધર કેરૂં પાન,
ઉદ્ધવ તે કેમ વિસરે, સુખ દીધું શ્યામળવાન.
આહાં ઋષિ યજ્ઞ અન્ન જાચી, જમ્યા શ્રી જગદીશ,
ઋષિ નાર લાવી પ્રેમ સાથે, તેને પ્રભુ થયા પ્રસન્ન.
ભાડુર વન દેખાડીયુ, ગોપિકાને ગોવિંદ,
વૈકુંઠ દેખાડયું વિઠ્ઠલે, અમો પમાડયાં આનંદ.
ગોવાલ સહુ ગોપાલ સંગે, રમત રમતા જેહ,
ઉદ્ધવ લીલા કૃષ્ણજીની, કહેતા ન આવે છેહ.
એમ નિત્ય ઉઠી વન જાય, ઉદ્ધવ વ્રજનો સાથ,
ક્રીડા સ્થાનક કૃષ્ણના જે, રમ્યા વૈકુંઠ નાથ.
ઉદ્ધવ કહે ધન્ય ધન્ય ગોપી, અનન્ય ભક્તિ અપાર,
શું બ્રહ્મ જ્ઞાનને દીજીએ, એ મુક્તિ રૂપી નાર.
યોગ ધ્યાને બ્રહ્મ જ્ઞાને, અનંગ દાને જેહ,
ગોપિકાની ભક્તિ જોતા. ન આવે કલિએ તેહ
અનેક તીર્થ દાન જપ તપ, આચરે વ્રત જેહ,
પણ ગોપિ ભક્તિ સમાન સુકૃત, કેમે ન આવે તેહ.

વળી કલ્પ કોટી કાયા કષ્ટી, આચરી હરિ ધ્યાન,
તોહે કળા ન આવે કોઇની, ગોપિકા ભક્તિ સમાન.
એ ગોપિકાની ભક્તિ જોતાં, પ્રૌઢ પદ નહીં કોય,
ઇશ બ્રહ્મા સુરપતિ શું, વિરાંગના શું હોય.
સકળ સૃષ્ટિ મુક્ત પદથી, ઉગ્ર ગોપી ભક્ત,
સંસાર તારક કૃષ્ણ તેમ, ગોપિકાઓ સંયુક્ત.
એ ગોપિકાની પ્રીત જોતા, ભક્તિ પ્રકટે ભાવ,
સંસાર સાગર થાય ગોવિંદ, હરિ નામ રૂપી નાવ
ઉદ્ધવ કહે અંતર કર્યો, અવતાર દેતા ઇશ,
જો ગોપિકાની દેહ ધરતા, પદ પામતા જગદીશ.
એ વિષય તજી મને ભજી, સાક્ષાત્ પુરૂષ પુરાણ,
ભળી બ્રહ્મ રસમાં ભાવથી, ભક્તિ શિરોમણિ જાણ.
કેવળ કૃષ્ણ હૃદે વસ્યા, અંતર્જામી ઇશ,
પાવન પગ રજ ગોપિકા લઇ, ઉદ્ધવ નામે શિષ
આજ્ઞા માગે મન ધરી, મુજને દીજે શીખ.

કડવું ૨૭ મું.—રાગ વસન્ત.

ઉદ્ધવ માગે આજ્ઞા મધુપુર જાવા કાજ,
ગોપી મળી ગુણવતી રે, ગાતી ગુણ મહારાજ.
વ્રજનારી કહે વિનતિ, ઉદ્ધવજી અવિધાર,
જઇ કહેજો મહારાજને, કુશળ છે વ્રજની નાર.
વિરહ તમારે વિઠ્ઠલા, વિલપે છે દિન રાત્ર,
ચરિત્ર સંભારી શ્યામળા, જીવે ગોપી માત્ર.

ઉદ્ધવ કહેજો એટલું, અબલા બાલે વેશ,
યોગિની થઇ કયાં જાય એ, કોણ દેશાંતર દેશ.
તમો વસો રાજનગર વિષે, રત્ન જડિત અવાસ,
અમોને યોગ મોકલાવીયો તે, કરવા વનમાં વાસ.
ગજ રથ અશ્વ વસે રે, હરિ કનકાંબર પરિધાન,
વનફુલ પહેરે વ્રજ વધુ રે, તે શોભા તમોને કા'ન.
જો અમો પ્રીત કરી હરિ, તમો સાથે નિરધાર,
ઉદ્ધવ કહેજો એટલું, અંતે એ ઉપકાર !
ઉદ્ધવજી કહે સુણો સુંદરી, તમો વશ વરતે નાથ,
ભક્તિ વિષે છે ભૂધરો, સાન્નિધ્ય છે તમ સાથ.
હવે મુને માત કૃપા કરી, આજ્ઞા આપો આજ,
ચર્ણે ઉદ્ધવ લાગીયા, મૂકી મોટમ લાજ.
ઉભય નયણે નીર ભરે, ઉદ્ધવ ગોપી સોય,
હરિ જન હરિ થકી વ્હાલા રે, હરિ ટગ ટગ જોય.
ઉદ્ધવ હરિને કહેજો રે, ગોપિના પ્રણામ,
આલિંગન દેજો અમતણું, જેમ સાભળે શ્યામ
હવે નંદ યશોદાને સભાળી, વળીયા ઉદ્ધવ વીર,
ગોપી સર્વે ટોળે મળી, નયણે ભરતી નીર.
ઉદ્ધવ સાથે સદેશડા, કહાવે વ્રજની નાર,
એક વાર આણે ગોકુળે, જેમ આવે દેવ મોરાર
અમોને આશ તમારી, ત્રીકમ તારા દાસ,
ઉદ્ધવ કહેજો કૃષ્ણને, કહા કરો નિરાશ.

વળી વળી વ્રજ વધુ, ઉદ્ધવને કહે એહ,
ઉદ્ધવ હરિને કહેજો, અમને કાં દીધો છેહ.
બીરદ તમારૂ બોલે, વેદ વેદાંત પુરાણ,
અનાથને શરણે રાખે, સમર્થ સારંગપાણ.

ગજ મૂકાવ્યો ગોવિંદજી, ગ્રાહથકી ક્ષણ માંય,
ધ્રુવ અંબરિષ પ્રલ્હાદની, તત્ક્ષણ કીધી સહાય.
અજામેલ અપરાધીને, મામકી તારી રામ,
પોપટ પામ્યો પાંજરે, હરિનું લેતાં નામ.

હિરણ્યકશ્યપ હિરણ્યાક્ષને, વૈરથી વૈકુંઠ દીધું,
રાવણ ને કુંભકર્ણ હણી, આપ સરીખા કીધા.
તો ઉદ્ધવ કહેજો એટલું, વ્રજ આવો મોરાર,
રંગભેર રાસ રમાડીએ, પાઓ અધર પયપાન.

કુચ ક્રીડા કરી કા'નજી, હૃદે ધરો ભગવાન,
આલિંગન અમોને દઇ, સન્મુખ શ્યામળવાન.
ગ્રીવા ભુજ ધરી ગુણનિધિ, કરો અધર પયપાન,
કંદર્પ જ્વર[1] નિવારીએ, આટલો અંગ પરિતાપ.

એકાંતે મળો આતમા, આવી વ્રજ વાસ,
યમુના તટ લગી આવીઓ, ગોપિઓ ઉદ્ધવ સાથ,
ઉદ્ધવ એ સંદેશડો, જઇ કહેજો જગન્નાથ,
કર જોડી ઉદ્ધવ રહ્યા, ગોપી લાગે પાય.

---

૧ કામદેવની પીડાથી આવેલો તાવ

ઉદ્ધવ એટલું કરજો, જેમ આવે ગોકુલ રાય,
જય જય કૃષ્ણ કહી વળ્યાં, ઉદ્ધવ ગોપી એહ.
રથ હાંકયો રામા જુએ, સાલે કૃષ્ણ સ્નેહ,
ઉદ્ધવ મથુરા આવીયા, મળીયા મન ધરી પ્રીત.
શ્રી કૃષ્ણ આગળ કહી, ગોપી ભક્તિની રીત,
ગદ્ ગદ્ કંઠે ગોવિંદ થયા, સાંભળી વ્રજની વાત,
ઉદ્ધવ હું નથી વિસર્યો, ગોપી ગુણ વિખ્યાત.
સર્વ તજી મુજને ભજી, લોપી કુળની લાજ,
અધક્ષણ એક અળગી નહીં, એમ કહે શ્રી મહારાજ.
વ્રજનો રણીયો[1] હું સદા, ઉદ્ધવ માનજો એહ,
જેમ ગોપી હૃદે હું વસ્યો, મમ હૃદે ગોપી તેહ.
આગે ભક્ત હવા ઘણા, અધુના[2] હશે અપાર,
ઉદ્ધવ ગોપી સમોવડ નહીં, આવે કો સંસાર.
નેહ સંભારે નરહરિ, અબળા અંતર પ્રીત,
ઉદ્ધવ મુજથી નહીં અળગી, એ મારા ભક્તની રીત.
નહીં ઇષ્ટ નહીં આશરો, ચિત્ત ધરે મારે ચરણ,
કૃત્ય નહીં જોઉં હું તે તણાં, રાખું મારે શરણ.
સંત વ્હાલા સદા મુજને, ઉદ્ધવ મારા દાસ,
આશા રહિત મુજને ભજે, આણી મુજ વિશ્વાસ.
મારી લીલા મન ધરે, હર્ષે રોમાંચિત થાય,
અહર્નિશ નામ હૃદયે ધરે, ગોવિંદના ગુણ ગાય.

---

૧ દેવાદાર, ઋણી. ૨ હમણાં.

સર્વને કરે ઉપકાર તે, સદા હૃદય પાવન,
કરૂણા આણે વિશ્વ ઉપર, એવા મારા જન
મુજ ભજને સુખ માને, લેખે સાચું એહ,
ઇચ્છા ન કરે અધિક મન, મીથ્યા જાણે દેહ

સ્વપ્ન કરી સંસારને, લેખે સત્ય પ્રમાણ,
સત્ય સ્વરૂપ નારાયણ, જાણનારો જન જાણ
આત્મ રૂપે ઓળખે, કરતા એક વિચાર,
સભરાભર ભરી રહ્યો, વિશ્વતણો આધાર

ઉદ્ધવ મારા દાસની, મુજને નિરંતર આશ,
તેને હૃદયે હું વસ્યો, મમ હૃદયે તેનો વાસ
ઉદ્ધવ કહે ઉપદેશ ગોપિનો, શો કરું જદુનાથ,
સવિતાને[1] જેમ દર્પણ લઇ, દેખાડે તેમ હાથ

અથવા અવની ઉદ્યોત જે ચંદ્રની આગળ જેમ,
ઉદ્ધવ કહે ઉપદેશ જ, ગોપિ આગળ તેમ.
જેમ ચિંતામણી આગળ, રજક કનક ધન જેહ,
તેમ ગોપિની આગળ, જ્ઞાન કહેવું તેહ
કેવળ બ્રહ્મ રમે ભરી, સુંદરી વ્રજની નાર,
યોગેશ્વર મહા તપ નિધિ, તેવો જ્ઞાન વિચાર
ગોપી પ્રીત સંભારીને, ગદ્ ગદ્ થયો કંઠ,
ઉદ્ધવ વ્રજ વ્હાલું મહા, એમ કહે પતિ વૈકુંઠ

---

૧ સૂર્ય

વલણ.

વૈકુંઠ પતિ ગતિ સર્વ જાણી, ગોપિ નિજ ભક્તિ
હૃદયે આણી,
ઉદ્ધવ કહે નિજ ભકત ગોપી, હરિ ભકતમાં ભલી
લાજ આણી.

કડવું ૮ મું—રાગ ધન્યાશ્રી

શ્રી શુકદેવ કહે પરીક્ષિત રાય, કથા તણો ગુણ કથે
ન જાય.
પરિબ્રહ્મ લીલા ધર્યો અવતાર, ઉતારવા ભૂમિનો ભાર.
રાજા કંસની રાણી જેહ, તાત કને પછે આવી તેહ,
જરાસંધની સભા મોઝાર, સન્મુખ આવી બોલી નાર.
મુજ સ્વામી માર્યો ભગવાન,સ્નેહી સુધ ન લીધી રાજન,
પુત્રી રૂદન કરે તેણી વાર, જરાસંધ પૂછે નિરધાર.
અંબા કહે આવ્યા ગોપાલ, તત્ક્ષણ આણ્યો કંસનો
કાળ,
આયુધ વિના વિડાર્યો રાય કૃષ્ણ, ચરિત્ર કહ્યું નવ
જાય,
એવાં વચન સુણી તેણી વાર, જરાસંધ કોપ્યો તત્કાળ.
સજ સૈન્ય કર્યું રાજન, જરાસંધે પૂછયું ભગવાન.
કવણ કૃષ્ણ કા'ન ભૂપાલ, કંસતણો જેણે આણ્યો
કાળ
પ્રધાન કહે યાદવ વસુદેવ, તે ઘેર પ્રકટયા દેવાધિ દેવ.

વિષ્ણુ તણો એ છે અવતાર, ઉતારશે ભૂમિ કેરો ભાર,
તે સાંભળતાં જરાસંધ રાય, કોપ્યો અવની રસાતલ જાય.

નારદ ઋષિ આવ્યા તેણી વાર, જરાસંધ હરખ્યો મન નિરધાર,
પગ વંદીને લાગ્યો પાય, પૂછે કૃષ્ણતણો મહિમાય.

કૃષ્ણે કંસનો આણ્યો અંત, તે કોણ રાજા મહંત,
નારદ કહે શે ન જાણે રાય, વિષ્ણુ તણો મોટો મહિમાય.

બ્રહ્માદિક શિવ સાથે દેવ, વિષ્ણુ પ્રત્યે ગયા તતખેવ,
બ્રહ્મા સ્તુતિ કરી સારોદ્ધાર, નારાયણ પ્રકટ્યા તેણી વાર.

મસ્તકના બે આપ્યા કેશ, આદ્ય વિષ્ણુ કહ્યો ઉપદેશ,
દેવ થયો યાદવ અવતાર, હૃષીકેશ પ્રકટ્યા મોરાર.

અસુરતણો કરશે સંહાર, ઉતારશે ભુમિતણો ભાર,
પૂર્વતણો છે એહ વિચાર, નારદ કહે રાજા અવિધાર.

મગધ દેશતણો રાજાન, સૈન્યતણી સંખ્યા નહીં માન,
તેવીશ અક્ષૌહિણી દલ લઇ જાય, જરાસંધ મન ક્રોધ ન માય.

ચતુરંગી સેના પદ્માકાર, આવ્યા ગઢ મથુરાને દ્વાર,
પંચ શબ્દ વાજે રણકાળ, જરાસંધ સૈન્ય લાવ્યો ભૂપાલ.

તવ પ્રતિહારે કરી જઈ જાણ્ સાંભળો ઉગ્રસેન રાજાન,
નગરી પાખલ[1] ઘેરો થાય, આવ્યો છે જરાસંધ રાય.
યાદવયોદ્ધ મળ્યા રણ ધીર, શ્રી કૃષ્ણ સાથે હળધર વીર.
ચાર ભુજા આયુધ ધરી ચાર, પંખી રાજ રમયો તેણી વાર.

બળભદ્ર કૃષ્ણ થયા આરૂઢ, યાદવ યોદ્ધ થયા દિગ્મૂઢ,
શંખ નાદ કીધો અવિનાશ, જરાસંધ દળમાં પડયો ત્રાસ.
અશ્વ ઉપરથી અશ્વજ જાય, ગજે ગજ માંહોમાંહી અથડાય.
ગરી મહારથીના નિશાણ, અન્યો અન્ય થયું ઘમસાણ.
ચક્ર સુદર્શન ગદા પ્રચંડ, બાન્યા મહારથીના ભુજ દંડ.
ગરૂડ પાખ પ્રહારે માર, વીશ સહસ્રનો કર્યો સંહાર.

હળ મુશળ લઈ હળધર વીર, ચોદ કોટી માર્યા રણધીર.
વીશ અક્ષોહિણીનો સંહાર ચક્ર સુદર્શન કર્યો મોગર.
શેષ ઉગર્યા યોદ્ધા જેહ યાદવ યોદ્ધે માર્યા તેહ.
એકાકી ભાગ્યો મગધરાય, હાથ ધરે ને હાંકે બાપ

૧પાદર.

વલણ.

ભાગ્યો ભુપતિ એમ કહે હવે આવું બીજી વાર,
પરાક્રમ જોજે માહરૂં, કૃષ્ણ દેવ તે વાર.

કડવું ૨૯ મુ—રાગ ધનાશ્રી.

જરાસંધ મન ક્રોધ અપાર, સૈન્ય તણો ન લહે પાર,
અનેક દેશના ગજા જેહ, અસુર સૈન્ય તેડાવ્યું તેહ.
અશ્વ ગજ રથનો નહીં પાર, લાવ્યો સૈન્ય તે સોળ હજાર,
અનેક યોદ્ધા યમ રૂપ અપાર, કૃષ્ણે ઉતાર્યો ભૂમિનો ભાર.
તેવીશ અક્ષોહિણી સત્તર વાર. તેહ તણો વાળ્યો સંહાર,
દેશ દેશના જીત્યા રાય, યાદવ બળ ત્રિભુવન નવ માય.
જે મહીપતિ આવી લાગે પાય તેને કૃપા કરે યદુરાય,
ભક્તિ ભાવ મન આણે જેહ, કુશળ પ્રભુએ રાખ્યા તેહ.
કૃષ્ણ સૈન્ય સબળ અપાર, ત્રણ લોક જવા અધિકાર,
સહસ્ર સકટ ભરી સુવર્ણ, આપે અનેક મંડલીક ધરણ,
સિદ્ધ આપી વંદે હરિ ચરણ, અનેક દેશના રાજા વર્ણ.
કૃષ્ણ ચરિત્ર અકળ મહિમાય, સુર ઈંદ્રાદિક લાગે

સહસ્ર અઠયાસી મુનિ ગણ જેહ, હરિ દર્શને આવ્યા તેહ,
કૃષ્ણ ચરિત્રનું કરે વખાણ, ત્રણ લોકમાં વર્તી આણ.
નંદ યશોદા રાધા સાથ મથુરામાં તેડયાં જગનાથ,
ગોકુલ વર્ત્યો જય જય કાર વૃષભાનનો કર્યો અધિકાર.
કાળ યવનને આવતો જાણી, શ્રીમુખ બોલ્યા સારંગપાણી,
બળભદ્રને કહે જગદાધાર, બાંધવ કરજો દીર્ઘ વિચાર.
મથુરા નગરી વીટશે દુષ્ટ, કાળ યવન છે મહા પાપીષ્ટ,
બાંધવ તમો રહેજો સાવધાન, હું મૂકાવીશ તેહનું માન.
પાછળથકો જરાસંધ જેહ, સૈન્ય લેઇને આવશે તેહ,
તે માટે કહું હળધર વીર, યાદવ સહિત રાખશો ધીર.
અસુર સૈન્ય ના લાભે પાર, શ્રીકૃષ્ણ મનશું કરે વિચાર,
ત્રીજે દિવસે તેણી વાર કાળ યવન આવ્યો નિરધાર.
રથે બેસીને જગદાધાર નીકળીયા મથુરા ગઢ દ્વાર,
શંખ ચક્ર સારંગ ધરી હાથ ગદા ગ્રહી છે વૈકુંઠનાથ
અસુર સૈન્યનો આણવા અંત, સમર્થ સ્વામી શ્રી ભગવંત.
કાળ યવન કપટ સંગ્રામ, ચલાવો કર્યો તેણે ઠામ,
અસ્ત્ર મંત્ર યોજે અસુરેશ, તે નિવારે શ્રી હૃષિકેશ.

સન્મુખ આવ્યો જેણી વાર, ગદા પ્રહાર કર્યો મોરાર.
આવી મૂર્છા મરણ સમાન, અસુર થયો ક્ષણમા સાવધાન.

માયા આસુરી યુદ્ધ અપાર, હરિએ તેહ કરી નિવાર.
કાળ યવન અભક્ત જાણી, મન વિચાર્યું સાર ગપાણી.
મુજ હાથે એ પામશે મરણ, (તો) પામશે પદ
અશરણ શરણ.

અથવા અવસાને પામે દર્શન, તો એ દુષ્ટ થાશે
પાવન.

એવો મનશું કરી વિચાર, નાઠા શ્રી કૃષ્ણ તેણી વાર.
આગળ થયા એ ભગવાન, પાછળ કાળ યવન પ્રધાન.

નારાયણ વન વગડે જાય, કાળ યવન તે પુઠે થાય
વિન્ધ્યાચળની ગુફા વિશાળ, તે માંયે પ્રવેશ
કર્યો ગોપાલ.

ત્યાહા મુચુકુંદ મહારાજ જાણ, દેવ કને માગી વરદાન.
સમાધી ધ્યાન વર્યું એકાંત, જગાડશે તેનો આણશે
અંત.

જ્યાર પ્રકટ થશે મહારાજ, ત્યારે મારી નિદ્રા
ત્યાજ.

તે કારણ જાણો ભગવાન, ઓઢયા છે નગર પરિધાન
આવ્યો કાળ યવન મહા ાળ, જ્યા પોઢયો મુચુકુંદ
ભૂપાલ.

ક્રોધે કીધો પાદ પ્રહાર, આડા આવી સુતો મોરાર

જાગ્યો મુચકુંદ મહા ભૂપાલ, નેત્ર થકી અગ્નિની જ્વાળ.
કાળ યવન ભસ્મ થયો તેણીવાર, પ્રકટ થયા ત્યાં જગદાધાર
મુચુકુંદ પ્રભુને લાગ્યો ચરણ, દર્શન પામ્યો અશરણ શરણ.
સકળ મનોરથ મારી આશ, તમો દર્શન દીઠે અવિનાશ.
અનંત કાળ નિદ્રાનું ધ્યાન, પ્રત્યક્ષ પદ પામ્યો ભગવાન.
મુચુકુંદને આપી વરદાન, ગુફા બહાર આવ્યા ભગવાન.
પ્રધાન કાળ યવન દળ જેહ, ક્ષણ એકમા સહાર્યું તેહ.
મથુરા આવ્યા સારંગપાણ, પંચ શબ્દ વાગ્યા નિશાણ
ઘેર ઘેર ઓચ્છવ મંગળ ગીત, પુરૂષોત્તમ નિરખ્યો મન ધરી પ્રીત,
જય જયકાર મથુરામા થાય, યાદવ યુવતી હરખ ન માય
ઘેર ઘેર ગોડી તોરણ ત્રાટ, હરિ યશ ગાન બ્રાહ્મણ ભાટ,
ઉગ્રસેન આપે બહુ દાન, કાળ યવન પરાજય કર્યો શ્રી કા'ન.

વલણ.

કાળ યવન પરાજય કર્યો, યશ પામ્યા ગોવિંદ રે,
મથુરા લીલા સાભળી, રાય પરીક્ષિત મન આનંદ રે.
ધન્ય ધન્ય શ્રીશુકદેવજી, ધન્ય ભાગવત પુરાણ રે,
શ્રી વ્યાસ વાણી ધન્ય એ, જ્યાં ભક્તિ મુક્તિનું
જ્ઞાન રે.

કડવું ૩૦ મું—રાગ દેશાખ.

પ્રાતઃસમે શ્રી નારદ આવી, વાત કહી પ્રભુને સમજાવી,
એકાતે નારદ મહાત, શ્રી કૃષ્ણજીનું જે છે ચંત.
નારદ પ્રભુજીનુ મન નિરધાર, સકળ જગ જાણે
સંસાર,
ગુંજ ગૂઢાર્થ કહી સઘ રાય, આજ્ઞા લેઇ સુર સદને
જાય.
વિશ્વકર્માને કરવા જાણ, કરશે પુરી પાવન નિર્વાણ,
કુશ દાનવનુ સ્થાનક જેહ, નારદ મુનિ નિરધાર્યું તેહ.
તેણે સમે જરાસંધ રાય, સૈન્યતણી સંખ્યા ના થાય,
અનેક દેશના અસુર ભૂપાલ, દીસતા તે કૃતાંત કાળ.
જરાસંધની સાથે યોદ્ધ, નગર મથુરા કીધો રોદ્ધ,
કૃષ્ણ કહે યાદવ પ્રત્યે વાત, આપાપણે ભુવન રહો
તાત.
એ આવ્યો સત્તરમી વાર, અગણિત સૈન્ય લેઇ નિરધાર,
હળધરને કહે જગદાધાર, એને લેઇએ વારોવાર.

એ સાથે યુદ્ધનું નથી કામ, સાવધાન તમો થાજો રામ.
આપણ જઇએ રણમાં આ વાર, યુદ્ધ કરીએ વિધિશું નિરધાર,
જરાસંધ સાથે જે દળ વહે, દક્ષિણ દિશા ભણી લેવો તેહ.
આપણ પળશું કરી રણક્ષેત્ર, એ કેડે થાશે સૈન્ય સમેત,
દક્ષિણ સાયર ત્રટ લઇ જઇશું, સમય હશે તેવું ત્યા કરશું.
એમ કહી હરિ ને હળધર વીર, યુદ્ધ કરવા સજ થયા રણધીર,
ઉગ્રસેનના યાદવ જેહ, ગઢ મથુરા સાચવજો એહ
એવું કહીને બાધવ બેય, રણ મંડપમા આવ્યા તેય,
ધનુષ તણો કીધો ટંકાર, શંખ શબ્દ કર્યો જગદાધાર
ચક્ર સુદર્શન લેઈ તેણી વાર, યોદ્ધ તણો વાળ્યો સંહાર,
અસ્ત્રે શસ્ત્રે મંત્રે જંત્રે, જેમ ફરસુરામ સહસ્રાર્જુન ક્ષેત્ર.
લણ કર્ષણ લણી લીધુ નાથ, બળદેવે દેખાડયા હાથ,
કોટ કરી રવી મહાન્ચી શૂર, રણમા યોદ્ધા કીધા ચૂર,
(જેમ) સવિતા[1] પ્રકટે તિમિર પળાય, જરાસંધ દળ તેમ અટવાય

---

[1] સૂર્ય

જેમ કો કેસરી પ્રકટે વન, મહોમન્ત ગજ થાય પતન,
તેમ હરિ હળધરનું યુદ્ધ જેહ, જરાસંધ ભે પામ્યો તેહ.
પોતે યુદ્ધ કરવા સજ થાય, તવ રથ હાંકયો વૈકુંઠરાય,
જરાસંધ તવ પૂઠે ધાય, હરિ હળધર રથ હાકયા જાય.
પાછળથી મુખે કહે ભૂપાળ, કાંહાં નાશી જશો ગોપાલ.
ગોકુલમા ચારતો ગાય, આજ થયો મથુરાનો રાય.
એમ કહેતો તે કેડે ધાય, કૃષ્ણ બળભદ્ર નાઠા જાય,
વિન્ધ્યાચલ ચઢયા મહારાજ, સૈન્ય સકળ તે આવ્યું વાજ.
જરાસંધ ભય આણી મન, પાછળથી આવ્યો રાજન,
કેટલાક મારગમાં રહી જાય, શું કરશે જરાસંધ રાય.
એની સાથે આવ્યા આજ, સૈન્ય ગુમાવ્યું ગઇ કુળ લાજ,
વિન્ધ્યાચલથી બાંધવ બેહ, ગોમત રેવત આવ્યા તેહ.
પૂઠે થકો જરાસંધ રાય, ચઢતા દીઠા પર્વત રાય,
શિખર ઉપર ચડયા ભગવાન, શંખ નાદ કર્યો શ્યામળવાન.

સૈન્ય જરાસંધનું જેહ, જિરિ હમનું કર્યું છે તેહ
મહા યવન પ્રકટયો તે વેળાય, ગિરિ કેરૂં નવ ચડય.
તે રાતે જ્યાં સમુદ્ર મોઝાર, દ્વારામતિ પુરી પ્રકટી
સાર,
વિશ્વકર્માએ રચના કરી, પાવન નિરખી દ્વારા પુરી.
કનક પ્રસાદ[1] માણેક જડીયાં, વિચિત્ર સ્તંભ વિધિ
કરી ઘડીયા,
સ્ફટિક મણિ ગોખ જાળીયાં, એકવીશ ભૂમિ મંદિર
માળીયાં.
મણિ તોરણ છે દ્વારો દ્વાર, બાર યોજન નગરી
વિસ્તાર,
અનેક સમૃદ્ધિ સામગ્રી ઘણી, સકળ સજાઇ ભુવનમાં
મણિ.
કીધું કામ દેવોના વાસ, કલ્પતરૂ સઘળે અવાસ,
વિવિધ રચના વાડી રચી, ચિત્ર પુતળી માણેક જડી.
સપ્ત ધાતુનો કોટ વિશાળ, ચોહો દ્વારે રાખ્યા
રક્ષપાલ,
વૈકુંઠની શોભા શત ગણી, ત્રણ લોક જોવા દર્શણી.
સંગમ ગોમતિ પાવન તીર, ચોહોગમાં સાયર ગુણ
ગંભીર,
માયા વૈષ્ણવી જંત્રે કરી, જે જન વસતા મથુરા પુરી.

---

૧ મહેલ

રાત્રી મધ્યે તેણી વાર, દ્વારામતિ આણ્યા નિરધાર,
જાગ્યા જાદવ કરે વિચાર, વૈકુંઠ આવ્યા શું નર નાર.
શ્રી કૃષ્ણ ચરિત્ર જાણી સર્વ, મૂકયા દેહાદિકના ગર્વ,
ઉગ્રસેન સહુ આશ્ચર્ય થાય, ગૃહ સંપત્તિ કોણે ન લેખાય.
દીવ્ય વસ્ત્ર આભૂષણ પરિધાન, યાદવ કીધા આપ સમાન,
ગોમત ગિરિ ઉપર ગોવિંદ, સમુદ્રે જાણ્યા પ્રેમાનંદ.
પ્રત્યક્ષ સ્વરૂપ સમુદ્રે ધરી, પ્રેમે પૂજ્યા આવી હરિ,
વરૂણ દેવ આવ્યા તે વાર, પ્રણમ્યા પદ શ્રી જગદાધાર.
આવ્યો ગરૂડ રત્ન લઇ અપાર, સમુદ્રે આપ્યા અમૂલક હાર,
ગરૂડારૂઢ થયા ગોવિંદ. દશે દિગ્પાલ સાથે છે જેહ.
કુશસ્થલી આવ્યા કરૂણવંત, કેશી દૈત્યનો આણ્યો અંત,
વૈકુઠ પ્રત્યક્ષ પામ્યો તેહ, મુક્તપુરી દ્વારિકા થઈ એહ.
જય જય કાર થયો તે વાર, દ્વાનામતિ વસ્યા મોરાર,
શુકજી કહે પરીક્ષેત સુણો, એ મહિના મથુરાપુરી તણો.
પ્રેમે પ્રીતે સાભળશે જેહ, મન વાંચ્છિત ફળ પામે તેહ,
શ્રીકૃષ્ણ ચરીત્ર (ગુણ) કહ્યું ન જાય, તો તેની શી કહું સંખ્યાય.

એ આખ્યાન ગાશે નરનાર, રીતે પદ પામશે મોટાર,
ફળ સ્તુતિ મહિમા ના કહેવાય, વશે પુરૂષ પાવન
થાય
શ્રોતા વકતા પૃચ્છક જેહ, શ્રી હરિ શર્ણું પામશે તેહ,
ચાર પદાર્થ પહોચે આશ, જે ગાય હરિના રાસ

વલણ.

રાસ ગાશે કૃષ્ણ લીલા, પ્રેમે નરને નાર,
ચતુર્ભુજ થઇ જશે વૈકુંઠ, માનજો નિરધાર

કડવું ૩૧ મું. રાગ ધન્યાશ્રી.

મથુરા મહિમા ગાયો સાર, શ્રી ગુરૂ દેવ સંત
આધાર,
જિહ્વાથી બોલી જગ માત, યશ વિસ્તાર્યો છે
સાક્ષાત.
પંડિત કવિ મા દેશો દોષ, તમો તણો હુ સેવક
દાસ.
અજાણે કર્યો કથા વિસ્તાર, કહેવડાવ્યુ દેવ શોગર
અલ્પ મતિ હું દીન અપાર, હરિજન મારી કરજો
સાર.
તમ સગ પામવા આશ, તે માટે કીધો અભ્યાન,
દેવજી ગુ I કહે ઉગવદા । ગેપ્ગુ (જન) ગુજને
રાખો પાસ.

માગું જન્મ જન્મ અભ્યાસ, ગાવા ગુણ શ્રી અવિનાશ.
**શ્રી ડાલ્યમપુરી ઉત્તમ સ્થાન, ત્યાં મુને કૃપા કરી ભગવાન.**
કહેવડાવ્યો મથુરા મહિમાય, હૃદયે રહીને યાદવરાય.
યોગ શૃંગાર અધ્યાત્મક જ્ઞાન. કેવળ ભક્તિ રસ ભગવાન.
પ્રેમ ધરીને ગ્રહશે જેહ, મુક્ત રૂપ થાશે નર તેહ.
કવિ કુળ જાત વર્ણવું એ કાજ, કોશાધ્યક્ષ ભારે મહારાજ.
તેના પુણ્ય પ્રતાપે કરી, ભવસાગર અમો જાશું તરી.
લોડ સાજન ને લાડ જ્ઞાત, શુદ્ધ શૂદ્ર અમારી નાત.
(શ્રી) ગુરૂ કલ્યાણ કીધું મમ સાર, કીધો વૈશ્ય નામ અધિકાર.
આપી વાણી કર્યો કુપ એહ, શ્રી વલ્લભ કુળમાં ગોકુલરાય.
તેમાં પુરૂષ પુરૂષોત્તમ રૂપ, + + સત્ય સ્વરૂપ.
તેના ચર્ણ પ્રતાપે કરી, શ્રી કૃષ્ણ લીલા વિસ્તરી.
દાસ કેશવ કહે કરજોડ, નારાયણ ભવ બંધન છોડ.
સંવત સત્તરસેં તેત્રીશ સાર, અષાઢ સુદ દ્વિતીયા શનિવાર.
પૂરણ કર્યું એ આખ્યાન, મથુરા મહિમા શ્રી ભગવાન.
દ્વારાનગરની લીલા જેહ, શ્રી શુક વિસ્તારી કહે એહ.
પ્રાકૃત મહિમા બુધ અનુસાર, દાસ કેશવ કહે કર્યો વિસ્તાર.
વૈષ્ણવ સંતતણે પ્રસાદ[1], શ્રી કૃષ્ણ લીલા પૂર્ણનાદ.

---

૧ મેહેરબાની, કૃપા.

# કવિ રાજે ભક્ત

## દૂતી સંદેશાને બોધ વચન

### શૃંગારનાં પદ.

સવયા –વાતઃ ચાલ બુલ દી.

( મનહર, કે કવિતના પણ ગવારો )

૧

દૂતી—આવ ઓરી વાત એક, કહું તને કાન માંહે,
શામળા સનેહી તેડે કાએ કાગી થાય છે.
આવે તો આવ નીતર,[1] ઉત્તર તૂ આપ મને,
દા'ડી ઉઠી એમ કે'ની, વાએદે શું વાય છે
ઊઠની ઉતાવળી તૂ, આભ્રણ પે'ર અંગે,
વાતના વિચાર માંહે, રાત વહી જાય છે,
એ દાસ રાજે પ્રભુ તેડે, આળસનું કામ નથી,
ચોપ કરી ચાલ વેહેલી, વા'ણુ વહી જાય છે.

૨

હરિ સાથે હેત નથી, રાખતી તું કાએ હેલી,
એમ આવ્યા લાગ માંહે, કાએ ખૂએ હાથથી.
દાવ આવ્યુ ડોરુ દેની, વાત ન વિચાર બીજી,
સુખ ઘણું પામેશ જો, શામળાના સાથથી.

---

૧ નહિતરનુ વપરાતુ ટુંકુ રૂપ

સૂતી કાએ જાગની તુ, કઠ તેને લાગની તું,
સખણુ સતોક થશે માન મારી વાતથી.
એ દાસ રાજે પ્રભુ સાથે, પ્રીન રૂડી રાખ લુંડી,
કાએ હીંડે નાશતી તુ, આવા રૂડા નાથથી.

૩

રાધિકા—દૂતી દુહાગ જોની, કહ્યાનું તો કાંમ નથી,
હૈએ હશે હેત તુ તુ, હરિ પોતે આવશે.
મીટે મીટ મળ્યા વિના, માને નહીં મન મારૂં,
શાનને સનેહ હશે તુ, બંદેશાશુ નાહાવશે.
કળી કરા પુંરા માહે કહ્યુ કેનૂ માંનીએ
નહીં,
લોક તુ એ લખ વાત, સાચી જૂઠી લાવશે.
એ દાસ રાજે પ્રભુ વિના, પ્રેમ નહી ઉપજે તે,
ગખશે તુ હેતે હાથ ઝાલીને બોલાવશે.

૪

દૂતી—ભૂડી ભલા કેરી વાત, તે તુ ભાજગડે થાએ,
સુઠાસુઠ કરે તે તુ, માકડા શા માનવી.
નવસુ નદીઓ આવી એકઠી તુ એમ મળે,
ઠામ ઠામ તેડવાને જાએ છે શુ જાનૈવી.[૧]
રાજ કરે રાજવી તાં, આગેવાન હુએ આગે,
જમાદાર કેહેવા જોઇએ, સૂધા સૂધ સાનવી.

૧ ગંગા નદી

એ દાસ રાજે પ્રભુનુ, વિચાર આગે છે જ એવુ,
અમ માથે એવડુ તે, શો કરૂ છુ તાંનવી.

૫

રાધિકા—વાત તુ વીવેકની, કરે છે દૂતી તુ તુ ઘણી,
પણ શ્યામના સનેહની તુ, વાત નથી જાણતી.
ધરમની વાત કર, બોલ કૈં ધારણે
મારૂં કહ્યુ માન ભૂડી, રે'તી પણ તાણતી.
નારી ગણી મને એમ શીખરે છે મૂઝતુ તે,
જ્યારે ત્યારે તેની વાત આવે છે વખાણતી.
એ દાસ રાજે પ્રભૂતણી તૂ તે ઘણી કામગીરી
કાકરા કઢાવશે એ, વારે વારે હાણતી,

૬

દૂતી— કા'નજીના કાકરા તૂ, કાઢવાને ભલા મળી,
બેસી રહે રે બાપડી તૂ ગજ એ દેખાડતી.
જોર કરી જીભ કરે, જાણૂ તારૂ જાણપણૂં,
છાલશે આટોઈ રે'ની, એવ્ શુ નગડતી
વઢવાની વાત કરે, મદના મચ્છર માહે,
'મુઢામાથી વેણ વળી, વાંકા વાકા કાઢતી
એ દાસ રાજે પ્રભુ સાથે, એવડુ અહકાર[1]
તે શું,
નાથજી તેરે છે ત્યારે, ચાલ લાબુ નાડતી.

૧ અહંકાર

૭

રાધિકા—તેડવાને તાતી તું તુ, જો રે દૂતી થાય છે પણ,
આવવાની વાત તે તૂ, મનમા મારે નથી.
આલને ઊડળ માહે, લેવાને તું તાકે છે પણ, ૯
થાકશે પગ તારા એમ, થાકેશ મથી મથી.
લવ કરી લખ વાત, કરે તે હૂં માનું નહીં,
મે તુ તને કહી મારા, મનમાની જે હતી.
એ દાસ રાજે પ્રભુ કહે, રાધકા દૂતીને મૂઢે,
ચઢાવી એ વાત કરે, તું વળી તારી વતી.

૮

કગેધ કરીને જોઇએ, રે'શ તુ તે કાહા લગી,
કાલ પછી કા'ન સાથે, બોલશ જો બાપડી
વાનળીના વેણુ માહે, નેહ ઉપજાવશે તૂ,
ધીર ની[1] ખમાએ પછે, જો એ દવી આપડી.
પતકેલુ પ્રાણ છે ને, જો એ દાઢ ડતકશે,
ગોવદ ગળ્યા છે એવા, જેવી ગોળ- પાપડી.
એ દાસ રાજે પ્રભુ સાથે, એવડુ અહકાર તે શુ, ?
મા'વજીને મળવાને, હેન કરી દે હડી.।

૯

કવિ—દૂતીએ કહ્યું જેમ, નાથજીએ કર્યું તેમ,
વાગળી વત્તડી સૂધી ગ્રેહે મૂવી વનમા.

---

૧ નહિ

મુનિનાં મૂકાવ્યાં માંન, ધ્યાનીનાં ચુકાવ્યાં ધ્યાંન,
મેહે વીઆપીક[1] કર્યું, આનુનીના મનમાં.
જળ થળ વન વેલી, રાગે સહૂ રીઝી રહ્યાં,
મોર કળા માંડી રેહ્યા, તાંન લાગ્યૂં તનમાં.
એ દાસ રાજે પ્રભુજીની, કળા તુ અનંત એવી,
અબળા આધીન કીધી, સ્નેહના વચનમાં.

૧૦

માંન તજી માંનુની તે, આવી સહૂ પાએ લાગી,
વારણાં લે વ્હાલાજીનાં, વદન નીહાળીને.
કાળ ને કરોધ ગયુ, હરખ હૈયામાં થયુ,
ભ્રાંત સહૂ ભાગી ગઇ, ભૂધરને ભાળીને.
સુખ જોઇ મોહી રહ્યાં, દિગ્મૂઢ સહૂ થયાં,
એવૂં ચિત્ત નાં કરે જે, જૈએ ઘેર ચાલીને.
એ દાસ રાજે પ્રભુજીની, એવી ગત કુણ લહે,
પોતાનાં તે પાસે તેડયાં, સહુમાંથી ટાળીને.

૧૧

સહુમાંથી ટાળીને, સનેહી રાખ્યાં સુડ[2] માંહે,
વેંવારી વિખેરી મેહેલ્યાં, મરૂ માથાં કૂટતાં.
પરપંચ કીધા પ્રોઢા, પ્રીતનાં પારખાં જોવા,
જોઇએ કુણ ઉગું રેંછે, લાગ બાહ્ડ લુટતાં.
મૂધરે તુ ભેદ કરી, ભટકાવી મેહેલ્યાં સહૂ,

[1] વ્યાપક. ૨ સોડ.

બોકડાની પેરે નાઠા, નવે નાડ તૂટતા.
એ દાસ રાજે પ્રભુ કેરૂ, ભાવ જોઇ ભુ'યા સહૂ,
ફરીને ચુરાસી તાકી, કયારે કે જે છૂટતા.

૧૨

છબીલાની છુલ કોઇ, જેરવે જવલુ લ્લેગી,
કે પ્રેમી જન પારખે જે, પ્રેમમા બડી રહ્યા.
સૂ અનલની વાત જાણે, મત હીણા મરઘડાં,
તીહુનુ આશરૂ આક, થોડામા ઉડી રહ્યા.
એમ ભોરડના ભાગ્યા મન, અગત્ય તે કાથી
કરે,
ગૉરના[1] શબ્દ લેવા, જ્ઞાનને ગોડી ગ્યા
એ દાસ રાજે પ્રભુજીના, પેચ કોઇ પારખે,
દીનને દયા કરી જ્યા, હાથ જે જોડી રહ્યા.

૧૩

જે દીન થૈ દયા માગે, શામળુ તા સાર કરે,
આપ્યાનુ આકારુ હશે તા, નાથજી તુ નહીં
મળે,
મનના મરમ ખોટા, ગમ ગમ કરે મોટા,
એ ગોવ દને નહીં ગમે, શીરુને વાકૂ વળે,
વાગા પે'રી વન માહે, ગળવાને જાએ રોળે,

---

૧ ગુરૂના અર્થમા

એમ રોળુ થાએ કેમ, રાંક થૈને નાં રળે;
એ દાસ રાજે પ્રભુજીને, ભેટવાનું ભાવ રાખે,
ભેટે ત્યારે ભૂધર્ જો, અંગનું આપું ગળે.

૧૪

એ આપુ[1] ટળે અંગનુ તુ, રંગીલાનુ રંગ લાગે,
આધાં આવી ઉસરે તુ, લાભ તે શું કાઢશે.?
એ જીવના સટાની વાત, નેહમાં ન ચાલે ઘાત,
વાંક હશે પોતાનુ ને, કુહુને માથ વાગશે;
હવડાં તુ લેહેતા નથી, મુઢે તે શું કહીએ
કથી,
શાંમજીશું સાજુ નથી, જે કાંહાં તરાડશે;
એ દાસ રાજે પ્રભુ વિના, પ્રાણ જો જો
પ્રાહાસશે,
અંતં સમુ આવશે ને, નાથજીશું નાડશે.

૧૫

રંગીલાનુ રંગ જોઇ, ડાહ્યા બહુ ડગમગ્યા,
પ્રેમીને તુ પ્રેમ દશા, પ્રીતે જુએ પારખાં;
મોટી મોટી વાત કરે, ગગ દશા ધ્યાંન ધરે,
ભલાં ને ભૂંડાં હેત, જણાએ આ વારકાં;
કો વંદે ત્યારે વારૂ લાગે, નંદે ત્યારે નાશે આઘા,

૧ પોતાનું, પોતાતણું.

માથા વિના હુએ તે, સહે શબદના મારકા.
એ દાસ રાજે પ્રભૂ ત્યારે, પ્રીત કરી પારખે ન,
ખોટા જણાશે ત્યારે, સહૂ નર નારકા

૧૬

ભૂધરે જે ભોળવ્યા તે, ભટકશે ભતળમા,
ઉંધે મુઢે લટકશે, વાગોળો તે થઈને;
માલ જેના દાટયા રહ્યા, સાધ સુખ
નવ ગયા,
ભોમી ભણી ભાળશે તે, ઉંધે માથે રહીને;
કામ જે કરે સીહા[1], સાધો રીતે થશે ખ્યારા,
રાખે ખેડુ સુધા ખેડશે ને, છુટશે તે વહીને;
એ દાસ રાજે પ્રભૂ સાથે, પ્રીત કાઇ કરૂ પેહેલી,
હરિના કો હરિજન, ખસી રેહેશે કહીને.

૧૭

કેહેનારા તું કે'છે સૂધા, સાધ એ શબદમાહે,
પ્રીછે નહીં પ્રાણ તેને, શીખ તે શી દીજીએ;
હરિ નામ હેત કરી, હૈયામાહે રાખીએ ને,
ગુરૂ કેરૂ જ્ઞાન લેઇ, ગાળ્યું પાણી પીજીએ;
મરણ તુ માથે ગાજે, ઓર કરૂ તે ન છાજે,
જેણે અવતાર આપ્યું, તેથી કે બી'હીએ,

૧ કાળુ, ખરાબ, નઠારૂ —

એ દાસ રાજે પ્રભૂ સાથે, સાજુ રાખુ
સમજીને,
સાધની સગત કરી, લાભ ઘણુ લીજીએ.

૧૮

લાભ લેવા તાકુ તુ તુ, સાધની સંગત કરૂ,
પાખડને પરહરૂ, મન ધરૂ મહાવજી,
સતગુરૂ સુધા સેવુ, હેતે કરી હૈયે રે'વુ,
અત કરણ ગખુ રૂડુ, સીતનૂ સુભાવજી,
પતિવ્રતાપણ રાખૂ, વિવિચાર[1] કાઢી નાખુ,
ત્યારે જશે તન થકી, તરવેધી[2] તાપજી,
એ દાસ રાજે પ્રભૂ સાથે, પ્રેમ રાખી
પરણુસુની[3],
દુર્લભ દેહડી પામ્યા, આવ્યુ રૂડુ દાવજી

૧૯

દાવ આવ્યુ ડોર દેની, હરિની ભગત[4] માહે,
જ્યહા એ જગત સારૂ, ભૂકીએ નહીં નાથને
સૂખ જેથી પામીએ તે, દુખ ઘણા વામીએ ને,
તે જ કામ કીજીએ એ માન મારી વાત ને.
સાધશુ સ્નેહ રાખુ, સિધુ તે તરવા તાકુ,
વેતુ મેહેલુ વાટમા એ, સમાગીના સાથને.

---

૧ ઉલટા વિચાર નઠારા વિચાર ૨ ત્રિવિધિ ૩ પ્રણુમોને
૪ ભક્તિમા

એ દાસ રાજે પ્રભુ વિના, પાર નહીં પામુ
તમો,
હૈઆમાં વિચારી જૂઉ બુધ એ અઘાતને.

૨૦

બુધને એ બોધ કરૂ, શબદની શોધ કરૂ,
શાંમશું સનેહ રાખુ, કાજ સહૂ સીઝશે.
હરિ ભણી હેતે ધાઉ, પ્રેમી થૈ પ્રેમે ગાઉ,
સુધુ રગ દેખશે તુ, આક્રરા તે રીઝશે.
જો મેહની વણાશે વાત, આકુળ આવશે નાથ,
પાછી પાની નહીં કરે, એ કળી જોવા
બીજશે.
ો દાસ રાજે પ્રભ પછી, પળકયાની પૂઠ
મૂકે,
હેવા માંડે હરખ ગએ, ભાવ જોઇ ભીજશે.

૨૧

ભાવ જૂએ ભૂધર તુ, આવી મળે આ ઘડીએ,
વાર ન લગાડે વ્હાલુ, એવી એની ટેવ છે.
જ આવીને પોતે વસે, તેને ન્હેલા સૂધા
કે'શે,
સાચનું સનેહ હશે તુ, સુધા હેવા રેવશે
વચન વિચારૂ હૈયે, એને મૂકી કાંહા જૈએ,

બીજા કુહુને સેવીએ કે, એથી મોટુ દેવ છે
એ દાસ રાજે પ્રભુજીને, કો પ્રેમી જન પારખશે,
પદવી તે પામશે જે, સૂધે મને સેવશે

૨૨

સૂધે મન સેવ્યા વિના, કામ કેમ થાએ કુહુની,
લલોપતા કીધે કેમ કા'નજી તે આવશે.
કે જપ તપ કરે, કે બેઠા ધ્યાન ધરે,
સહૂ વાત સાચી પણ, પ્રેમને તે ફાવશે
સુભાવ[1] એવુ શામજીનુ, હમેશા હૂ જાણુ છું એ,
જેનુ જોશે હેત તેને, હસીને બોલાવશે
એ દાસ રાજે પ્રભૂને તે,વહાલપણે વશ કરૂ,
સૂધા થશે સાચૂ તે જે, લેહેરીને તે લાવશે

૨૩

એ લાખીણાને લાવશે તે,લાહુ લેશે અતિ ઘણુ,
મેહેમાન થશે તેનુ, તે સહૂ કોઇ જાણશે,
હરિને જે મળ્યા હશે, રંગ તેનુ બીજુ થશે,
છાની રહે નહીં છત, હરિ જેને મુહુલે[2] માણશે.

---

૧ સ્વભાવ ૨ મહેલ

મુઢે નહીં કહે તુહે, મરમ લેહેવાશે સહૂ,
એવી ગત પ્રેમની કો, પ્રેમી તે વખાંણુશે.
એ દાસ રાજે પ્રભૂજીને, કેળવે તે કળા જાંણે,
બીજા તુ અજાંણ્યા વાત, હૈયે ઉઠી તાંણુશે.

૨૪

હૈએ ઉઠી વાત કરે, હૂડ થૈ હુકતા ફરે,
ભાવનાજ ભગતનું તું, ભેદ નથી જાંણુતા.
વચન પોતાના થાપે, અરથ બીજા ઊથાપે,
મન મુખી માનવી તે, મરે પખ તાણુતા.
અંતઃકરણ આપુ રાખે, ઇજત દરવા તાકે,
જ્યારે ત્યારે વાત કરે, પોતાની વણાણુતા.
એ દાસ રાજે પ્રભુ કેમ, પ્રેમ વિના પાસે આવે,
સંસારમા સઘળે એ, હીડે ન થ જાંણુતા.

૨૫

જાંણીને શૂં જોશુ નાથ, હૂં તુ મહા અપરાધી,
ભક્તિ ના તારી સાધી, મોટુ મારૂ વાંક છે.
કામીને ક્રોધી બહુ, લોભ ને લાલચ સહૂ,
આપદા અનેક કઈ, તુહે જાણો રાક છે.
દયા કરૂ દીનાનાથ, હરિ હવે ઝાલુ હાથ,
દોરીને દિશા દેખાડુ, અંધને શૂં આખ છે !
એ દાસ રાજે પ્રભુ હવે, દીન જાંણી દયા રાખુ,
મૂખડું દેખાડુ દાદી, તુ તુ આડો આંક છે.

પદ ૧ લુ શ્રી રાગ, ચાલ ગરબાની.

મને પાર ઉતારૂ રે, પાતળીયા,
મને ત્રીભોવનમા તારૂ રે, પાતળીયા. ટેક.

ભવસાગરનુ ભે નીવારૂ, બળવંત ઝાલુ બાહે,
આવ્યા આશરે ઊગારૂની, વિચારૂ છુ કા એ રે
પાતળીયા

વૈષ્ણુવ તારણ દૈત્ય સહારણ, મહિમા બહુ તમારૂ,
મોટુ મહિમા લઇ રહ્યા છુ, કરજો નિભાવ મારૂ રે.
પાતળીયા

પતીત ઉધારણ ભે નિવારણ, પત્થર તારણ તુ તુ,
તુ તારા ગુણ ગણે ગોવદ, અવગુણગારૂ હૈ હુ રે.
પાતળીયા.

શરણે આવી શીસ નમાવુ, સ્વામી કરવી સાએ,
રાજેના પ્રભુ અંતર જામી, દયા કરૂ દુ ખ જાએ રે
પાતળીયા.

(a) દ્વાદશ મહિના—રાગ માળવ, ચાલ ગરબાની

૧

આ કાર્ત્તક માસે કાનજી, સાહેલી રે.
સખી શે અપરાધે શ્યામ, ગયા મુને મેહેલી રે.
આ અવગુણ મારા શ્યા વસ્યા, સાહેલી રે,
જે હરિએ ઉતાર્યું હેત, ગયા મુને મેહેલી રે.

એકલડા અન્ન ભાવે નહિ, સાહેલી રે,
એ મોટું દુઃખ મહારાજ, ગયા મુને મેહેલી રે.
કોણુ આગળ કરીએ ગોઠડી, સાહેલી રે,
તે સાલે હૃદયા માહ્ય, ગયા મુને મેહેલી રે.
કઠણુ થયા છો કહાનજી, સાહેલી રે,
કેમ તજીયુ ગોકુળ ગામ, ગયા મુને મેહેલી રે.
તે વૃંદાવન ઝાખું થયુ, સાહેલી રે,
જે હરિએ દેખાડયો રાસ, ગયા મુને મેહેલી રે.
કાર્ત્તિક કઠણે કહાડીયો, સાહેલી રે,
મારા દિલમાં કંઇ કંઇ થાય, ગયા મુને મેહેલી રે.

૨

આ માગશરે મથુરા ભણી, સખી આવું રે,
કોઇ જાય પ્રભુજીની પાસ, સંદેશો કહાવું રે.
દુઃખના દા'ડા કેમ જશે, સખી આવુ રે,
મારે ઘડી પળક જુગ થાય, સંદેશો કહાવું રે.
આ ઘર ધંધો ગમે નહીં, સખી આવું રે,
મારૂં ચિત્ત પ્રભુની પાસ, સંદેશો કહાવું રે.
વૃંદાવનમાં શીદ જઇએ, સખી આવુ રે,
ત્યાં મોરલી વાશે કોણુ, સંદેશો કહાવું રે.
દાણી થઇ કુણુ ઘેરશે, સખી આવુ રે,
મો માગ્યા દઇશું દાણ, સંદેશો કહાવુ રે.
હસીને કોણ બોલાવશે, સખી આવું રે,
કોણુ કરશે નેણ કટાક્ષ, સંદેશો કહાવું રે.

માગશરે મોહ મમતા તજી, સખી આવું રે,
ઓ જીવન નંદ કીશોર, મંદીરો કહાવું રે

૩

પોષે પ્રભુ મૂકી ગયા, શો દાવો રે,
રૂએ નંદ જશોદા માત, હરિ અહીં આવો રે.
જમનાજીમા દડો પડયો, શો દાવો રે,
તે કાળી નાગને કાજ, હરિ અહીં આવો રે
આ ધેન ચરાવી ઘેર આવતા, શો દાવો રે
કરતા તે નવલા ખેલ, હરિ અહીં આવો રે
તમે જાદવ અમે આહીરડા, શો દાવો રે,
પણ લોક લાજને કાજ, હરિ અહીં આવો રે.
જમનાજીમા ઝીલતા,[૧] શો દાવો રે,
મારા ચીર હરવાને કાજ, હરિ અહીં આવો રે.
વ્હાલા તે વેરી થયા, શો દાવો રે,
ના કીજે નાથ નીદાન, હરિ અહીં આવો રે
પોષે પ્રેમદા વલ વલે, શો દાવો રે,
ઓ જીવન નંદકીશોર, હરિ અહીં આવો રે

૪

આ માહે મળવા નાથને, મન હીસે રે,
હું જોઉં ચોહોદિશ વાટ, કહીં ના દીસે રે,

૧ નહાતા

મોરલી સુણવા માહરૂં, મન હીસે રે,
મેં શોધ્યા સહુ ગોવાળ, કહીં ના દીસે રે.
શીયાળે સુખ સાભરે, મન હીસે રે,
કેમ જાયે મોટી ગત, કહીં ના દીસે રે.
શું કરતા હશે નાથજી, મન હીસે રે,
મેં શોધ્યુ વૃંદાવન, કહીં ના દીસે રે.
આ સ્વપ્નાતર સરખું થયું, મન હીસે રે,
હવે કરીએ કોણ ઉપાય, કહીં ના દીસે રે.
આવડું અમે જાણતા નુ'તા, મન હીસે રે,
પ્રભુ, વિસાર્યા છે છેક, કહીં ના દીસે રે.
મહા જેમ તેમ કાઢીયો, મન હીશે રે,
ઓ જીવણ નંદ કીશોર, કહીં ના દીસે રે

૫

આ ફાગણમા કહુ ફરી ફરી, દુખ કાપો રે,
ઓ ગોપી જનના પ્રાણ, દર્શન આપો રે.
આ વસત આવ્યો વિઠલા, દુખ કાપો રે,
ગુલાબે ભર્યા ગોવિદ, દર્શન આપો રે
આ હર્ખે હર્ખે ખેલીએ, દુખ કાપો રે,
રૂડી રમવા ગરબી રાત, દર્શન આપો રે
મોર મુકટ કર મોરલી, દુખ કાપો રે,
રૂડો જમનાજીનો ઘાટ, દર્શન આપો રે.
વ્હાલા મધુવન વનવન, દુખ કાપો રે,
એમ કઠણ ન થઇએ નાથ, દર્શન આપો રે.

હરજી હવે ઘણી થઇ, દુઃખ કાપો રે,
ઓચિંત, એકા એક, દર્શન આપો રે.
ફાગણ ફરકે આંખડી, દુઃખ કાપો રે,
ઓ જીવણ નંદ કીશોર, દર્શન આપો રે.

૬

આ ચૈત્રે ચિંતા કરે ઘણી, સહુ બાળા રે.
મારી શ્યામ વિજોગે દેહ, પ્રકટી જ્વાળા રે.
વદન કમળ સુકાઇ ગયા, સહુ બાળા રે,
ના સૂઝે એકે વાત, પ્રકટી જ્વાળા રે.
આ પર્વ તે સર્વે પરવર્યા, સહુ બાળા રે,
આ ધીકી રહ્યા સહુ અંગ, પ્રકટી જ્વાળા રે.
ઘેલી થઇ ફરે ધામમા, સહુ બાળા રે,
નહીં કરવા મરખી વાત, પ્રકટી જ્વાળા રે.
ગુણ ગાતી ગોવિંદના, સહુ બાળા રે,
વહે નેત્રે આંસુ ધાર, પ્રકટી જ્વાળા રે
આ શોક સમુદ્રમાં પડી, સહુ બાળા રે,
તેનું ચિત્ત રહ્યુ ન ઠોર, પ્રકટી જ્વાળા રે
ચત્રે ચિત્ત ઠરે નહીં, સહુ બાળા રે,
ઓ જીવણ નંદ કીશોર, પ્રકટી જ્વાળા રે

૭

આ વૈશાખે સહુ વન વસે, ક્યા જઇએ રે,
મારે હૈયે દુઃખ અપાર, કોને કહીએ રે

ત્રિકમજી તો તજી ગયા, કયાં જઈએ રે,
પેલા હસશે દુર્જન લોક, કોને કહીએ રે.
પ્રાણ અમારા પ્રભુ કને, કયાં જઈએ રે,
મારા જીવણ પ્રાણ આધાર, કોને કહીએ રે.
કઠણ થયા છો કહાનજી, કયાં જઈએ રે,
મારા હેજુએ ન જાય પ્રાણ, કોને કહીએ રે.
આ સૂનું સઘળે દેખીએ, કયાં જઈએ રે,
આ મોટું દુઃખ મહારાજ, કોને કહીએ રે.
પ્રેમદા સઘળી વલ વલે, કયાં જઈએ રે,
છે વિધાતાનો વાંક, કોને કહીએ રે.
વૈશાખે રહ્યાં વેગળાં, કયાં જઈએ રે,
ઓ જીવણ નંદ કીશોર, કોને કહીએ રે.

૮

આ જેઠે કા'વે ગોપીકા, કહો હરિને રે,[૧]
શું અટકયા કુબ્જા સાથ, નાવ્યા ફરીને રે.
શું પ્રીત કરી પલટાઇ ગયા, કહો હરિને રે,
મળી મથુરા કેરી નાર, નાવ્યા ફરીને રે.
વાંક કાઢી સહુ વળગતાં, કહો હરિને રે,
શું રીસાયા તે માટ, નાવ્યા ફરીને રે.
અમો અબળાનું શું ગજું, કહો હરિને રે,
એમ તમને ન ઘટે નાથ, નાવ્યા ફરીને રે.

૧ બીજી પ્રતમા " આ જેઠે કા'વે ગોપીકા, એમ રહીને રે " પાઠ છે.

જોબનીયું એળે ગયું, કહો હરિને રે,
હું કયાં લગી રાખું ધીર, નાવ્યા ફરીને રે.
આ વાંક વિના અમો વળગતાં, કહો હરિને રે,
શું હાડ ગયા છો છેક, નાવ્યા ફરીને રે.
જેઠે વાટ જોઇ ઘણી, કહો હરિને રે,
ઓ જીવણ નંદ કીશોર, નાવ્યા ફરીને રે.

૯

આ અષાડ આવ્યો હે સખી, ઓ બહેની રે,
થાય વીજળીના ચમકાર, મનડું રહે નહિ રે.
સેજે પિયુ સાંભરે, ઓ બહેની રે,
મારા મનમાં કંઇ કંઇ થાય, મનડું રહે નહિ રે.
બપૈયા પિયુ પિયુ કરે, ઓ બહેની રે,
મદ માતા બોલે મોર. મનડું રહે નહિ રે.
લોક લાજ મેં પરહરી, ઓ બહેની રે,
હું જાઉં પ્રભુની પાસ, મનડું રહે નહિ રે.
ધીરજ હું રાખું ઘણી, ઓ બહેની રે,
વળી હજુ ન આવ્યા નાથ, મનડું રહે નહિ રે.
કોઇ સંદેશો કહેશો શ્યામનો, ઓ બહેની રે,
હરિ આવશે આજ કે કાલ, મનડું રહે નહિ રે.
અષાડે આવ્યા નહીં. ઓ બહેની રે,
ઓ જીવણ નંદ કીશોર. મનડું રહે નહિ રે.

૧૦

આ શ્રાવણ વરસે સરવડે, તે સાલે રે,
આ ચોમાસાના દિન, કહો કેમ ચાલે રે.
કુબ્જા સાથે રસ રમો, તે સાલે રે,
વળી મૂકી વ્રજની નાર, કહો કેમ ચાલે રે.
સંદેશો ના કહાવીયો, તે સાલે રે,
એમ લોક થયા મહારાજ, કહો કેમ ચાલે રે.
વેરીડા વાતો કરે,[1] તે સાલે રે,
તે પૂરણ પ્રકટ્યા પાપ, કહો કેમ ચાલે રે.
અમને કીધા વેગળા, તે સાલે રે
તે સાલે દિન ને રાત, કહો કેમ ચાલે રે.
ચતુર થઇ કેમ ચુકીયા, તે સાલે રે
પણ પ્રીતે બાંધ્યા પ્રાણ, કહો કેમ ચાલે રે.
શ્રાવણ સુનો હરિ વિના, તે સાલે રે,
શ્રી જીવણનંદ કીશોર, કહો કેમ ચાલે રે.

૧૧

આ ભાદરવે કહે ભામની,[2] વ્રજનારી રે,
તમો જીત્યા જગજીવન, હરિ હું હારી રે.
આ રમતાં રાઢ કરી હશે, વ્રજનારી રે,
તે ક્ષમા કરો મહારાજ, હરિ હું હારી રે.

"૧ વેરીડા વડાલા થયા તે સાલે રે" બીજી પ્રતમાં છે.
૨ બીજી પ્રતમ 'આ ભાદરવો આ યો ભાવશું" છે.

મનમાં બહુ વ્યાકુળ થઇ, વ્રજ નારી રે,
હવે દયા કરો મહારાજ, હરિ હું હારી રે.
કહેશો તે કરશું અમો, વ્રજનારી રે,
પ્રભુ રખે રાખતા રીસ, હરિ હું હારી રે.
ત્રિકમજી જો તમે જશો, વ્રજ નારી રે,
તો વરસે કેમ વરસાદ, હરિ હું હારિ રે.
અમો આહીરડાં અંકુર ભર્યાં, વ્રજ નારી રે,
તમો દીનાનાથ દયાળ, હરિ હું હારી રે.
ભાહરવે ભૂધર ના મળ્યા, વ્રજનારી રે.
ઓ જીવણ નંદ કીશોર, હરિ હું હારિ રે.

૧૨

આ આશોમાં હરિ આવશે, વનમાલી રે,
આ કરશું હરિને ભેટ, આજ દીવાળી રે.
વલ્લભ ગોપી જન તણા, વનમાલી રે,
હરિ આવ્યા એકાએક, આજ દીવાળી રે.
વાટ જોતાં વ્હાલો આવીયા, વનમાલી રે,
વળી ઘેર ઘેર મંગળ ગાય, આજ દીવાળી રે.
ગોપી સહુ હર્ખે ઘણું, વનમાલી રે.
મારે હૈયે હર્ખ ન માય, આજ દીવાળી રે.
સુખ શાતા સહુને થઇ, વનમાલી રે,
પામી દર્શન દેવ મોરાર, આજ દિવાળી રે.
સેવ સુંવાળી ને લાપસી. વનમાલી રે.
વળી ઘેબર ને કંસાર. આજ દીવાળી રે.

બત્રીશે રસોઇ કરી, વનમાલી રે,
વળી છત્રીશે ભોજન, આજ દીવાળી રે.
ઘી તાવ્યાં ગવરી તણાં, વનમાલી રે,
આ પીરશું પ્રાણાધાર, આજ દીવાળી રે.
જગજીવન ભુક્તે જમો, વનમાલી રે,
મારે થાય શરીર સંતોષ, આજ દીવાળી રે.
ફરી ફરી મુખ નિર્ખંતી, વનમાલી રે,
મારે હૈડે હર્ખ અપાર, આજ દિવાળી રે.
હવે પ્રેમે પધાર્યા નાથજી, વનમાલી રે,
વ્રજ વનીતાના આધાર, આજ દીવાળી રે.
મનોરથ સૌ પૂરણ થયા, વનમાલી રે,
વળી થયા તે દ્વાદશ માસ, આજ દીવાળી રે.
આશ્વીન આશા પુરી સર્વની, વનમાલી રે,
પ્રાણ જીવણ નંદ કીશોર, આજ દીવાળી રે.
રાજેના રસિયા નાથજી, વનમાલી રે,
પ્રભુ પ્રાણ તમારી પાસ, આજ દીવાળી રે.

૧૩

બારે માસ પુરા થયા, સુણ સજની રે,
હવે આવ્યો તેરમો માસ. રંગભેર રજની રે.
ઓળીં ચોળીં વીણા ગુથીએ, સુણ સજની રે.
મેં તો માણેક પુર્યા ચોક, રંગભેર રજની રે.
સોળે શણગાર શોભતા, સુણ સજની રે,
મેં તો આભ્રણ ધરીયાં અંગ, રંગભેર રજની રે.

મોતિડે થાળ પૂરાવીએ, સુણ સજની રે,
હું તો વધાવવાને જાઉં, રંગભેર રજની રે
સહુ સખીઓ ટોળે મળી સુણ સજની રે,
હું તો હેતે ગરબા ગાઉં, રંગભેર રજની રે.
દુઃખના દિવસ જતા રહ્યા, સુણ સજની રે,
મને સુખ આપ્યા અપાર, રંગભેર રજની રે.
બાર મહિના પુરા કહ્યા, સુણ સજની રે,
તેરમો કહ્યો પ્રમાણ, રંગભેર રજની રે
સકળ સભા સહુ માનજો, સુણ સજની રે,[1]
નગીને કરૂં પ્રણામ, રંગભેર રજની રે
રાજેના રસિયા નાથજી, સુણ સજની રે,
પ્રભુ પ્રાણ તમારી પાસ, રંગભેર રજની રે ૧

---

## વૈરાગ્ય બોધ.

કુંડળીયાને રાગે.

કારજ તારૂં જીવનું, તું હરિ ભજ્યું દીર ાત,
હરિ ભજ્યું દીગત, વાત સહુ મેહેલુ બીજી,
કાંઈ ન આવે કામ, કહુ છુ ખેપે ખોજી,
સ્વપ્નાંતર સંસાર, પાર નહી પામુ તેથી,

---

૧ આવ જ રાગ, તેમ મન નમના મહિના કવિ ગણુછો ડભક્તના કરલા હાથ આવ્યા નતા, તેન પાઠાંતર મેળવતાં ઘણો ફેર જણાયો છે આ ઘણા મોટા છ, ત્યારે તે બહુ ન્હાના છે ૨ દિવસ

હૈએ ધરૂ હરિ નામ, છુટકો થાએ જેથી,
કહે રાજે કહું સાંભલુ, સુ વાતોની વાત.
જો કારજ તારૂ જીવનું, તુ હરિ ભજુ દિરાત. ૧
એ જુઠા જગ વેહેવારમાં, કુટી મરીએ કાંય.
કુટી મરીએ કાંય, સાથ કો સગા ન આવે,
સમે સગા શ્રી રામ, બીજા તુ લોકજ કા'વે;
આદર દીએ અનેક, છત કે દેખે ત્યારે,
હાકજ મારે કોઇ, આવી હુએ દોહલે જ્યારે.
કેહે રાજે ભજીએ હરિ, સમજીને મનમાંહ્ય,
એ જુઠા જગ વહેવારમા, કુટી મરીએ કાંય. ૨.
કા એ ખુઉ હરિ હાથથી, કહું છું વારો વાર,
કહું છું વારો વાર, પાર નહીં કોઇ ઉતારે,
એ જુઠુ જગ વેહેવાર, ગમાર કા ગોથાં મારે.
સાચી સાંભળ વાત, હાથ તુ હરિને રાખે,
એહ વિના કે દેવ, ન રસના દુજા દાખે.
કહે રાજે રાખુ રૂદે, એ સંસારમા સાર,
કાંએ ખુઉ હરિ હાથથી, કહું છું વારો વાર. ૬
મારૂં મારૂં શું કરૂ, બેઠા મારગ માહી,
બેઠા મારગ માહી, મનમા જુઉ વિચારી;
રહેવાનું નહીં કોઇ, જવાનું સહુ નર નારી,
સાજે ખાધુ પાળ, કાળ નહીં મેહેલે કયારે,
ઝડપી લેશે નેટ,[૧] જો એ જ્યારે ત્યારે,
કહે રાજે હરિને ભજુ, કેહેશે કહ્યું ન કાંય,

---

૧ નક્કી

મારૂ મારૂ કા કરૂ, એઠા મારગ માહી ૪
એવુ સુખ સસારનુ, જેમ સ્વપ્નાતરની વાત,
સ્વપ્નાંતરની વાત, રાતમા મુજો[1] દેખે
જાગે ત્યારે જુઠ, ન આવે એકૂ લેખે,
એ મન ભાગે દાઝ, કાજ નહી એકુ સીઝે,
મનમા નાચે નાર, રાઉ[2] કો એમ ન રીઝે,
કહે રાજે સહુ કારસુ, કાઈ ન આવે હાથ,
એવુ સુખ સસારનુ, જેમ સ્વપ્નાતરની વાત
મારૂ મારૂ શું કરે, ભજની હરિનુ નામ,
ભજની હરિનુ નામ, કામ સહુ તેણે સરશે,
સાચુ સાચા માંહ્ય, જુઠુ જુઠામા ઠરશે,
સોનુ સોનામાંહ, કુડીમા કુડી ભળશે,
તેમ સાભળ કહુ વાત, ખોટુ ખોટામા મળશે
કેહે રાજે સહુ કારસુ, આ માયા મેઠી ધામ,
મારૂ મારૂ શુ કરે, ભજની હરિનુ નામ.
ભવ સાગર ભૂધર વની, કુણ ઉતારે પાર
કુણુ ઉતારે પાર, વિચાર હેયામા ભાઇ,
માત પિતા સૂત નાર, જગત એ જુઠ સગાઇ,
મૂઢે મીઠી વાત, હેયામા હેત ન દીસે,
લેવા તાકે લાભ, ત્યારે કે પ્રેમે પ્રીસે,
કહે રાજે જીવ જાણુની, આગે એજ વિચાર,
ભવસાગર ભૂધર વના, કુણ ઉતારે પાર. ૬

૧ મોજો મોજનુ બહુ વચન ૨ રાજા

કેમ ભજીએ કીરતારને, મમતા લાગી મન.
મમતા લાગી મન, વચન સહુ વહેતા મેહેલે,
નીશ દિન માયા સાથ, મમતા લાગી ખેલે,
લોભે જાયે લાભ, કહીએ શું કહ્યું ન માને,
રૂપૈઉ બાધ[1] ખુએ, કે મુગ્ધ મુહુરને[2] આને.
કહે રાજે અજ્ઞાનમા, તાવી મેહેલ્યુ તન,
કેમ ભજીએ કીરતારને, મમતા લાગી મન
ઘર ધધાની ધુનમા, કુટી મૂઆ કરોડ
કુટી મૂઆ કરોડ કેટલા સુહુડે કહીએ,
આખે દીઠા અનત, પેહેલાનુ પાર ન લહીએ,
સુઁણે કેમ કેહેવાય, જગત સહુ જોતા આવ્યુ,
પેહેલાનું નહીં પાર, પછે તો મીટે[3] ભાળ્યુ
કહે રાજે બાજી ભલી, પણ બુહુલુ થઉ બરોડ,
ઘર ધધાની ધૂનમા, કુટી મૂઆ કરોડ.
સાહાસુ ભાળે શામળા, તારૂ છે આધાર
તાહારૂ છે આધાર, કહું હુ બીજા કુહુને,
હરી ફરીને જોઉ, હરિ હ તારા સુહુને,
જેમ જાણે તેમ તાર, વળગ્યો પાલવ તારે,
કર્મ લખ્યુ કીરતાર, હાવે તુ તુંજ અમારે
કહે રાજે હરિ સાભળો, કહુ છું વારો વાર,
સાહાસુ ભાળે શામળા, તાહારૂ છે આધાર. ૧૦
ભૂધર ભાગી વાહારમાં, હાવે ઝાલે હાથ

૧ બાધ્યો અથવા બધા ૨ મહોર ૩ નજર

હાવે ઝાલે હાથ, વાત ન વેહેતી મેહલે,
આઘ તાહારી ઓથ, ન લાભે વાસે ઠેલે
કરજે નાથજી નીભાઉ, હવે ન મામ મૂકાવે,
જાંહાં તેડું તાહાં શામ, સમે સવારૂ આવે.
કહે રાજે કહું છું હરિ, માને મ્હારી વાત,
ભૂધર ભાગી વાહારમા, હવે ઝાલો હાથ. ૧૧
મારે તાહારૂ આસરૂ, અલખ નિરંજન રાય
અલખ નિરંજન રાય, વાહ કા વાતે હાવે,
મનમા વાચા એક, વશ્યુ ભૂધર તું ભાવે
મૂકી દેવ મોરાર, મન સૂ ધરીએ બીજુ,
કર્યાં મન રાધા ને રણછોડ, રૂળે નહીં ત્યા ત્રીજું.
કહે રાજે હરિ તે કરૂ, જે હરિ ગુણ સદા ગવાય,
મારે તાહારૂં આશરૂ, અલખ નિરજન રાય. ૧૨
શામલીઆ તું સાભળે, રંક તણી એ રાવ.
રંકતણી એ રાવ, ભાવને કાએ ઉતારૂ,
માડી કહીએ મુહે,[1] જે અવગુણ હુએ અમારૂં.
દુઃખ દાસના ટાળય, ભાળની ભૂધર ભાવે,
પેહેલા પાળ્યા બિરદ, વીસાર્યાં સે જે હાવે.
કહે રાજે કહું છું હરિ, જાહા તેડું તા આવ,
શામળીયા તું સાભળે, રંકતણી એ રાવ ૧૩
શું કીધૂં સંસારમાં, ભજ્યા નહીં ભગવાન
ભજ્યા નહીં ભગવાન, અવગ્ની આશા કીધી,

---

૧ મ્હોડે

પય મૂકીને પ્રાણુ, તાકી તેં તક[૧] પીધી.
સાધ સંગત ગુણ જ્ઞાન, તજી નિંદકમાં એહુ.
તે નર જાણે નીરધાર. નરકમાં તાકી પેહુ.
કહે રાજે કૂડું સહુ, માયા સાથે તાન
સૂં કીધું સંસારમાં, ભજ્યા નહીં ભગવાન. ૧૪
હે મન મૂરખ માકડા, હજુ વિચારે કાય
હજૂ વિચારે કાય, હેત તું હરિશું કરની,
તજ આપ અહંકાર, જાણીને જીવત મરની
જાએ છે પ્રભુ મલૂજ વિચારે વેળા વીતે,
વના હરિની ભગત,[૨] જગતમાં કોઇ ન જીતે.
કહે રાજે મહુ રોષ, તજ વળગ હરિની બાહે,
હે મન મૂરખ માકડા હજૂ વિચારે કાયે ૧૫
ધંધુ કરી ધન મેહેલીએ, કોકટ કુહુને કાજ.
કોકટ કુહુને કાજ રાત દી રઝળી મરીએ
એ ભારી ભવ સંસાર, પડયા કુહુ કાહાથી તરીએ
એ સગા ને સંસાર, મળે તે સરવે ખાવા,
ભીડ પડયાનું ભાઇ, મળે નહીં કોઇ નભાવા.
કહે રાજે કંચર થયા, હવે આવ્યા વાજ
ધંધુ કરી ધન મેહેલીએ, કોકટ કુહુને કાજ. ૧૬
હેકટ હૈએ વિચારની ઘર સારૂ ઘર જાય.
ઘર સારૂ ઘર જાય થાગ કા ગગ્જે ઘેહેલૂ,
આગે થાય અસુર ચેત મન થાની વેહેલૂ

૧ છાશ ૨ ભક્તિ

એ માયાની માંડ, ભાડ કરવાની ભાઇ,
જે જૂઠ ગણ્યુ તે સાચ, સાચ તે જૂઠ મગાઇ.
કહે રાજે કપરે મગે, કોઇ ન પાણી પાય,
કેફ્ટ કૈયે વિચારની, ધુર સારૂ ઘર જાય, ૧૭

ઘર ધંધાની ધૂનમા, ધૂળા આવ્યા કેસ,[1]
ધૂળા આવ્યા કેસ, હજૂ ઉપદેશ ન લાગ્યુ.
મૂકી નિર્મળ નામ, મન માયાશુ બાંધ્યુ.
નૈણે ચાલે નીર, સાંભળે શ્રવણે થોડું,
પણ તુહે ન જાએ લોભ, હવે મનથી તરછોડુ
કહે રાજે કે જાણુની, કાયા પલટ્યુવેશ,
ઘર ધંધાની ધૂનમા, ધૂળા આવ્યા કેસ.

બાળપણુમા ભૂલી ગીઆ, ગોવદના ગુણ ગીત
ગોવદના ગુણ ગીત, ન ગાયા ગળ્યા સવાદે,
અરથ જડયુ નહી એક, મન જૂઠી ઉપાધે.
કુલબ્ધ કમાઇ કોડશૂં, બધનુ ન મલે સઘરૂ,
ઉઠયાની નહી આય ને, કૂદવા તાકે કગરૂ[2].
કહે રાજે હરિ જન તજી, ને પ્રેતુ[3] સાથે પ્રીત,
બાળપણુમા ભૂલી ગીયા, ગોવદના ગુણ ગીત.

---

૧ પંજાબના કવિ ગિરધરનો કુંડળીયો આને મળતો છે. " સોનુ લેવા પિયુ ગયા, સૂના કરી ગયા દેશ, સોનુ મલ્યુ ન પિયુ મલ્યા, રૂપેરી થઇ ગયા કેસ "

૨ કોટના કાંગરા. ૩ પ્રેત, ભૂત

હૈયે હજૂ વિચારની, દિવસ ગીયા બહુ આળ.
દિવસ ગીયા બહુ આમ, પાળ નહીં સાજે બાંધી,
વધુ શાર વેહેવાર, થયા પોઠીને બાંધી.
ત્રોડી નાંખ્યૂં તન, મન માયાને કાજે,
પણ સાધુ આગળ શિસ, નમ્યૂ નહી કુળની લાજે.
કહે રાજે કહું સાભળો, બીજૂં આળ પંપાળ,
હૈયે હજૂ વિચારની, દિવસ ગીયા બહુ આળ.
પ્રભૂ ભજ રે પ્રાણીઆ, જેથી છૂટકો થાય,
જેથી છૂટકો થાય એકે મન તેને ધાઇએ,
રૂદીએ રાખી રંગ, હરિ ગુણ હરખે ગાઇએ
ત્યારે છૂટકો થાય, જ્યારે ભૂધરને ભજીએ,
એક રૂદીએ રાખી રામ, અને બીજું સહુ
કહે રાજે કહું સાભલુ, બીજુ નથી ઉપાય,
પ્રભુને ભજ રે પ્રાણીઆ, જેથી છૂટકો થાય, ૨૧
દુર્લભ મનખા દેહડી, હુએ ન વારો વાર.
હુએ ન વારો વાર, માટે કેં હરિને ભજીએ,
પરી બ્રહ્મશું પ્રીત, રૂદેમા સૂધી સજીએ.
ત્યારે થાય કલ્યાણ, જ્યારે કેં કેશવ કહીએ,
વિસારી સહુ વાત, ભરૂસે હરિને રહીએ.
કહે રાજે સહુ સાભળુ, સાચુ એ ઉપકાર.
દુર્લભ મનખા દેહડી, હુએ ન વારંવાર. ૨૨
અરજ તુ અપરાધી તણી, કા ન ધરે કીરતાર.

કા ન ધરે કીરતાર, ઠળા તૂ રાખે મારી,
અવર મળે નહીં આશ, આશ છે એકજ તારી
તુ અધમ ઉદ્ધારણ નાથ, અધમ તે હૂ અપરાધી,
તુ ભક્ત વત્સલ ભગવાન, (જો) મે હરિ ભક્તિ ના
સાધી.

કહે રાજે કહૂ છૂ હરિ, અમને પાર ઉતાર,
અરજ તુ અપરાધી તણી, કા ન ધરે કીરતાર 23

અવગુણ જોઇ અમારડા, રખે વિસારૂ નાથ
રખે વિસારૂ નાથ, વાત સોસે તે કરવી,
અપરાધીની અરદાસ, ચતુર્ભુજ ચિત્તમા ધરવી,
હુ એહેલડો મહારાજ, રખે વાતે ઉરાડૂ,
હૂ બૂડ મોહ જાળ, ફરીને શૂ બૂડાડુ,
કહે રાજે કહૂ સાભળુ, વિઠ્ઠલ મારી વાત,
અવગુણ જોઇ અમારડા, રખે વિસારૂ નાથ 24
આ કળજુગ માહે કેશવા, કેમ રાખુ મન ધીર
કેમ રાખુ મન ધીર, તીર તષ્ણા ના છુટે,
માયા મોહ જજાળ, લોભ ને લાલચ લુટે
જુઠા એ જગમાહી, પાખડ ને પરપચ વાગ્યુ,
સાચ ને શીલ સતોક, તેનુ તુ પંથ ન લાધ્યુ.
કહે રાજે હરિ સાભળો, સાસે પડયૂ શરીર,
કળજુગમાહે કેશવા, કેમ રાખૂ મન ધીર 25
જો તુ તારે તુ તરૂ, ભારે ભવ સસાર
ભાવે ભવ સસાર, પાર તા હુ કેમ પામૂ,

હવે હારી જોડયા હાથ, શીશ મામુ રટી નામ્યું.
બીજુ ન મળે બળ, બગ એક બળવત તારૂં,
ઝાલ બૂડતા બાહ, આશરૂ નથી અમારૂ
કહે રાજે હરિ સાભળો, તારૂ છે આધાર,
જો તું તારે તો તરૂ, ભાગી ભવ સસાર.
લાજ તને લખમીવરા, ભકત વત્સલ ભગવાન.
ભક્ત વત્સલ ભગવાન, જગત જો નામ ધરાવ્યું,
તુ નભાવ કરૂયાનૂ નાથ, આપણે અવસર આવ્યુ
આશ કરે છે દાસ, પાસ ન મૂકી જાજો
અમે ઓથે આવ્યા આજ, રાજ એ નેહ નભાંજો.
કહે રાજે કહું છુ હરિ, મરવ સાભળે કાન,
લાજ તને લખમીવગ, ભકત વત્સલ ભગવાન
કહીએ તે સૂં કેશવા, સહુ જાણુ છુ વાત.
સહું જાણુ છુ વાત, નાથ કે નથી અજાણ્યુ,
અતરજામી નેટ, તમુને તુ પરમાણુ
તમે છુ જદુવર જાણ, અજાણુ ન એક વાતે,
તમે તા તા ધાયા નાથ, જાચ્યા જત જીણે જાતે
કહે રજે કહૂ સાભળો ચઉદ ભોવનના નાથ,
કહીએ તે સૂ કેશવા સહુ જાણુ છુ વાત
ભાગી વહારે ભૂધરા, મારે તારી ઓથ
મારે તારી ઓથ ગોત[૧] મન જો જાણે તુ,
તુ લવ લેખે થાય, ચતુર્ભુજ ચત આણે તુ

૧ શોધ, ગોતવુ શોધવુ

કુહુને કહીએ કે'ણ વેહેણ સહુ વેતું દેખું,
સુર નર કોડ તેત્રીશ, મૂનિ જન લાખે લેખૂ.
કહે ગજે હરિ સા'ય કર, ઠાએ કઢાવે પોત,
ભાગી વહાણે ભૂધરા, મારે તારી ઓથ ૨૯.
જે કો સિંહને આશરે, તીહને[1] શિયાલ ન ખાય,
તીહને શિયાલ ન ખાય. જીવ જે સિહને સેવે.
શણુંગતની ટેક, જાંણે તુ જવા ન દેવે,
તે જોતા જો લઈ જાય, ત્યારે તુ લજ્જા ભાગે.
પછે વદે વારૂ કુણ, તેનુ તુ ભારજ ભાગે,
કહે રાજે રાખે હરિ, તેને કેમ ગાજાય
જે કો સિહને આશરે, તેને શિયાલ ન ખાય,
જેમ કૈ તરણા તરઠનાં, મૂએ ન મૂકે મામ.
મૂએ ન મૂકે મામ, હામ કો તે પર ઘાલે,
જો રાખી સકે ન રાક, ત્યારે તે સાથે ચાલે.
જેને વળગ્યુ જેહ, તેને તે એમ નભાએ
તેમ ભીડ પડે ભગવંત, કેમ તૂ મૂકી જાએ.
કહે રાજે રાખી લીએ, નીર ન મૂકે ઠામ,
તરણા જેની તરઠના, મૂએ ન મૂકે મામ.
જે જળ તારે લાકડા, પોતે પોખ્યા માટ.
પોતે પોખ્યા માટ, કાઠને કંહીએ ના બોળે,
પત્થર જાએ પેઆલ [2]હુએ પાણી કેનો તોલે,
પોતાનાને એમ, સહુકો રાખી લે છે

૧ તેને ૨ પાતાળ

જેને વળગ્યું જેહ, તેને જવા કો દે છે,
કહે રાજે તે રૂખડા,[1] માથે પાડી વાટ.
પણ જળ જો તારે લાકડાં, પોતે પોષ્યાં માટ,
અમને આ સંસારમાં, એમ તું રાખે રામ.
એમ તું રાખે રામ. જેમ પ્રહલાદને રાખ્યું,
જો દુઃખ દેતુ દૈત્ય. ત્યારે તે ચીરી નાખ્યુ.
જેમ દ્રૌપદીની લાજ, રાખી સહુ સભા માંહે,
નવસુ , નવાણું ચીર, ચતુર્ભુજ પૂર્યાં તાંહે.
કહે રાજે પ્રહલાદને, સબળુ રાખ્યુ શામ,
અમને આ સંસારમાં, એમ તું રાખે રામ. ૨૩.
બાંધી રાખે બાપજી, આ જગમા જગદીશ.
આ જગમાં જગદીશ, જગત કરે બહુ હાસી,
તે સૂણતાં શ્રવણ આવે મન અતિ ઉદાસી.
તાં ઉપજે કામ કરોધ કલ્પના આવે ઝાઝી,
તાંહાં આ આસે ભુંડુ, ભાવ પ્રેમને પાડે માહાજી.
કહે રાજે કહું કરગરી. ગખે ચઢાવૂં રીસ,
બાંધી રાખે બાપજી, આ જગમા જગદીશ. ૨૪.
પળી[2] આવ્યા પુરષોત્તમા ને પ્રેમ ન આવ્યુ કાઇ.।
પ્રેમ ન આવ્યુ કાંઇ, માંહે રહી મમતા મેલી,
પરથમ ભૂલ્યા ભીત, પ્રીત નહીં કીધી પે'લી.
ધંધે ધાઉ ધ્યાંન, ધ્યાંન નહી ધરણી ધરમાં.

૧ ઝાડ. ૨ પળીયા.

જગત ગુરૂ જગદીશ, ન જાણ્યા જોબન ભરમા.
કહે રાજે જાણ્યા વના, વરચ્ચ ગીયાં સહુ વાહી,
પળી આવ્યા પુરષોત્તમા ને પ્રેમ ન આવ્યું કાંઈ.
વારૂ[1] વાત વિચારતા, વીત્યા વરસ અનેક.
વીત્યા વરસ અનેક રેખ પણ રગ ન લાગ્યુ
મન ધાયુ માયા માહી, ભગતથી પાછુ ભાગ્યુ.
લાગે કેમ ઉપદેશ રહે અળગુ ને અળગુ,
તુ ભટકે ભૂતલ માહી, નથી જો ચરણે વળગ્યુ.
કહે રાજે રઝળી મુઆ, ને અરથ જડ્યુ નહીં એક,
વારૂ વાત વિચારતા, વીત્યા વરસ અનેક.
ગાડા ગડબડ કા કરે નામ નીરાળુ રાખ.
નામ નીરાળુ રાખ, ભગતમા ભેળ ન ચાલે,
રજ રેસાને કાજ, સાધ્યુ ગળણે ગાળે. જો
ગાળી પીજે નીર દેહને દોષ ન થાયે,
વણુ ગળે વિપરીત, ગળે આવી અગૂછાએ
કહે રાજે હરિ ભકતની, આપો પૂરે સાખ
ગાડા ગડબડ કા કરે, નામ નીરાળુ રાખ
ઠામ ઠામ સૂ ધાઉ છુ, આશ કરૂ હરિ એક
આશ કરૂ હરિ એક, અનેકને મૂકુ અળગા
જે જન પામ્યા પાર, એક જે નામે વળગ્યા
નામ વિના નિરધાર, નહી કો છુટકો પામે,
કો નહીં કરે સભાળ, શિસસે સહુને નામે

[1] સારી

કહે રાજે વીશ્વાસ ગ્રહે, એમા સહુ વિવેક,
ઠામ ઠામ સૂં ધાઉ છુ, આશ કરૂ હરિ એક.
લાલચ ન કરૂ લોકની, કામ ની[૧] આવે કોઇ.
કામ ની આવે કોઇ, જોઇ મે જગત ફરીને,
મૂકુ મરવ સગાઇ ભાઇ એક ભજુ હરિને.
લલુપતા ના રાખ, ભલે મારગમા આવી,
પણ કામ પડયાનૂ કોઇ જગતમા જુઉ બોલાવી.
કહે રાજે સહૂ કારસુ, કાકી માસી ફોઈ,
લાલચ ન કરૂ લોકની, કામ ની આવે કોઇ.
ભગત તજી ભગવતની, આળપ પાળે ધાય
આલપંપાળે ધાય, ગાય નહી ગોવદજીને,
કરે તેલ પર તાન, મૂરખ આ મૂકી ઘીને,
પ્રેતુ સાથે પ્રીત સ્નેહ નહી સાધ સગાતે,
ખૂએ લાંખીણુ લાભ લોકની લૂખી વાતે
કહે રાજે હરિ ના ભજે, કારજ કાહાથી થાય,
ભગત તજી ભગવતની, આળપ પાળે ધાય
અવગુણ જોઇને અમતણા મોહન કા દે માર.
મોહન કા દે માર એમ મરતા ને મારે
તારા માર્યા નાથ કહે કયા જૈએ રાવે
મારે ઠારે તૂજ, મળે નહી બીજુ કોઈ
તૂ સરખુ તે તુજ જગત મે બધી જોઇ
કહે રાજે કાઇ કરગરી, વિઠ્ઠલ ઘા નિવાર.

૧ નહિનુ ટુંકુ રૂપ

અવગુણ જોઈ અમતણા, મોહન કા દે માર.
માર દીઊ મા મહાવજી, રૂદન કરે છે રાક.
રૂદન કરે છે રાક, સાખ એ અવગુણ મારા,
અમે જેવા તેવા નાથ તુહે પણ દાસ તમારા.
કહીએ સૂં કીરતાર, જીવની સરવે જાણ,
અમો અપરાધી પર, એમ કા કેશવ તાણ.
કહે રાજે હરિ સાભળુ, અનંત અમારા વાક,
(પણ) માર દીઊ મા મા'વજી, રૂદન કરે છે રાક.
અરજ કરૂં છુ આરડી મન ધરૂ મહારાજ
મન ધરૂ મહારાજ, લાજ લોકમા રાખૂ
ચરણે આવ્યૂ દાસ તેને દૂર ન નાખુ.
ભગત વચ્છલ જે બરદ, ધર્યું તે રાખ્યુ જોઈએ.
કળજુગ માટે કાય, કા'નજી કિરત ખોઈએ.
કહે રાજે હરિ રાખજો, લાજ તજ્યાની લાજ,
અરજ કરૂ છુ આરડી, મન ધરૂ મહારાજ.
મારા કરમ અનેક છે, કેશવ તારીસ કેમ
કેશવ તારીસ કેમ, કહેની તે તુ મૂજને,
અવગુણ કરી અનેક, આવી વળગ્યુ તુજને.
તુ બલવંત છે તુ બળ કરે હુ બુડવા બેહુ.
હુ કુડા કરીને કામ, કાઢ કુપમા પેહું.
કહે રાજે અવગુણ કરૂ, એ મેં લીધુ નેમ,
મારા કરમ અનેક છે, કેશવ તારીસ કેમ
ચૌ ભટકાવે ભુધરા, હાવે ભગતી આપ,
હાવે ભગતી આપ, કાપ એ કર્મ અમારા,

ગોવંદના ગુણ ગાન, ગાઇએ જે ગીત તમારા,
કુબુધની કાસલ ટાલ, બાળની ભૂધર સાંમુ
દયા કરૂ દયાળ, વેદના ત્યારે વાંસુ,
કહે રાજે હરિ માફ કર, પૂર્વ જનમનાં પાપ.
શે ભટકાવે ભૂધરા, હાવે ભગતી આપ,
તમ વના કુહુને કહીએ, ચઉદ ભોવનના નાથ
ચઉદ ભોવનના નાથ વાત એ મન વિચારૂ,
તમે તારણ છુ મહારાજ, જગતમા માટે તારૂ
જેને જેની આથ, કરે તે તેની ચતા,
તુ રા[1] ને હું રાક, તુહે મારે મન ગમતા.
કહે રાજે કહું છું હરિ, હાવે ઝાલુ હાથ
તમ વિના કુહુને કહીએ, ચઉદ ભોવનના નાથ.
મારે તારૂ આશરૂ, સંસારમાહા શામ,
સંમાગમાહા શામ, નામ હું તારૂ જાચૂં.
બીજા છે બહુ દેવ, હરિ હું તા નવ રાચૂં,
તે જાણુ છુ જગદીશ, કહીએ સું સુઢે માડી
તમુ વિના નહી ઠામ, કહું કા જે છાડી
કહે રાજે હરિ તમ વિના, અમને ન મલે ઠાંમ.
મારે તારૂ આશરૂ સસારમાહા સ્યામ.
જેમ શોભે તેમ શાર્મજી, કરજો કહું છું વાત.
કરજો કહું છૂ વાત, હાથ સહુ તારે હાવે,
જઇએ કાહા જગદીશ, દશા કેં મળે ન દાવે.

[1] રાજા

સૂંઆત[1] બૂંદ તૂં શામ, સીપ હું સમુદર માંહે,
તુ મળે તુ મોતિ થાય, સમે સંજોગે તાંહે.
કહે રાજે હાવે હરિ, હારી જોડયા હાથ,
જેમ શોભે તેમ શાસ્ત્રજી, કરજો કહું છૂં વાત.
હરિ હોડ કરે કેમ પાલવે, તું રા ને હું રાક,
તૂં રા ને હું રાક, રોષ કેમ કીધે ચાલે
ગરીબ ભણી જો ગોવંદ, ભાવે તુ સામૂ ભાળે,
એવી છે એ રીત, ઠાકર ને ચાકર કેરી
કરે ગમે તુ ગાઠ, ગમે તુ નાખે વેરી,
કહે રાજે એ એમ છે, અનેક અમારા વાંક
હરિ હોડ કરે કેમ પાલવે, તું રા ને હું રાક,
માની લેજો મન કરી, કહીએ તે કીરતાર.
કહીએ તે કીરતાર, માનજો મનસા વાચા,
સૂભ કરે શ્રી રામ, કહીએ જે જૂઠા સાચા
જેમ આંબાના પાતરા[2], બને તોરણ બાંધે,
તો સોભા શી થાય, હરખ પણ હડે નાંધે
કહે રાજે હું રાંકને તારૂં છે આધાર,
માની લેજો મન કરી, કહીએ તે કીરતાર.

---

૧ સ્વાતિ ૨ આંબાના પાંદડા જ્યાં ગામોપાલન થતા નથી ત્યાં આંબાના પાંદાના તોરણ બાંધવાનો ચાલ છે

## કવિ નાકર.

## મહા ભારતનું આર્ણિક પર્વ.

### કડવુ ૧ લુ—રાગ વિરાડી.

પાચે પાડવ ચાલ્યા વનજી, ધર્મ વિમાસે અતિ ઘણું મનજી.

ઢાળ.

મનમાંહી મત વિમાસે, મળી પાચે ભ્રાત,
શીખ કરવા સાચરયા, જાહા હુતા કુતા માત.
આગળ આવી રહ્યા ઉભા, માતને નામ્યૂ શીષ,
પુત્ર આજ સર્હો મે જાણીયુ જે, દુહુવાણા જગદીશ.
પુત્ર વહુઅર અતિ ઘણુ, પ્રણવ્યા નિગમી તહ્મારી લાજ,
ચીર પૂરયા સભા માહી, તેહજ કરશે સહાય
મૂજ માતને તહ્મે સાથ તેડો, તમ વિના ઘડી ન રેહિવાય,
પૂત્ર પાખે માવડી, તુલપે[1], હળવી થાય
એટલે ત્યાહા વીદુર આવ્યા, બાપ મે જાણ્યો અતિ મર્મ,
દુ ખ પામ્યા ને વળી પામશો તે, મર્વ તહ્મારા કર્મ

---

૧ આકડાના ફળ આકડાયામાથી રૂ જેવુ નીકળે છે તે વરૂ નમા વાદ્ર ૮ દન ડોખ છે ફળ પાકી ગયા પછી જ્યારે તે ફાટે છે ત્યારે આ તુલ પવન થકી ચારે તરફ ઉડતુ ફરે છે

પરવશ થકો હું શું કરૂં, મેં પ્રાણ કાંઇ નવિ થાય,
દ્રોણ ભીષ્મ ઘણું દુઃખીયા થયા પણ, દુષ્ટને ન કેહેવાય.

મેં જાણ્યું જે હશે પાસે, સ્વાંમી જગજીવન,
ન જાંણ્યું યદુપતિ દુહુવાંણા, તો પમાડયા વન.
માત ને તહ્મો આંહાંજ મેહેલો, રેહિશે અહ્મારી પાસ,
ધૃતરાષ્ટ્ર ભીષ્મને ભાળવી, તહ્મો ચાલજો વનવાસ.
વૃદ્ધપણું અતિ દોહિલું, વનમાંહિ ઘણો રડવડાટ,
સાર કરશે કૃષ્ણજી, મન ન આંણશો ઉચાટ.
શીખ સારી દઇ ચાલ્યા, વીદુર તેણી વાર,
પછી દ્રૌપદી પ્રત્યેં ઉચરયા, સ્ત્રી રહોને આંણે ઠાર.
આઇજીની કરજો સેવા, અહોરાત્ર રેહિજો પાસ,
કઠિણ વન ને કોમળ કાયા, દોહિલો વનવાસ.
રઘુનાથજીની સાથ સીતા, ગયાં વન મોઝાર,
દારૂણ દુઃખ પડયાં સહી, સમર્થ દેવ મોરાર.
રાવણ તાં તહ્મો સાંભળ્યો, કુંભકર્ણ દાનવ દુષ્ટ,
યુદ્ધ કરી વાળી જાનકી, પણ પમાડયાં મહા કષ્ટ.
તે માટે તુજને કહું સ્ત્રી, રહો આંણિ ઠાર,
વચન દારૂણ સાંભળીને, વદે વળતું નાર.
તહ્મો કહ્યું તે સત્ય સ્વામી, પણ વિમાસો મન વાત,
હું હસ્યા માટે હઠે ચઢયો. કરે અહ્મા મારા હાથ.
બેસ ખોળે કહ્યું મુજને, દેખતાં મૂજ કંથ,
મૂકીને મુહને ચાલશો તો, આણીશ મારો અંત.

હેલુ વચન વિનતાએ કહ્યું, કર ગ્રહી તેડી નાર,
(પછે) ધૃતગષ્ટર ભીષ્મ પિતામહને, ચર્ણે ઘાલ્યો હાથ.
માત અહ્મારી તમ પાસે રે' છે, રખે દુ.ખ આંણે મન,
દાતને જીવ શું ભાળવું, અહો જાઉં છૂં વન.
પૂત્ર વેહિલા આવજો, આહા સુખે રેહિશે માત,
અહો દુર્યોધન વાર્યો ઘણું, મળી રહો એકઠા ભ્રાત.
અસનપણે માન્યું નહી તે, વાત પડી વીનાંણ,
વચન છળ વન ભોગવો, આહા રાજ્ય તહ્મારૂં જાણિ.
આ રાજ્ય તહ્મારૂ જાંણીનિ, સૂખે વન પૂરણ કરો,
દ્રોણાચાર્યના આશીર્વાદે, પ્રેમ પૂર્વક સંચરો.
એવાં વાયક સાભળી, જનનીને લાગ્યા પાય,
કંઠ ગદ્ ગદ્ નેત્ર ધારા થાતે બોલીયા નીજ માય.
એક વાર સુજને કૃષ્ણજી રે, હુઆ હુતા તુષ્ટમાન,
દ્રાપદીને દયાળજી રે, રહિ રૂદે માહા ધ્યાન.
ધિક્ પડો સુખતણે માથે, જેણે વિસરે દયાળ,
વનમાહિ વૈકુંઠનાથજી, કરશે તહ્મારી સંભાળ

કડવુ ૨ જુ.

શીખ માગી પાડવ વન જાય, પચાળી સ્ત્રી પૂઠે પળાય.
ધૌમ્ય ગુરૂ સગાતે ગયા પાડવ ઉપર અદકી મયા.
હસ્તીનાપુર થકી પન્વરે, મનમાહિ મધુસૂદન ધરે.

સ્મર્ણ કરે શ્રી સારંગપાણુ જય જય વચન જપે
મુખ વાણુ.
વર્ણ અઢાર જોવાને મળ્યા, અમને હર્ષ આવ્યા
સાભળ્યા
જાણ્યૂ એકઠા કરશો રાજ્ય, લોકતણા સર્વ સરશે કાજ
પાડવ પાખેલ ફરી ફરી વળે, લાગે પાગ પાછા નવિ
વળે.
વેહિલા ઘેર આવજો ભૂપાલ વિનય કરી ચાલ્યા
તતકાળ
લોકતણી રાય લેઇ આશીસ ભૂપત આપ નમાવ્યું
શીષ.
નગર તજીને વન સચરે વિપરીત વેશ તન શ્યા
શ્યા ધરે.
શ્યા શ્યા સુકન હોય તેણી વાર અબ કુભ[1] ભરયા
શિર નાર
નિલવટ ટીલા ટબકા કર્યા, વરકન્યા પરણી પરવરયા
કામ હુઆ વચ્છશુ પરવરી, ડાબી દેવા[2] ને ખર તુરી
વનગજા વાહાવે શિયાલ, દક્ષિણ ચીગરી કરે ઉચાર
કૃષ્ણ કુરંગ[3] મૃગલી મળી, જમણી ઉતરી જાય
આકુલી
ભેરી મૂખ ભૈરવ કલકલે, ભરી પોઠ તા સામી મળે

૧ પાણી ભરેલા માટીના ઘડા ૨ ચકલીની જાતનુ એક
પક્ષી ૩ કાલયાર કૃષ્ણ રંગ્યાના હરણ

માંડી ફેણ ફણીધર ફૂંફવે, નિર્મળ નભ ઉજૂઆળુ હોવે,
ધૌમ્ય કહે શકુન સાભળો, પૂત્ર પરણાવી પાછા વળો.
વંદી શુકન શ્રી ગુરૂ વચન, જઇ પો'ત્યા પાંડવ મહાવન,
મહા પુરૂષ આવ્યા સાંભળ્યા, તાપસ સઘળા ટોળે મળ્યા.
માનુભાવ મુનિ પુજા કરી, સંતોખ્યા વાણી ઉચરી,
કૃપા કરી પધારયા તહ્મો, અનાથ બાંહે સાહ્યા અમો.
અમ દાસ સરખુ હોય જે કામ, શીષ ચઢાવી કરશું સ્વાંમ,
સુણી વચન ભૂપતનુ મન, પ્રત્યુત્તર આપ્યો મુનિ જન.
ગૃહસ્થ વિના વન ભૂખ્યા રહ્યા, તમ આવે રળીયાત જ થયા,
હય ગજ રથ નવિ જોઇએ ધન, તપ કીજે નૃપ દયો ભોજન.
સુણી વચન ભૂપત તેણી વાર, પૅછયા ધૌમ્ય તવ પાંચ કુમાર,
કહો ધૌમ્ય શું કરવુ ઘટે, ભૂંખ્યા ઋષિ અમ તન આવટે.
સુભટ પ્રત્યે ઋષિ વાણી વદી, પાચે ચોઢ સ્તવો દ્રોપદી,
સતીતણે વશ દિનકર સદા, ધરતાં ધ્યાન પ્રકટશે તદા.

અક્ષેપાત્ર તાં રવિ આપશે, તેણે સકળ લોક પરિપૂર્ણ થશે.
પ્રભુ પાંચે પંચાલી સ્તવી, ગુરૂ શીઘ્ર મંત્ર શીખવી.
અતિ નિર્મળ મન સ્તવીયા ભાણ, થયા પ્રંકટ આપ્યૂં વરદાન,
રવિ અક્ષેપાત્ર આપ્યૂં ભરી, પહોંચે જ્યાંહાં ન જમે સુંદરી.
વર આપી થયા અંતર્ધ્યાન, રાખ્યા મુનિજન દઇ સન્માન.
સકળ લોક હોએ તૃપત, વાવરતાં નવિ આવે અંત.
જે અન્નતણી વન ઇચ્છ કરે, તે પાંડવ પાસે પેટજ ભરે.
એમ કરતાં વામ્યા બહુ દિન, ધર્મ પ્રત્યે બોલ્યા અર્જુન.
સ્વામી મેં દુહુવ્યા જગદીશ, બોલે વિશેષ ચઢી છે રીસ.
તે માટે જઇ ઇંદ્ર સદન, કરી તપ રીઝવૂં હરિ મન.
વ્યાસ વચંન સાંભરો રાય, એમ કહી ચાલ્યો લઘુ ભાય.

કડવું ૩ જું.

શીખ માગી ચાલ્યો નીજ ભ્રાત, કરી તપ વશ કરવા નાથ.
લઘુ બાંધવ ચાલ્યો જેટલે, રાજા દુઃખ પામ્યો તેટલે.

અનેક ઉચાટ કરે મનમાદા, વિચિત્ર કથા તો કહે
ઋષિરાય.
એણીપેરે મહીપતિ દિન નિર્ગમે, અંતર દાઝ કિમે
નવિ શમે.
એટલે આવ્યા બૃહદેશ ઋષિ, અમૃત વાણી વદતા
મુખિ
રાજા ધર્મે દીઠા જસે, તજી આસન સામા ગયા
તસે.
મનસા વાચા સેવા કરી, સંતોષ્યા વાણી ઉચરી.
પોઢ્યા ઋષિ રાય ચાંપે પાય સતી પચાળી ઢોળે
વાય.
સેવા કરતાં રાજા રડે પગ ઉપર આંસૂ પડે
થઇ બેઠા ઋષિ સામુ જોય ધર્મ ધુરધર તું કાં રોય
નહીં ધર્મ હું પાપી રૂપ, તપ કરવા ગ્યો અર્જુન
ભૂપ
હાર્યો રાજ્ય મે ધ્યુતજ રમી દમી નારી ગ્રહી
કેહિલુ ખમી
રંગે રમી દુ:ખસાગર પડ્યા, મુજ પમાયે મારા
ભાઈ રડવડ્યા
હવે દુઃખ મોટું ઋષિરાય, તમ વિના કોને ના
કે'વાય,
સ્વામી અર્જુન ગ્યો હુઠે સગડી ધરી, ગુણુના ઈંધણુ
આઘા કરી

બેઠેલ તન મેં વન ન રવડાય, ભૂખ તરસ કહો કિમ ખમાય.
કહું ભીમ ભડ જાઓ તહો, કે'શે પાસે ન ગમ્યા અહો
જાય બોલ મનમાહિ ધરી, ભાજે વનફળ ખોળા ભરી.
બહુ આહારી મોકલું કિમ કરી, પાડે ઝાડ સર્વ પાધર કરી.
સહદેવ મુહૂર્ત્ત વિના નવિ જાય, વણ પૂછે નવિ બોલે ભાય.
એને શું શીખવલું અરૂં, વન વસ્તુ કરી આવે નવું.
લઘુ બાધવ નકુલ મન જાંણ (તે) લાડે ગમે તેમ બોલે વાણ
માતાઇ મુખ ચઢાવ્યુ બાલ, અમશું ન બોલે મુખ સભાળ.
બહુ ગક્ષસ વસે વન મધ્ય, વહનો વીં ન આવે સીધ્ય.
તે માટે મોકલુ કિમ કરી, વણ પીછે મારે બાકરી.
સતી શિરોમણિ પામે નાં કયેમ મોકલુ વનમોઝાર.
અમ કુળ કલક નહીં ઋષિજન, શ્રી સ્વરૂપ ને રાંધ્યું અન્ન.
ગક્ષસ સાન વગડામા વસે દાનવ દેવ વેર મન કરે.
તેહ એને હરે તતકાળ, વાધે વીરોધ ઊપજે કાળ.
આવે રામચંદ્રની સીતા હરી, મૂકાવી મહા યુદ્ધજ કરી.

તે સમોવડ કોણે ન થવાય, સકળ બ્રહ્માડતણા તે રાય.
અતિ ઘણું દુ:ખ ઋષિ આગળ કહે, મૂકે નિશ્વાસ નયણે નીર વહે.

પછે નૈષધનો કહ્યો ઉપદેશ, સાવધાન થઇ સુણો નરેશ.

તમ કુળ એક વીરસેન રાજન, તેને નળ રા[1] હુતો તન.

વેદર્ભ દેશ ભીમક મન ધરી, તેહતણી પરણ્યો દીકરી
કલિયુગ કપટી કેડે પડયે, હાર્યૂ રાજ વન રડવડયો.

પીત્રાઇએ પ્રભવ્યો અપાર, ઓઢાવી દમયંતી નાર.
સાથે વન ચાલ્યા તેણી વાર, અધવચ અબળા તજી સસાર.

સ્રી ભર્ત્તાર જૂજૂઆ રડવડ્યા, અનેક કષ્ટ બહુ તેને પડયાં

તે સહેવરાવ્યા વિશ્વાધાર, બાર વર્ષે મળ્યા એક ઠાર.

પુષ્કર પીત્રાઇ લાગ્યો પાય, ઘણુ રાજ્ય કર્યૂં નળરાય.
તમ પાસે ભ્રાત અને સુદરી, પામે આહાર ઋષિ તપ આચરી.

સર્વ તમારી સેવા કરે, ફૂલદીટ દુહુવણ નવિ ધરે,
કહી કથા તન ટાઢૂ કર્યૂ, રાયતણું હૈયું અતિ ઠર્યૂં.

---

1 રાજ

અર્જુન વિરહે અગીઠી[1] જેહ, અમૃત વચને ટાઢી થઈ તેહ.
વર્ષ બાર વન વહીને ગયા, અર્જુન તપવ્રત પૂરણ થયા.
આવી ધર્મને લાગ્યો પાય, આપણુને ગ્રહ્યા યદુરાય.
મળ્યા ભીમ ભડ નીચા નમ્યા, લઘુ બાંધવ બહુ પાછળ ભમ્યા.
કરી પ્રદક્ષિણા લાગ્યા પાય, નમ્યા શિષ ભીડયા ભુજમાંહ્ય.
પતિવ્રતા પંચાળી જેહ, અંતર દૃષ્ટે મળ્યા છે તેહ,
હર્ષ આંસુ નયણે દો ઝરે, કૃષ્ણ કૃષ્ણ વાણી ઉચ્ચરે.
ધૌમ્ય પ્રમુખ ઋષિ અનેક, લાગ્યા પાગ કરી વિને વિવેક.
ગાનુભાવ મન કરૂણા કરી, હું આવ્યો તપ ધ્યાન આચરી.
સ્વામી પ્રથમ ગયો વન મોઝાર, માત ભ્રાત લહ્યો આધાર.
બીજી વાર એકલો ગયો, તીર્થ જાત્રા કરી આવીયો.
આણી વાર અતિ દુઃખીયો થયો, વણ બાંધવ એકલો રહ્યો.

૧ જુરાગના ખેતરમા પોક પાડવા માટે કરેલો લાંબ પોરસ ખાડો જેના અંદર દેવતા કરી પોક પાડવામા આવે છે ૨ સોની લોક સોનું ગાળવા માટે જે ખાનણુ નાળી લાંબી પડી ગયે છે તે.

અનેક વચન કહ્યાં અર્જુન, ધન્ય ધન્ય કહે મુનિજન.
વન દુઃખના દિવસ પુરા હવા. સુખ હવે ભોગવશો નવાં.
નૈષધ કાવ્ય બૃહદશ ઋષિ કહી, ઠાંમ આપણે પોત્યા સહી.
પાંચે ભ્રાત થયા એકાંત, ભાગી વન દુઃખ કેરી ભ્રાંત.
સ્વલ્પ સુખ પામ્યા જેટલે, એહ કથા રહી એટલે.
આગળ વળી થાશે પ્રકાશ, સાંભળ જનમેજય ઉલ્લાસ.

કડવું ૪ થુ—રાગ આંદોલન.

સ્વાંમી ઇણી પેરે બોલે છે રાજન રે, વન રે પાંડવનાં પુરાં થયાં રે.

ઢાળ.

વન પાંડવના થયા પૂરણ, ઉરણ રહ્યાં વચન,
પછે રાજ કેઇ પેરે પામીયા તે, કહોને મુનિ જન.
વચન રાયના સુણી મુનિ જન, બોલીયા તેણી વાર,
પછે રાજ કેઇ પેરે પાંમીયા તે, કહોની સારોદ્ધાર.
હસ્તીનાપુરમા રાજ્ય હારી, ચાલ્યા પાંડવ વન,
દિવસ બીજે સભા પૂરી બેઠા દુર્યોધન.
આંણ પોતાતણી સઘળે, વર્તાવી મહારાજ,
જે પાંડવની પક્ષ કરતા, નીગમી તેની લાજ.
નીઃ કંટક અમે રાજ્ય કીધુ,'કોઇશું નહી વિરોધ,
જે થયા માથા ઉરૂરા તે, ભડી ભાજ્યા યોદ્ધ.

આ સમૂદ્રાત પૃથિવી તણુ, બહુ રાજ્ય કીધુ ભૂપ ?
સર્વ લોમ ચાપી ચોહોદિશે, અદિ તેજ વાધ્યુ રૂપ.
એ સુખ સ્વપ્ને વહી ગયુ, જવ થયા વરસ જ બાર,
એક વાર રાજા સભાએ બેઠો, તેજે ઝળકયા હાર.
જાણ્યુ પાડવ એ આવે છે, પ્રોઢા પાચે વીર,
પ્રતિ બિબ એવા નિર્ખીયા, ઉધ્રકયા અગ શરીર
ચિંતાએ આકુલ વ્યાકુલો રાયને હગક પેઠી મન,
તે ધૈર્ય છાડી ઘર થકી, પછે થઈ વિમાસણ મન
ઉન્મત્ત કેહેને નવિ કહે રહ્યો સુભટ સામુ જોય,
દુર્જન માથે મહારથી, મારી મીટ ન પડે કોય
એટલે દુર્વાસા આવીયા, દશ સહસ ઋષિ છે સગ,
દિનકર જાણે બીજો પ્રકટ્યો, સહુના કિરણ ઝળકે
અગ

રાયજી સાહામા સચર્યા, દડવત કર્યા અપાર,
ચર્ણ વળગ્યા ન રહે અળગા, સ્વામી સીધી સાર
સ્તુતિ કરતા મુનિ દર્શન દુર્લભ, તમનાણુ નિરધાર,
દીન જાણી દયા કીધી, સફળ થયો અવતાર
પછે પુષ્પ પૃથ્વી પાથર્યો, સર્વ સુભટ નાખે વાય,
(પછે) મદિરમાહિ લઈ સચર્યો, જ્યા હુતા બાપ ને
ગાય
ભાવતા ભોજન ભલા ઋષિજી, સતોખ્યા મુનિદેવ,
તન મન ધન આગળ મૂકી, સકળ કીધી સેવ
રળીયાત થ્યા ઋષિ વદે વાણી, તુ માગ કાઈ રાજન,

તમ ચર્ણ પ્રતાપે સર્વ છે, એમ વદે દુર્યોધન.
મેં વર તહ્મારો[1] શિર ધર્યો, તહ્મો પધારો વનમાહ્ય,
તમ તણી ઇચ્છા કરે પાંડવ, અને પાવન થાય
અનંત ઋષિ ત્યાં આહાર પામે, તમ વિના સિધ્ય ન થાય,
કોણ સ્થાનક વસે પાંડવ, કહો મૂજને રાય.
દ્વતકામિકા વન રહે છે, પ્રોઢ પાંચે ભ્રાત,
તહ્મો ત્યાર પૂઠે પ્રકટ થાજો, જમી રહે સહુ સાથ.
પ્રેમદા પાછળ નહીં જમે તે, પામશે અતિ લાજ,
જમ્યા પૂઠે ઓચિંતા તહ્મો, જઇ રહેજો મહારાજ.
અખેપાત્ર તાં એક જે છે, આપીયું રવિએ જેહ,
વાવરતા ખૂટે નહીં, નવનિદ્ધ ભરીયું તેહ.
એ વર તે મુજને આપીએ, થાપીએ અવિચળ વાણ,
સનાથ થાયે અમ વીર પાંડવ, એમ કહી કપટે વાણ.
માંનુભાવ ઓહોળા રૂદે ભોળા, ચાલીયા તતકાળ,
હૈયા માહી હર્ખીયો, દુર્યોધન ભૂપાળ.
કર્ણ દુઃશાશન ને શકુની, એમ કહે રાજન,
ઋષિ દુર્વાસા શાપ દેશે, જો નહીં પોંચે અન્ન.
મેં શીખવ્યા છે ત્યેમ જાશે, જમી રહેશે નાર,
પછે અન્ન એને કાહાથકું, અખેપાત્ર મોઝર.
ઋષિ ભૂખ્યા ભડભડે, ધડધડે કોપ અગાધ,
શાપે બાળી ભસ્મ કરશે, હું કરેશ રાજ સમાધ.

---

૧ હસ્ત લિખિત પ્રતની થોડી ઘણી જોડણી કાયમ રાખી છે.

કડવુ ૫ મું

સ્વામીજી ઋષિ વેગે વન જાય રે, દારથકા સર્વ
શિષ્ય સંચરયા રે.

ઢાળ.

દારથકા સર્વ સંચર્યા, વન વેગે પલાય,
દ્વતકામિક પોહોત્યા, જ્યાં હુતા યુધિષ્ઠિર રાય.
દૂર રહીને નિર્ખીસુ, જવ થયો કાળ મધ્યાન્હ,
ઠામ ઠામ ભણવા ઉગવ્યા, વેદ ધૂણી સુણે કાન.
ઉપનિષદ ભગવત ગીતા, પાડવ ગીતા સાર,
તૃતિયે સ્વરશુ ભણે સન્યાસી, વાનપ્રસ્થ બ્રહ્મચાર
ક્ષણ એક આપણુ રહીને જઇએ, તો પામીએ બહુ
માન,
નહીં તો ગાય માહેશી મળી ગાય, એમ જાંણશે
રાજન.

મુહૂર્ત્ત એકાત ત્યાહા રહ્યા, મળી સઘળો સાથ,
ભોજન કરીને વળ્યા તાપસ, શેષ જમીયા ભ્રાત
પચાલીએ પાત્ર પખાલી, વળબાડયૂ આકાશ,
ભર્ત્તાર જમતા ઉગરયૂ તે, દ્રૌપદીએ કીધુ પ્રાશ
મુખવાસ બીડી પાન એલચી, પૂર્યો લવગ આનદ,
ચૂઆ ચદન સહુ ચર્ચીયા, જપે જશ ગોવિદ
એટલે દુર્વાસા આવીયા, દશ સહસ્ર સાથે મુન,
નીગમના નિર્ઘોષ કરતા, અરે પાંડવો ધન્ય

ધર્મે આવતા નિર્ખ્યિા, હૈયે હર્ખ્યિા અપાર,
ધસી રાયોજી પાગ લાગ્યા, ભલે તહ્મા કીધી સાર.
હવિ અહ્મારા દુઃખ ભાગી, સર્યાં સઘળાં કામ,
સ્મર્ણું કરતાં થયું સાચૂં, પવિત્ર કીધો ઠાંમ.
ભ્રાત પાંચે છતાં દ્રૌપદીએ, કીધો વચન વિવેક,
અર્ઘપાદ્ય પૂજા કરી, બહુ ભક્તા ભાવ વિશેષ.
કાંઈ કામ અહ્મને દીજીએ, દીજીએ બહુ પમાય,
અમ યોગ્ય હોય જે નીપજે તે, કિંચરો ઋષિરાય.
વચન રાયનાં સાંભળી, ,મુનિવર બોલીયા તત્કાળ,
આ પારણા તિથિ છે, સાથ ( સઘળો ) ભૂખ્યો છે
ભૂપાલ.
દુર્યોધને અહ્મા મોકલ્યા, અમને કહી તહ્મારી ખ્યાત,
તે સાંભળી રળીયાત થયા, તહ્મ ધન્ય પાંચે ભ્રાત.
અતિકાળ થયો અમ આવતાં, હવે વેહિલા વાર મ
લાવ,
અતિથિ વેળા તણું મંહા ફળ, સૂણો યુધિષ્ઠિર રાય.
તેવી વાણી રૂદે જાંણી, મળ્યા પાચે ભ્રાત,
દ્રૌપદીને જમ્યા દીઠાં, ત્યારે વિમાસણ મન સાથ.
હવે આપણો કાળજ ખૂટ્યો, એ જોઇ આવ્યા પ્રસ્તાવ,
રાય દુર્યોધને મોકલ્યા તો, રાખવો છે ભાવ.
મૃત્યુ આપણું ચઢ્યું માથે, જો ન સાચવે આ વાર,
શાપે બાળી ભસ્મ કરશે, જો કહેશો સુખ નકાર.

બીજાં કર્મ સઘળાં સોહિલાં તે, ભોગવે કર્મ જાય,
બ્રહ્મ શાપ ન છૂટીએ, કલ્પ કોટી ઉપર થાય.
વિમાસી રાયે કહ્યું ઋષિને, તહ્મો કરી આવો સ્નાંન,
અપાર રાજા કાં નહીં, ચાલીયા ધરવા ધ્યાન.
પૂઠ ઋષિજીની થઈ ત્યારે, વિમાસે મન માંહ્ય,
ભૂખ્યા બ્રાહ્મણ આવશે ત્યારે, કોપશે ઋષિરાય.
પાણી પેહેલી પાજ બાંધો, તો રહે નીજ ધર્મ,
આઘે વિપ્ર શાપે અનેક ભૂપત, ભોગવે ત્યાં બહુ કર્મ.
શુક્ર શાપે જયાતનુ તન,-વૃદ્ધ થયું તત્કાળ,
અંબરિષ ઉપર એહ કોપ્યો, પણ રાખ્યો દીનદયાળ.
શત યજ્ઞ કીધા નીઘોષ રાયે, તોએ શાપ્યો ભૂપ,
પુણ્યવંત માટે ન છૂટયો તે, થયો અગીઅર રૂપ.
દાતાર માટે ન છૂટ્યો તે, કીધો કાંકીડાનું તન,
જય વિજય તે થયા રાક્ષસ. હરિ પોળીયા અનુદિન.
ધનદ કુંઅર પાંમીયા બે, વૃક્ષનાં શરીર,
વીપ્ર શાપે ઈંદ્ર માંજાર, ગતી થઈ ગંભીર.
સુરપતિ સહસ્ર ભગ થયો ને. અહલ્યા થઈ પાષાંણ,
ચંદ્ર કેરી કળા ક્ષીણ થઈ તે, બ્રહ્મ શાપે જાણ.
તે માટે એ બાળશે કાંઇ, કરો પહેલો ઉપાય,
ભીમ કાંષ્ટ લાવી વહ્રી મૂકો, આપણ પેસીએ તે માંહ્ય.
અનંત ઈંધણ ઓઘ કીધા, મધ્ય મૂક્યો અંગાર,
ગંગા મર્જન કરી પાંડવ, સમરે દેવ મોરાર.

કડવું ૬ ઠું—રાગ મલ્લાર.

પાંડુતણા તન દે રે પ્રદક્ષણા હૂતાસન પાછળ પાંચે ભ્રાત,
માળા મુદ્રા તીલક કંઠે રે, અંતર સમરે અકળ સ્વરૂપ.
ધાઓ રે ધર્ણીધર શ્રીવર, કરૂણાકર કેશવ કૃપાળ,
ભક્ત તણા ભય ભંજન ભૂધર, દયા સિંધુ તું દીન દયાળ. ધાઓ.
તવ પંચાળી પ્રભુ પ્રત્યે બોલી, ક્ષણું એક વીલમ કરો રે કંથ,
તમ કારણ કૃષ્ણ કોડ વાર રે, સાર કરી છે દેવ અનંત. ધાઓ.
લાખા ગૃહે વન હેડંબ રાખ્યા, દુષ્ટ સભામાંહે મુજને પૂર્યાં ચીર,
તેનું સ્મર્ણ કરો રે કંથજી, સાર કરશે સ્વામી યદુવીર. ધાઓ.
પાંચે પ્રભુ રહ્યા કર જોડી, કષ્ણા સ્તુતિ કરે રે અપાર,
ભક્તિ કરી તુંને શું સંતોખું, તારી લક્ષ ચોરાશીની ખાંણુજ ચાર. ધાઓ.
તે માટે તું સકળ જીવનો, અંતર્યામી વિશ્વાધાર,
તુંને વિશ્વતણી ચિંતા વિશ્વંભર, સાર કરો સ્વામી મોરાર. ધાઓ.

અતિ સંકષ્ટ[1] થકાં તન બાળી, મરી છૂટશું શ્રી મહારાજ,
કહેશે ભક્ત ભુધરના પાડવ, તમને લાગશે મોટી લાજ. ધાઓ.
જો અમ અપરાધીનું મન ન આવે તો, સાર સુભદ્રાની કરજો નાથ,
ભવસાગર દુસ્તર દાવાનળ, તુજ ટાલી કોણ દેશે હાથ. ધાઓ.
અનેક ભક્ત રાખ્યા તહ્મો આગે, વિભીષણ ધ્રુવ અમરિષ પ્રલ્હાદ,
ગજ ગુણિકા ને વિપ્ર અજામેલ, સ્મર્ણ માત્રે તે કીધી સાર. ધાઓ.
તે, ભક્ત માટે ભવ તાર ભૂધર, અહ્મો અભક્ત અનાથને આશ,
દ્રૌપદીની સ્તુતિ સાંભળી, સારંગધર વૈકુંઠથી આવ્યા અવિનાશ ધાઓ
ગરૂડ ચઢી ચતુર્ભુજ આવ્યા, શંખ ચક્ર ગદા પદ્મ પાણ,
પિતાંબર વસ્ત્ર મેઘ શ્યામ રે, કમળનેત્ર મુખે પ્રકટ્યો ભાણ ધાઓ.
શ્રીવચ્છ લાછન રૂદે શોભિત, કંઠે ધરી તુલસીની માળ,
ભક્ત વત્સલ્ય બીરદ પાળ્યું, ભૂધર ભલે પધાર્યા દીન દયાળ. ધાઓ.

- વળી પાછળ પ્રદક્ષણા ફરે છે, પાંચ પાંડવ ને છઠ્ઠી નાર,
ધુમ્ર જ્વાળા ગગન જઇ વાગી, દીઠા કૃષ્ણે ઇંધણ તણા અંબાર. ધાઓ.
તમ્હો રહો રહો કુંતાના તન, (કાં બળો છો) દૂરથકી હું આવ્યો આજ,
ભૂખ્યો છૂં મુજ્હે ભોજન આપો, ન માગૂં તો વણશે કાજ. ધાઓ.
તવ પાંચે વીર જઇ ચર્ણે વળગ્યા, ભાગ્યાં દુઃખ દુર્જન શોક,
સહસ્ર દશશું ઋષિ દુર્વાસા, (ભોજન કરવા) અંતર કૌતુક જુએ સુર લોક. ધાઓ.
તે માટે અહ્મો તન બાળું છું, જમ્યા અહ્મો ને દ્રૌપદી નાર,
પાત્ર પખાલી મેહિલ્યું પ્રેમદા તો, કાંહાંથ્યું અન્ન મળે મોરાર. ધાઓ.
અહ્મા અતિ ભૂખ્યાને વાત ન ભાવે, જમ્યા પૂઠળ કરશું વિચાર,
પંચાળી કહે શું સત્ય ચૂકવો. પાત્ર પખાળી મેહિલ્યું ઠાર. ધાઓ.
જુઓ રે પાત્રમાંહિ કાંઇ એક હશે, સંતુષ્ટ થાશું આંણી ઠાર,
સુર નર મુનિવર અંતર જુએ, વિશ્વંભર જાચે વારોવાર. ધાઓ.

તવ શ્રીકમજી કહે ભીમને, જા દુર્વાસાને તેડી લાવ,
એ વાટે વાર લગાડે, ભૂખ્યા ઋષિ અન્ન ઉપર ભાવ. ધાઓ.
તવ ભરૂયા પેટ પચામૃત પૂરણ, મુખ ઋષિને આવે ઓડકાર,
મુનિ પ્રત્યે શિષ્ય એમ ઉચરૂયા, પેટ નીરતણો નથી રે ઠાર. ધાઓ.
આવ્યા તો આહાંથી વળીએ પાછા, ત્યા જઇ શું કરશો મુનિજન,
કહે ઋષિ હવઠા ભીમ આવશે, ત્યાહાં આવ્યા છે જગજીવન. ધાઓ.
એટલે વીર વૃકોદર આવ્યો, ચાલો વાટ જુએ મોરાર,
સાથ સઘળો સાથ પધારો, દુર્વાસા મુનિ કરે રે વિચાર. ધાઓ
અહો દુર્યોધનતુ કપટ ન જાણ્યું, આણ્યુ એહ ઉપર અભિમાન,
અનેક કપટ કરયા કૌરવે પણ, જેને રાખે શ્રી ભગવાન ધાઓ
એવુ' વિચારીને સાથે ચાલ્યા, આદ્ય પુરૂષનું થશે દર્શન,
સન્મુખ આવી પાડવ પગે લાગ્યા, સાધે મળીયા જગજીવન ધાઓ.

## કવિ જ્ઞાનાચાર્ય કૃત.

## બિલ્હણ અને શશિકલા પંચાશિકા.

### ચુપઇ.

મકરધ્વજ મહીપતિ વર્ણવૂં, જેહનૂં રૂપ અવનિ અભિનવૂં;
કુસુમ બાણ કરિ; કુંજરિ ચડઇ; જાસ પ્રયાણિ ધરા ધડહડઇ. ૧

કોદંડ કામિની તણુ ટંકાર. આગલિ અલિ ઝંઝા ઝંકારિ.
પાખલિ કોઇલિ કલ રવ કરઇ નિર્મલ છત્ર શ્વેત શિર ધરઇ. ૨

ત્રિભુવન માહિ પડાવઇ સાદ, 'છઇ કો સુરનર, મ કઇ વાદ ?'
અબલા સૈનિ સબલ પરવરિઉ, હીંડઇ મનમથ મચ્છરિ ભરિઉ. ૩

માધવ માસ સોહઇ સામંત જાસ તણુઇ; જલનિધિ સુત મિંત;
દૂતપણૂં મલયાનિલ કરઇ; સુર નર પન્નગ આણ આચરઇ. ૪

તાસ તણા પય હૂં અણુસરી, સરસતિ સામિણી હઇડઇ ધરી,

પહિલૂં કદર્પ કરી પ્રણામ, ગઉ ગ્રથ નિરમિ
અભિનામ ૫

ઉત્તર દેસ અત નહીં જેહ, નિરખત પાર ન
પામૂ તેહ
શ્રી પુર પાટણ ઊત્તમ તિહાં, વર્ણાવર્ણ વસઇ
જન જિહાં ૬

ગઢ ગઉ પાખલિ પુર તણઇ સાલઇ ઉરિ અરિ
ઉતગપણઇ
ઉલીબદ્ધ માહિ આવાસ, સામાસામહિ ગૂખઇ
વાસ ૭

ઇક નર મેગી નિરખઇ તાડિ પેખઇ બાલા બઈઠી
માડિ
અમર તણી ઇદ્રાણી જિસી, ગૂખિ રમઇ તે તરણી
તિસી ૮

હરખિ હસતા ઝલકઇ દત નર પ્રતિબિંબિ
બીહિ નીસત
ધ્રૂજતા ધીરટ ધરિ પડઇ; અલવઇ અબલા
નર નઇ નડઇ ૯

અલવિ આલિગી થભઇ થભ ઉર કુચ કાઢી
ઊભી રભ
તે જોતા થાઇ કામી કામ વેધ્યા નયણિ પડઇ
વિશ્રામ ૧૦

ઇણી પરિ મોટૂ નયર મહાણ શ્રી પુર પાટણ
ગરઊ ઠાણ

રાજ કરઇ રા પૃથિવીચંદ્ર જાણી અવનિ અવ-
તરિઉ ઇંદ્ર. ૧૧

તસ પટરાણી પ્રેમાવતી સવિહુ ધરિ જે દીજઈ
સતી.

નવ યૌવન ભરી મતિ નિર્મંલા બેટી તાસ નામ
શશિકલ.. ૧૨

તે સુતા લહઇ ચહુસઠિ કલા, વિદ્યા ચૌદ ચતુરિ
આગલા.

વલી વિસેખઇ અધિકી ખંતિ, પંડિત પાસઈ
નિતિ પભણુતિ. ૧૩

બાપઇ બેટી જાણી બુધ અવનીપતિ આદર બહુ
કીધ.

જોયુ જોતિક અધિકઉ ગ્રંથ, બ્રહ્મ વિચાર, નિરતિ
નિગ્રંથ, ૧૪

લેઇ લેહિણિ અનુભવિયા વર્ણ, તણિ વનિતા
સીખૂં વ્યાકર્ણ,

કામકુતૂહલ, વૈદ્યક વલી, અંકકલા અનુભવ
આગલી. ૧૫

નારી નૈષધ કરઇ અભ્યાસ અધવચિ વિપત્તિ
પામિ ઉવ્યાસ.[1]

ગ્રંથ ન સઉપાણુઉ (સૂજાણુઉ) શશિકલા. લછમછ
લાગઉ મનિ આંબલા. ૧૬

---

૧ લઝમઝ-મોહ, ૨૯

અજગતિ આગિ પરઈ ઉતાપ ' વચી બ્યસ
મોષમ' કહિ બાપ
મ ધરમિ કાઈ મનિ અંદેશ એતા આપણિ
લાગઉ છોહ ૧૭

વિદ્યાવત જેઉ જ વચી, તા તૂ, કુમરિ મ થા
આકલી
ઇમ કહી આવિઉ સભા મઝારિ, હકાર્યા નગવર નર
ચ્યારિ ૧૮

ચુહુદસિ ચઉ ચલાવઇ જિસઇ, ભૂપસભા ભટ
આવિઉ તિસઇ
પંડિત બ્રાહ્મણ ગિલ્હણ નામ, કલિંગ દેસ નઉકરિ
હુઈ કામ ૧૯

દૂહા.

વરસ વીસ પચ આગલઉ વાડવ વિદ્યાવત
આશીવાદ ઇમ ઉચ્ચરઇ, જિમ જલહર વરસત. ૨૦
આસન આણી મૂકિઉં, બઇઠઉ ચાઉર ચંપિ
પહુ પૂછઇ 'તહ્મ કુણ કલા', જુગતિ કરી તે જંપિ ૨૧

છૂપઇ.

ભણઈ ભટ્ટ –સુણિ, રાઈ સુજાણ! જાણૂ વ્યાકરણ,
વેદ, પુરાણ
જાણૂ જોતિક, વૈદક, મંત્ર, વીણાવાદ, નાદ
વચી જંત્ર ૨૨

ભરહભાવ, પિંગલ પ્રસ્તાર, શાલિહોત્ર, સંગીત વિચાર,
સ્મૃતિ, શુકન શાસ્ત્ર અભ્યાસ, વલી વૈશેષિક વિદ્યા વાસ. ૨૩

ખટ દર્શન જીતા ક્ષણમાત્ર. ગરુઆ ગર્વ ઊતાર્યા ગાત્ર.
નરવર ! કોઇ નથી નર આંહિ જિ મૂ સૂં માંડઇ મહી માંહિ. ૨૪

વિપ્રવયણ શુણિયાં માહારાજઃ 'હવિ સહી સરિસઇ કુમરી કાજ.
શુણિ બંભણ ! મઝ બેટી વાત. ગ્રંથ અધૂરઇ હુઈ ગુરુઘાત. ૨૫

અબલા અંગિ ધરઇ ઊચાટ. મોકલતઉ હૂં તઉ હૂં ભાટ
કર્મિં અહ્મારિ આવ્યા દેવ. હવિ કુમરી કરિસિ તહ્મ સેવ.' ૨૬

આદર કરી ભણાવઉ તહ્મો. જે જોઇઇ તે આપૂં અહ્મો.
દીઠઉ આગ્રહ અધિક વિશાલ; બિલ્હણ વિપ્રિ માંડી નેસાલ. ૨૭

ખોટૂં ભાખઇ ભૂપતિ વલીઃ—'અહ્મ કુમરી તાં છિ અંધલી.
તે કારણિ પરીઈચિ પરઠવૂં, અંધાનન નુહિ દેખિવૂં.' ૨૮

મહીપતિ અગિઇ મતિ નિર્મળા, બાપઇ બોલાવી શશિકલા
'આવિઉ છિ અધ્યારુ જેહ છઇ કાયા નર કુષ્ઠી તેહ ૨૯

તેહનઉ વપિ જેહ લાગઇ વાય, નિશ્ચિઇ કાયા કુષ્ઠી થાય
તણિ કાજઇ કીજઇ આતરુ જિમ, વનિતા, તહ્નિ નુહિ વાદરુ' ૩૦

એક અગોચર છિ પટસાલ, તિહા પરીઇચિ પરઠી સુવિશાલ
કુમરી વિદ્યા કરઇ અભ્યાસ ઇમિ કરતા વઉલિઉ ઇક માસ. ૩૧

વિકટ શ્લોક આવિઉ વર્તિ, નારિંન પ્રીછિ ઉત્તર પ્રતિ
પૂછઈ પંડિત વાલી વલી, નવિ બૂઝઈ અણાવા આકુલી. ૩૨

બ ભણ બોલઈ –'શુણિ શશિકલા! નયણ નહીં તઉ ગઇ અડગવા',
વિપ્રવયણિ કોપઈ ધડહડઈ 'તૂ કોઢિ ટોઢી લડથડઈ ૩૩

પોથી માહિ લખિયૂ જેહ ભામિની ભણઈ ભણું તેહ'
વલી વિપ્ર વિમાસણ ભરિઉ –'સહી વસુધાપતિ વાહિઉ ખગઉ ૩૪

એ તા અંધ નથી બાલિકા જોઇઇ, કિમ આડી જવનિકા.
દૂહા હોઇ લખી લીઉ લાગ, જિમ પ્રમદાનું પામૂં થાગ. ૩૫
નેત્રહીન રાજાઇ કહી, શ્લોક એક લિખી સૂંપૂ સહી

દૂહા.

× જણિ અણુજિ અણર થિકઉ નિર્મલ ચંદ્ર ન દિટ્ઠુ,
તે કમલિણી કલિમાહિ રહી, જંવારઉ ઘણુ ઘટ્ટુ ! ૩૬
જણિ મયકિ મહીયલિ થિકી વિકસત નલિણી ન ન જોઇ.
અવની માહિ તેહ ઊગપણુ નિશ્ચિઇ નિષ્ફલ હોઇ. ૩૭

---

× આ બને દૂહા કવિ અને રાજકુમારીના પરસ્પર કહેના છે એનુ મૂ । નિર્ણયસાગર પ્રેસની કાવ્યમાલા ગ્રન્થ ૧૩, પૃ ૧૪૯ પર આ પ્રમાણે છે —' जात सुजन्म विफल भुवन नलिन्या दृष्ट नया न विमल तुहिनांशुबिम्बम् । यावच्छ्रुत सुवचन सुग्वेस्तयेत्थ किंचिद्धि हस्य तुहिनांशुकला बभाष ॥ इयानि कानमिथुनानि भवन्ति येश्च सूर्यांशुभिर्जगदिद निखिलार्थमेति सपूर्णतापि शशिनश्च हि निष्फलैव दृष्टा यया न नलिनी परिपूर्णरूपा ॥'

પરંતુ સાહિત્યમાં પ્રસિદ્ધિ પામેલી બે પંક્તિઓ—જે વધારે પ્રમાણભૂત મનાય છે—તે તો આ પ્રમાણે છે —

निरर्थक जन्म गत नलिन्या यया न दृष्ट तुहिनांशुबिम्बम् ।
उत्पत्तिरिन्दोरपि निष्फलैव कृता विनिद्रा नलिनी न येन ॥

ચૂપઇ.

લિખી ચીઠી ગાહિ લખી જિસઇ, આવી પવી પગ આગલિ તિસઇ
વાચી અરથ કરઇ આફણી કુમરી રહી રિદય રણઝણી ૩૮
પરીઅચિ પાછી કીધી જામ, ઝબકઇ અબલા ઝબકી તામ
દીઠઉ ખંભણ્ રતિપતિ જિસિઉ. ભખુઇ કવીશ્વર કહીઇ કિસિઉં ? ૩૯
અમલા ખંભ અવલોઈ વલી. અન્યો અન્ય રહ્યા મન મિલી.
નયણિ નયણ, ન ખચઈ ઘડી દષ્ટિ ન ચૂકઇ એક ચાપડી[૧] ૪૦
થભ તણી પરિ થંભ્યા દોઇ જાણી ભીતિ લિખ્યા ચિત્ર સોઇ
તવ તરુણી કંદર્પિ આકલી, લાગઉ લછમછ, લજ્જા ટલી ૪૧
કરિ કટાક્ષ લંખઇ સર સમી ભમહિ ભાવિ ઊતાલઇ ભમી
હસણિ સરસા અહરા ડસઇ વલી કુચ ખી કર સૂ કસઇ ૪૨
કુચ કાઢિ, કડૂરઇ કાન, મીચી મીટિ કરઇ તે સાન

---

૧ ચાપડી-ચપટી વગાડવા જેટલો વખત

આલસ મોડઇ, આવઇ જંભ, નિરતઇ નાભિ દિખાડઇ રંભ, ૪૩

વારવાર મેહ્લઇ નીસાસ, અબલા કરઇ અંધ્યારુ આસ.

માંહોમાંહિ મૂકી લાજ ગાંધ્રવ લગનઇ કીધઊ કાજ. ૪૪

કરઇ કુતૂહલિ કીડા દોઇ; ભોગ ભોગવઇ સુરના સોઇ.

અજગતિ ( અગણિત ) અનંગ તણુઉ અભ્યાસ, વિલસઇ પંડિત વિવિધ વિલાસ. ૪૫

ઇમ સુખ સેવઇ કુમરિ એકંત જોસી[1] ય વતિ ભલ્યાં દોઇ ચિંત.

મન ગમતૂં માણઇ માનિની. જાણઇ નહીં વાસર જામિની. ૪૬

સરિખી વેશિ સુરૂપ સુજાણ પંડિત રાતી પુત્રી રાણ.

ઇમિ લીલા આવાસ મઝારિ નવનવ રંગ કરઇ નર નારિ. ૪૭

વઉલ્યા દિન દસવીસ હ જિસઇ, સુતા સંભાલ કરઈ રા તિસઇ.

પ્રીછૂં માહિલૂ સકલ સ્વરૂપ, તઉ કોપઇ ભરિયુ નરભૂપ. ૪૮

આણી બંભણ બંધિઉ બંધિ. 'જા, કોટવાલ, મારી એ કંધિ;

---

૧ જોશી આપ ભમો એ દોયે યાત્ય ?

ચઉગગી ચહુટઇ ફેરવે, સુના તણિ પરિ મૂકી
.કવે.' ૪૯
તદ્દી આદેશ લેઈ નીસરિઉ. સાથઇ લઇ લોક
પરવરિઉ.
દીપકાલિકાલીઈ કાલિકાલી જેમ, જોવા મિલિઉં ગલિનૂં
ગામ. ૫૦
ભૂપ તણઈ છઇ બીજા ભટ્ટ, તેણિ સાંભલી
વાત વિકટ્ટ,
પંડિત પૂંઠઈ થા તે પડ્યા; ધસમસધૂમ કરી
નઇ મિલ્યા. ૫૧
હાંકતઉ આણિઉ ભટ્ટ એણિ પંડિત ચહુટઈ ચાહુ
તેણિ.
વાડવિ બીરુદલણુ બોલાવીઉ તૂં કિમ એહ અવસ્થાં
પિયુ ? ૫૨

દુહું.

અંતકાલિ ઇષ્ટ દેવતા ધરિ મનિ તેહનૂં ધ્યાન.
સદ્ગતિ હુઈ તસ તણી, મૂકિ મન અભિમાન ૫૩

ચૂપઇ.

વયણુ વિકલતા બિલણુ ભણુઈ—જે છઇ ઇષ્ટ દેવ
અહ્મ તણુઇ,
શુણિજ્યો, સમરૂં, સઘલી સભા, શશિકલા સુંદરી
દુર્લભા. ૫૪

આજ અક્ષારિ મનિ માનિની ચીંતૂં ગોભન ચંપક વર્ની.
ગોરિ દામ સરિખી સાર, મુખ અંબુજ વિકસિત આકાર. ૫૫

નાહાના રોમ ન આવઈ નયણિ સૂતી ઊઠી માતી મયણિ
સંભારઇ વિદ્યા વીસરી, તિમ હૂં સમરૂં એ સુંદરી. ૫૬

આજ હૂં સમરૂં વયણી-ચંદ, વિકસિત પંકજ માંહિ મકરંદ
સરિખૂં મુખ મનહર સુંદરી ગોરી તિલક ગોરોચન કરી. ૫૭

ઘૂરમ નયન ઘૂલઇ મદભરી; પાડઇ પુરુષ કટાક્ષ હુ કરી;
એ આનન આવઇ મૂં સાથિ પૂરવિ દત્ત દીધૂં જગનાથિ. ૫૮

આજ હૂં વંછૂં અબલા એહ, ધાઠા ગાલ કુંડલ સૂં જેહ
સુખ વિપરીત સુરત સંભોગિ શ્રમજલબિંદુ થિયા તણિ જોગિ. ૫૯

તેણિ કામિની મુખ કાબરૂં, હેજઇ હઇડા ભીતરિ ધરૂં.
(વલી વિપ્ર બિલ્હણ ઇમ ભણુઈ) ઇષ્ટ દેવતા એ અહ્મ તણુઇ ૬૦

આજ હૂં ચંદવયણી ચિતિ ધરૂં, જેહનૂં વપ
નવપાલવનિ ભરૂં,
પોઢા કુચ; કાંચનવત દેહ મહીયલિ કાંતિ ન
માઇ જેહ; ૬૧

પેખી અનંગ અંગિ મઝ પીડિ; શીતલ સયર કરઇ
તે ભીડી;
તે કિમ વીસારૂં કૂંઅરી ? જે સ્યૂં પ્રીતિ અવલ
આદરી. ૬૨

આજ જામિની માઝિમ જાણિ મૂ સુત આવી
પોઢઇ પ્રાણિ.
ચિરં જીવ જુવતી નિત્ય ભણઇ, સુંદરી છીક
શ્રવણિ જવ શુણઇ; ૬૩

પરવ પ્રેમ કલહ છઇ જેહ, તો સંભરી ન જંપઇ તેહ:
કુંડલ કાનિ ઠવઇ તતકાલ, ( ખંભ ભણઇ ) તે
સમરૂં બાલ ૬૪

આજ હૂં સમરૂં તે ચિત ઠવી તરુણી[1] મયણ
શરઇ અભિભવી.
પોઢા કુચભારઇ કટિ નમઇ. મૂ સ્યૂં પ્રેમિ અધિક
રસિ રમઇ. ૬૫

બેહુ ભુજ ભીડી ભામની પ્રેમઇ ઉર સરસી પદ્મિની.
અલિયલ અરવિંદ માણઇ જેમ ક્ષિતિપતિપુત્રી
માણઇ તેમ. ૬૬

આજ એ અબલા માહારઇ મંનિ કુટિલ કેશ
કોમલ અલિવંન.

---

૧ તુરણૂં સયર તુરણિ અભિતની

ટોમલ અભિવંન.

શરદ કાલનાં પંકજ પત્ર વિકચ વિશાલ મનોહર
નેત્ર. ૬૭

કઠિન પયોહર અતિ ઉત્તુંગ પીઢા કેસર કુંકુમ
રંગ.

ધ્યાઊં ધણિ જિન ગુરુ ઉપદેશ, ધરઇ નારિ જે
નવનવ વેશ. ૬૮

આજ એ અબલા અતિ ગુણવંત—વિકસિત
કુંદ કુસુમ સમ દંત—

આડી દૃષ્ટિ અવલોઅઇ નયણિ—કરી કટાક્ષ વીંધઇ
નર મંયણિ— ૬૯

મહિલામુખ મન માહિ ધરૂં ઉરિ થૂ ઘડી ય ન
અલગૂં કરૂં.

જિમ મંભારઇ પર ઉપકાર, તિમ હરિણાંખી હિયા
મઝારિ. ૭૦

આજ અસંભમ, મુખ શશિકલા—નાસા તેલધાર
નિર્મલા—

—મંદ મરકલઇ ગાલ ઉલ્લસઇ—કાયાકાંતિ શરદ
ચંદ્ર હસઇ— ૭૧

—વિહસ્યા પંકજની પાખડી અપૂરવ સોહઇ આંખડી—

એહવૂં આનન સમરૂં સદા જે ઠવતી ભૂ ઉપરિ
* તદા. ૭૨

આજ એ મહિલાનૂ મુ સમાન—ભમહિ કામકોદંડ
સમાન—

–દસણુ તેજિ હીરા ઊપત તેણઇં કાળરા અહર
દીસંત– ૭૩

–શ્રવણિ પુલક સૂં સોવણુ પત્ર–(શુભિજ્યો સકલ
અહ્માગ મિત્ર )
એ આનન સમરૂ અંતકાલિ અવગ ન પડીઇ આલ
જંજાલિ. ૭૪

આજ એ નારિ નાદ નવનવા ચાલઇ ચપલિ
મરડંતી ખૂંણા,
કટિ ઉપરિ દેઇ દક્ષિણુ પાણિ જે વામા સુખિ
અમ્રત વાણિ. ૭૫

ડાબઇ કધઇ કચ નિર્મલા મૂકા માનિની તે
મોકલા
એહવી રૂપ રુચિર તે રભ અબલા સુખ જોઉ
( કહિ ખભ ) ૭૬

આજ એહ મન માહિ રહિઉ,—હૂ એક વાર
અપરાધી થિઉ,
રામા રીસાવી મૂ સાથિ, જઈ જુવતી મિં સાહી
હાથિ, ૭૭

મૂકી માણુ મનાવા લગ્ગ, ચદવયણીનઇ ચરણિ
વિલગ્ગ,
તુ તરુણી ચાલી અવગણી, વસ્ત્ર અવલ ગિઉ ડં
કામિણી, ૭૮

કેહડઉ છઇલપણુઇ આંચકી ગઈ બારક'તી રોપઇ
થિકી.
સમરૂં સંકટિ શ્યામા તેહ. માહારઇ ઇષ્ટ દેવતા
એહ. ૭૯
આજ એ નારિ-નિતંબ વિશાલ-નાભિ ઊંડી-કટિ
કૃશ-કક્ષચાલ-
કમલહ નાલ સરિખી બાંહ[૧]-તે શ્યામા સંભારૂં
આંહ. ૮૦
આજ એ નયણ ચપલ ચાલતી લીલાં રંગિ લોચન
મેલતી
સુખ સંભારૂં મદભીંભલી, સુરતાવસાનિ સોહિ
જે વલી. ૮૧
પરિશ્રમિ પરસેવી વલી[૨] થયા મોતિયા સુહિ
આકુલી
તેણિ કામિની મુખ કાણરૂં અંતકાલિ તે હૂં
આદરૂં. ૮૨
આજ એ ગમા રસિ આવરી એક વાર તે પ્રતિ
કલિ કરી
હું રીસાવી રહિઉ જિસઇ, રોતી શિદ્ધી
મનાવઈ તિસઇ. ૮૩
પણ મઇં કીધૂં હ્રદય કઠોર; અંગિ અવગણી;
આણૂં જોર.
થઈ નિરાશ મેહ્લઈ નીસાસ; ગલ સર બાંઇઉ,
મૂકઉ સાસ. ૮૪

૧ કોમલ કમલ સરીખી ૨ તેણિ પ્રસીની પ્રેમાવલી

એહવી અવલ જેહની પ્રીતિ વાલઉ જેણિ[1] વિલાઉ ચીતિ,
નિશિ વાસર માહારા મન માંહિ એહ આહ્ન ઇષ્ટ દેવનઇ ઠાહિ. ૮૫
આજ હું રાતઉ. રામા એહ પ્રેમિ પટઊલી છાંડી તેહ
થઈ નગ્ન યોની કર દેઈ; માહારઉ ભુજ નિજ નાભિ લેઈ. ૮૬
આજ એ કુતિગ કામિની સહાઉ અરીસઉ સોવણ મણિ તણઉ,
તે માંહિ આપ નિરીખઈ જામ, હૂં જઈ ઊભઉ પાછલિ તામ. ૮૭
મૂ પ્રતિબિંબ નિરીખી બાલ આકંપી અબલા તતકાલ
વાલી વયણ વિલોઇઉ જિસઇ, મૂં પેખી લાજી ગઈ તિસઈ ૮૮
આજ એ પ્રમદા સુખમારુત ગંધિ વિલૂધા મધુકર મત્ત
ચંચલ ચપલ આલવઇ નયણિ તેણિ આકુલી રૂધી રમણિ[2] ૮૯
ક્રીડા કરઇ કમલ સૂ જેણિ વારઇ ભમર ભામિની તેણિ,
તે હૂં એકમનઉ ઉરિ ધરૂં; અવર દેવ નવિ અગી કરૂં ૯૦

---

૧ વશ્યું જેણીયે વલાયું ચિત ? ૨ રમણિ=રમણ

આજ એ મહિલા મંદિર માંહિ હૂં ઘરિ નહીં
આવંતઉ વાહિ
ક્ષણ ભીતરિ ક્ષણ બાહરિ જાઇ યુવતી ઘડી જંપ
નવિ થાઇ. ૯૧
વિકસિત કંચનકમલ સમાન આનન; આજ
નહીં ઉપમાન;[1]
અપલ નયણિ નિરખઇ નિજ નેહ; શ્યામા સુગુણી
સંભારૂં તેહ.[2] ૯૨
આજ એ શ્યામા ઉરિ સંભરઇ. નયણિ કટાક્ષ
નિરીક્ષણુ કરઇ.
લાગઇ શર, કંદર્પજ્વર ધરઇ, મદિ માતી મહિલા
જન હરઇ. ૯૩
લીલાં લોચનિ ચિત ચાલવઇ. ભંભરભોલી ભમર
વાલવઇ.
તે સમરૂં સુંદરી શશિકલા પદ્મિની મૂ સૂં પ્રેમિ
આગલા. ૯૪
આજ એ નારિ નયણુ નવરંગ આનન અન્વિત
અપૂરન રંગ
ચંદન રસિ રોલ ઉર કાંતિ મૃગમદ ભાલિ પીયલિ
ઊપંતિ. ૯૫
ગલસ્થલ અતિ ગરુઊં નારિ વારવાર સંભારૂં
સારિ
લય લાગુ સરસુ સુંદરી જે સૂં પ્રેમ પ્રગટ
આદરી. ૯૬

---

૧ આનન તણૂં એક ઉપમાન. ૨ નેહ=સ્નેહ.

આજ એ કામિની મઈ કુચિ ગ્રહી દીધા દંત
અધર સૂં વહી
ચપલિ નયણિ જોઇ તે વલી સૂસૂકાર કરી મુઇ
પડી. ૯૭
આજ એ શ્યામા ઉરિ સંભરઇ વિકસિત
મ્હોએ હાસૂં કરઇ[1]
જંપઇ જુવતિ અમૃત વાણિ મનમથ પ્રાણ ધરઇ
તણિ હાણિ. ૯૮
આજ એ શ્રવણિ ઝાલિ ઝળકાર; કુચ ઉપરિ
તણિ કીધઉ હાર;
કનકમેખલા કટિ ખલકંતિ; સમરૂં પગિ ઝંઝર
ઝમકંતી. ૯૯
આજ આલિંગી કંઠઇ કંઠિ મૂં ઉર ભીડિ પયોહર
ગંઠિ.
કાંઇ મીંચઇ નિહાલઇ નયણિ; તે હૂં સમરૂં માતી
મયણિ. ૧૦૦
આજ એ નિરખઇ તિરછઇ નયણિ વલી વાલઇ
કંધ ઉપરિ વયણ
કંચુક કસણ કરયા કુચ કરી કરાગ્રહીન નવ રા.પરા
જિસી ૧૦૧
તે મૂ સુખ જોઇ માનિની સંભારૂં વાસર જામિની
જે સૂં પૂરવ પ્રગટી પ્રીતિ વારવાર તે આવઇ
ચિત્તિ. ૧૦૨

---

૧ ઓકે આંસૂ ભરિ.

આજ એ આનન ચંદ્ર સમાન સમરૂં મૂ ણાલંતી
માનિ
કિ-ણુ કાંતિ સોહઇ જે ધવલ અંતર નહિ મયંક
મુખ કમલ. ૧૦૩
આજ એ પ્રસન્ન મૂં કામિનિ સજ્જા સૂતા હોઇ
યામિની
માહારિ કંઠક દલિ ભુજ ઠવી ઘોરંતી ઘણુ પગિ
સુહવી.[1] ૧૦૪
ઉખાકાલિ ઊઠી આકલી ચંદ્રમુખી ચાહૂં તે વલી.
એકમનઉ સમરૂં એ આજ જિમ સીઝઇ સઘલા
મઝ કાજ. ૧૦૫
આજ એ ચંદ્રમુખીની રીતિ સજ્જા સુરત કન્ઇ
વિપરીત
સાસિ ભરી શ્રમ કીધ વિશાલ વેણી વેરાણી
આગલિ વાલ ૧૦૬
તિણિ તાપિ તન્ણિ આકલી સ્વેદ સયરિ[2] ભીની
કાચલી.
એહ અપૂરવ સમરૂં રૂપ જે મૂ જાણઇ સકલ
સરૂપ. ૧૦૭
આજ હૂં ઘરિન હૂતઉ એક વાર, મૂ વિણુ નિવૃતિ
નહી લગાર

---

૧ સુહવી ( सुप्तिता ) ૨ સ્વેદ સીકરિ

ક્ષણુ ઊભી ક્ષણુ બીઠી થાઇ આઘીપાછી અબલા
જાઇ ૧૦૮
અતિ નીસાસા મુખિ મેહેલતી અંતકાલિ તે
સમરૂં સતી
સભા સમક્ષ સંભારૂં આજ તે મૂં સૂં કરિસિ
મહારાજ? ૧૦૯
આજ હૂં જોઇ આવંતઉ બારિ નાસી ગઈ આવાસ
મઝારિ
કપટ કરી સૂતી જઇ સેજિ મૂં અંગિ આલિંગી
હેજિ ૧૧૦
રોમંચી રામા ઊછલી હસી હરખિ સૂં વિલગી વલી
જે અભ્યંતરિ એવડુ નેહ તે સમરૂં છોડું કિમ
છેહ ? ૧૧૧
આજ હૂં મંદિરિ ન હૂતઉ નારિ ચિત્તઇ ચિંતા
કોડિ પ્રકારિ
ઊસાસા નીસાસા ધરઇ પંકજપત્ર સમાં ચખ
ઝરઈ ૧૧૨
આજ એ જઘન જોવા સુંદરી ખેંચી ફાવી ખંતઈ
કરી
લાજંતી તે બેઈઠી બાલ અંગ સકોડી રહી સમ-
કાલ ૧૧૩
મૂં સાહામૂં જોઇ હડહડ હસી કીધ વાત તે કહીઇ
કિમી

સંભારૂં ગોરી ગુણ ઘણા પાર ન પામૂં પદ્મિની
તણા. ૧૧૪
આજ એ શ્યામા પ્રથમ સંભોગિ મનિ વૈરાગ્ય
હવૂં વહિ જોગિ[૧]
કોપઇ કઠિન વચન બોલતી ચીંતૂં મૂં સૂં ચિત
ખેલતી. ૧૧૫
આજ ઊખાં ઊઠંતી એહ નિદ્રાલસિ આમોડઇ
દેહ
વદનિ બગાઇ આવઇ બાલ દીઇ ચાપડી તવ લઇ
તાલ. ૧૧૬
સુખપરિમલિ મધુકર ઘણ મિલ્યા માનિની સૂં
આવઇ આતલ્યા
ચપલપણઇ ચાહંતી નયણિ[૨] તે સંભારૂં માતી
મયણિ. ૧૧૭
આજ એ અબલા વેણિ વિશાલ[૩] ઘૂરમ નયન
ઘોલવઇ બાલ
સૂતી ઊઠી ઉખા કાલ, અહિવલ્લી રંગિ અધર
પરવાલ.[૪] ૧૧૮
આજ એ સુમનોહર આંખડી ભામિની ભવનિ
ભૂમિ અણિ ચડી
સાહામાસાહામા ગૂખ વિશાલ કરઇ આલોચ
હાથિ દઇ તાલ ૧૧૯

---

૧ વહિ જોગિ=તે વખતે ૨ ચાલતી નયણ ( કલ્પિત ).
૩ વિણિ વિશરાલ ૪ અધર ડસ્યુ લોલવઇ પ્રવાલ ( કલ્પિત ).

દેઇ મરકલા માહિમાહિ હું સેરી ચાલંતું ચાહી
તે હરિણુંખી હઇયા મઝારિ જે.મૂ રાતી રાજ-
કુંઆરિ. ૧૨૦

આજ એ મઇ અબલા દ્રૂહવી કરી કોપ ઊપરાઠી
હવી
ચપલ ચાટુઆં વયણ ઉચ્ચરઇ રામા મૂં રળિયાઇત
કરંઇ ૧૨૧

રોમાચી આલિંગઇ અંગિ બોલઇ બોલ બલવતી
રંગી
તે સમરૂં સુંદરી શશિકલા ચંદ્ર તણી પરિ અતિ
નિર્મલા. ૧૨૨

આજ એ મૂ અવલોકઇ નયણિ સખી સરીસી
બોલઇ વયણ
અહિ ન જાણૂં મોસા[1] મર્મ માહરઇ વર એક
બિલ્હણ બ્રહ્મ ૧૨૩

તણિ રોમાચી રામા દેહ અજગતિ હુઈ આકુલ
તેહ
મૂ વિણ જંપ ન જાઇ જેહ જીવએક સમરૂં દોઇ
દેહ. ૧૨૪

આજ એ પ્રથમિ સુરતિ લાજતી કહિહિ[2] પટઊલી
કરિ ચાપતિ

૧ મોસા ( મૃષા ) ૨ કટિ ( કલ્પિત પાઠ )

ગનિ છહિલી[૧] કરઇ પોકાર ચક્ષ ચાલવઇ ચક્રાકાર.[૧] ૧૨૫

દેખી દીવા વિમલ વિશાલ કર્ણકમલિ ઝંપઇ તતકાલ

ઇમ જે લજ્જા લીલાં કરઇ તે કામિની કહુ કિમ વીસરઇ ? ૧૨૬

આજ એ ગતિ જીતી રાજહંસી વેણુઇ વાહિઉ મોર સવિંશ,[૨]

ચક્ષુ હસાવ્યા મત્ત ચકોર કોઇલિ કંઠિ હરાવી જોરિ. ૧૨૭

આજ એ મદનમંદિરધ્વજ સમી અધર વદન અંતરિ આક્રમી

અંગઇ અનગિ આકુલી બાલ આલિંગી સેજઇ સમકાલ. ૧૨૮

આજ એ રમતાં રામા મિલી કંદ્રપક્રીડા કરવા વલી

આવી મૂં સૂં સૂતી સેજિ હવડા હૂં તે દેખૂં હેજિ. ૧૨૯

આજ એ કુમરી, કુચ ઉત્તુંગ, ઉદરિ કૃશિ ત્રિવલી નવરંગ,

નવાં રોમ અલિકુલમદ હરઇ, દ્રૂંટી તણુઉ દેખાડઉ કરઇ. ૧૩૦

---

૧ છહિલી=છેલ ૨ સુવિશ=સોવસા.

દેઇ મરકલા મોહિમાહિ હૂં સેરી ચાલંતું ચાહી
તે હરિણુંખી હઇયા મઝારિ જે મૂ રાતી રાજ-
કુંઆરિ. ૧૨૦

આજ એ મઇ અબલા દૂહવી કરી કોપ ઊપરાઠી
હવી
ચપલ ચાટુઆ વયણ ઉચ્ચરઇ રામા મૂં રળિયાઇત
કરંઇ ૧૨૧

રોમાચી આલિંગઇ અંગિ બોલઇ બોલ બલવતી
રંગી
તે સમરૂ સુંદરી શશિકલા ચંદ્ર તણી પરિ અતિ
નિર્મલા. ૧૨૨

આજ એ મૂં અવલોકઇ નયણિ સખી સરીસી
બોલઇ વયણ
અહિ ન જાણૂં મોસા[1] મર્મ માહરઇ વર એક
બિલ્હણ બ્રહ્મ ૧૨૩

તણિ રોમાચી ગમા દેહ અજગતિ હુઇ આકુલ
તેહ
મૂ વિણ જંપ ન જાઇ જેહ જીવ એક સમરૂં દોઇ
દેહ. ૧૨૪

આજ એ પ્રથમિ સુરતિ લાજતી કહિહિ[2] પટબીલી
કરિ ચાપતિ

---

૧ મોસા ( મૃષા ) ૨ નટિ ( કલ્પિત પાઠ )

છાનિ છહિલી[૧] કરઇ પોકાર ચક્ષ ચાલવઇ
ચક્રાકાર.[१] ૧૨૫
દેખી દીવા વિમલ વિશાલ કર્ણકમલિ ઝંપઇ
તતકાલ
ઇમ જે લજ્જા લીલા કરઇ તે કામિની કહુ કિમ
વીસરઇ ? ૧૨૬
આજ એ ગતિ જીતી રાજહંસી વેણુઇ વાહિઉ
મોર સવિંશ,[૨]
ચક્ષુ હસાવ્યા મત્ત ચકોર કોઇલિ કંઠિ હરાવી
જોરિ. ૧૨૭
આજ એ મદનમંદિરધજ સમી અધર વદન
અંતરિ આક્રમી
અંગઇ અનગિ આકુલી બાલ આલિંગી સેજઇ
સમકાલ. ૧૨૮
આજ એ રમતાં રામા મિલી કંદ્રપક્રીડા કરવા
વલી
આવી મૂં સૂં સૂતી સેજિ હવડા હું તે દેખૂં
હેજિ. ૧૨૯
આજ એ કુમરી, કુચ ઉત્તુંગ, ઉદરિ કુશિ ત્રિવલી
નવરંગ,
નવાં રોમ અલિકુલમદ હરઇ, દૂંટી તણુઉ દેખાડઉ
કરઇ. ૧૩૦

---

૧ છહિલી=છેલ ૨ સુવિશ=ઓવસા.

આજ એ મનમથ કોમલ વાણિ ચંચલ નયણિ[1]
નિરીખઈ જાણિ
લીલારસિ તે રંગઇ હસઇ[2] તે ભૂ ઉર અભ્યંતરિ
વસઇ. ૧૩૧
આજ એ મહિલા માતી મયણિ કાંઇ મીચઇ
કાંઇ જોઇ નયણિ
લીલાં લોલાવઇ બાંહડી કંકણુનાદ ન ખંચઇ
ઘડી ૧૩૨
કણું કંડૂરઇ કર અંગુલી તણિ કુચ કીધઉ ઊંચઉ
વલી
તેહનૂં ધ્યાન ધરૂં નિશદીસ જિમ જોગી આરાધઇ
ઇશ. ૧૩૩
આજ એ વામ પાણિ કટિ કરી પય અંગૂઠ
ધરણિ સૂં ધરી
થંભિ વિલંબી વાત કરતિ મૂં કંધર ધરી નેહ
નિરખંતી ૧૩૪
આજ એ એણુનયણિ નિરખંતિ તણિ કંદર્પજ્વર
જોર ધરંતિ
અતિ નિર્મલ કાયાની કાંતિ લીલા સૂં લોચન
મેલતિ. ૧૩૫
આજ એ આનનિ મૃગમદવાસ નેત્ર નિમીલિત
ગરુઆં જાસ
કાયા કાંતિ નિશાકર જિમ્મી અંબુજનયની જોઉં
ઉહ્લસી ૧૩૬

---

૧ નાભિ ( કલ્પિત પાઠ ) ૨ લીલા રસ તરંગે હસે

આજ એ કીધી અંગીકાર જિમ વિષધર ગૌરી
ભરતારિ
કૂર્મિ અંગિ ઇલા જિમ કીધ ઉદધિ વાસ
વડવાનલ દીધ. ૧૩૭

એ નિશ્ચિ રહ્યા જિમ આદરી તિમ મઇ ઉરિ રાખી
સુંદરી
જે ગરુઇ સુખિ બોલ્યા બોલ પાલઇ પ્રાણ કરઇ
તૃણ તોલ. ૧૩૯

ઇમ પંચાસિ ચહુટઇ ચડિઉ કોટવાલિ ગાઢઉ
નર નડિઉ
હાકી આણિઉ મંદિર હેઠિ શશિકલા તણી
પડિઉ દ્રેઠિ. ૧૩૯

ખેલંતી સા સહિઅર સાથિ પાસા ખાંચી
રાખ્યા હાથિ
સૂની થઈ વાજિઉ ઘણુ ઘાઉ નિરખઇ નયણિ ન
ચૂકઈ ડાઉ.[1] ૧૪૦

'સહિયરિ કહઇ સૂં સુંદરી આપઇ આપ ગયણી'
વીસરી ?
હવડા હરખિ હસંતી હતી રમસિ નહિ સૂં
શમા રતિ ? ૧૪૧

આંબાલિ સહિયરિ કહિ શશિકલા નેહની વાત
કહું નિર્મલા

---

૧ ન ચૂકઇ દાઉ ( કલ્પિત પાઠ ).

જવ લગિ પેખિઉ બિહ્લણ પ્રદ્ય તવ લગિ વીસ-
રિઉં સવિ કર્મ.[1] ૧૪૨

શ્રવણિ સુણી બોલતી બાલ બિહ્લણ વિપ્ર ભણઇ
તતકાલ

સભા સમક્ષિ સાભલિ એક વાણિ, અંતકાલિ
હવિ જાતઇ પ્રાણિ ૧૪૩

ખંજનનયની નિરૂપમ દેહ, તે તૂ સાથઇ કીધઉ
નેહ,

તે માટઇ શિર જાઇ તે જાઉ ઇહા ન કિસુ વિમાસણ
હાઉ ૧૪૪

જેરા રાવણિ સીતા કાજિ દસ શિર નીગમિઆ
મહારાજિ

શીસ એક આપૂ લોકાચાર વલતા નવ દેવા
વિવિહાર. ૧૪૫

તઉ વાલી કહિ રાજકુઆરિ સુણિજ્યો સહુ ઇ
સભા મઝારિ,

એ મારતા હૂંએ મરૂં સાથઇ થિકી સહગમન
કરૂં ૧૪૬

---

* ૧ ૧૪૨ ને ૧૪૩ ની વચ્ચે

કહિ શશિકવા વલી સાભરઇ ચતુરપણૂ તે કિમ વીસરઇ ?
સુખ તે મુઝ આવી યામિની સુદર છીક, તે શ્રવણિ સુણી
પૂરવ પ્રેમકલહ છઇ જેણિ સભારી નવિ જપઇ તેણિ
કુસુમ સુતક ટણ દેહ હાથિ જન્મ જન્મ સજોગી સાથિ

કુમરી વાણિ શ્રવણિ જવ સુણી તવ તલાર ગયુ
રાજા ભણી
તણિ પ્રણમિઉ પાટણ નઉ ભૂપ વાત જણાવી
સકલ સરૂપ ૧૪૭
પાસઇ ગ્રિઉ બોલઇ પરધાન સ્વામી દઇએ
મૂંહનઇ માન,
એ બ્રાહ્મણ મૂં કરિ વિવાહ નિશ્ચઇ છોડી મૂકિ
• નરનાહ. ૧૪૮
આમ એ બી હત્યા લાગિસઇ અવની માંહિ
અપજસ હસઇ
પંડિત મરતાં પુત્રી મરઇ અંચલી ઊંડી ઇમ
ઉચ્ચરઇ.[૧] ૧૪૯
મંત્રીશ્વર મતિ મહીપતિ સુણી કોપ નિવારિઉ
ઉરિ આપણિ,
બ્રાહ્મણ તેડી દીધું દાન પરણાવિઉ પુત્રી દેઇ
માન. ૧૫૦
આપી વારૂ એક અવાસ મણિ માણિક ધન સૂંપૂં
તાસ,
પૂરવ પ્રેમ બિહ્નિ જણ ઘણુઉ પાર ન પામિ કવિ .
તે તણુઉં. ૧૫૧
કામી કાજિ કીધ ચૂપઇ ખંતિ કરી નિરખઉ થિર
• થઈ,

૧ અચલ કડીઈ મ ઉચ્ચરઇ.

ભણિસઇ બિહ્લણવાણી તેહ જ્ઞાન તણુઇ રસિ રાતા
જેહ. ૧૫૨

इति कविचक्र चूडामणि वेह्लणपंचासिका समाप्त. । संवत १६२६ वर्षे चैत्र वदि ३ दिन लिखि ॥ इति श्री वेलणपंचासिकारास समाप्त. ॥ श्रीः ॥ ॥ श्री ॥

---

## શશિકલા પંચાશિકા.

ચુપઇ.

એક દિન બઇઠી સહિયર સાથિ, હસિ હરખિ
તાલી દેઈ હાથિ
સહી કહિ સાંભલિ શશિકલા, પૂછૂં વાત એક
નિર્મલા. ૧
જિમ બિહ્લણિ પરકાસ્યૂં સર્વ, તિમ તૂં કહિ
મૂકી મન ગર્વ
કહિ કુમરી સુણિજ્યો સહૂ તહો, જેહની
વાત પ્રકાસૂં અહો ૨
સુણિજ્યો માહરૂં સકલ સરૂપ. સમરૂં વર કંદ્રપ
સમ રૂપ;
મુખ ઉપમા પૂનિમનું ચંદ, ચખ ઓપણુ સર-
સિજનૂં હંદ; ૩

નાક ઉપમા નલિકા નિત્તિ, તે આનન સંભારૂં ચિત્તિ.
સંભલિ મહિયર, કહિ શશિકલા, લક્ષણ ત્રીસ હોઇ આગલા. ૪

ઝલકિ દંત ઝમક હીરલા, અધર રંગ વિદ્રુમ, શશિકલા–
ગ્રીવાત્રિવલિ, કંધ જિમ સંહુ કમલનાલ સરીખા ભુજ દંડ. ૫

ચાલઈ ચાલિ મયગલ મત્ત ઊંડી નાભિ સૃષ્ટિ આવર્ત
વારવાર સંભારૂં તેહ, પ્રાણ પાહિ વાહલુ વર એહ. ૬

જાણઇ આઠ વ્યાકરણ ધીર; શબ્દ તણઉ સમુદ્ર ગંભીર;
પ્રીછિ પંડિ પુરાણ અઢાર સ્મૃતિ દહ અર્દ્ધનુ કરઇ વિચાર ૭

ચ્યારિ વેદ વહિ નિ લહિ અર્થ, જીતા જેણિ વાદી સમથ
વારવાર સંભારૂં તેહ પ્રાણ પાહિ વાહલુ વર એહ. ૮

ભવ પેલિ પુણ્ય કીધાં અતિ અવગાહ્યાં ગંગા ગોમતી,
મિં ગત જનમિ તપ્યાં તપ બહુ મિં સંતોખ્યાં દર્શન સહૂ. ૯

પ્રેમ ભલિ મિ તીરથ કીધ, અભયદાન પણિ અધિકા દીધ,
વારવાર સંભારૂ તેહ, પ્રાણ પાહિ વાહલુ વર એહ ૧૦
એક દિ સૂતી પ્રિય આલિંગી, નિદ્રાતરિ ઊધરકી અંગિ,
વિસરિ સરિ મિ કીધ પોકાર, ચિરં જીવ તૂ વહિ ભરતાર. ૧૧
એવડી પ્રીતિ ધરિ જે નાથ, કિમ છોડૂં હૂં તેહનુ સાથ ?
વારવાર સભારૂ તેહ, પ્રાણ પાહિ વાહલુ વર એહ ૧૨
એક નિશિ સૂતા હોય જણ સેજિ મઇ બીડી દીધી મનહેજિ
પ્રિય સાહમૂ જોઇ હૂ હસી સાભલિ વાત હવી જેયસી. ૧૩
દીઠૂં સુખ સુઝ દત મઝારિ તતક્ષણ પિઉ પૂંજિઉ તિણિ વાર
વારવાર સભાઇ તેહ, પ્રાણ પાહિ વાહલુ વર એહ ૧૪
મઈ કુચ ભીડિઉ ભટ્ટ ઉરિ અતિ તવ પૂછઇ જોઇયૂ તણિ પતિ
મઇ પૂછૂ એ સ્યૂ ભરતાર, આવ અવલોઇયૂં કવણ વિચારિ ૧૫

કુચ ઉરિ ખૂતા મઈતિ ખરા જાણ્ નીકલિયા
મુંસરા
વારવાર સંભારૂં તેહ, પ્રાણ. પાહિ વાહલુ વર
એહ. ૧૬

મૂં ઉપરિ ખીજિઉ ભરતાર જઈ પગિ લાગી
તરત તિહ્વાર
હૂં દૂહવી આલિંઉ ઉરિ કાલ, આલિંગી પૂઠિ
તતકાલ. ૧૭

જાણું તાં કાં ભૂલી ભલી, કરૂ પાધરુ કુચ (આગલી)[1]
વારવાર સંભારૂં તેહ, પ્રાણ પાહિ વાહલુ વર
એહ. ૧૮

ખંચી ફાલી પિઉ નિશિ જામ, અંગ સકોચી
હૂં રહી તામ
મૌલિ ઊતારી માથા તણી, થઈ જ્યોતિ તવ
નવગ્રહ તણી. ૧૯

એહવાં કુતિક નિતિ નિતિ કરઇ, ઉર વરિ નેહ
અનૂપ ધરઈ
વારવાર સંભારૂં તેહ, પ્રાણ પાહિ વાહલુ વર
એહ ૨૦

એક નિશિ સૂતા ભૂમિ અગાસિ, મુઝ નિદ્રા
આવી ઉહ્લાસિ

---

૧ ચૂકલી ?

સુઝ સુખ ઉપરિ આવિઉ ચંદ પિઉ પેખિ ઉર
વરિ આનદિ ૨૧

ક્ષણિ શશી પેખઇ ક્ષણિ સુખ સુઝ, તૂં આગલિ
દાખૂં એ ગૂઝ.
વારવાર સંભારૂં તેહ. પ્રાણુ પાહિ વાહલુ વર
એહ. ૨૨

એક દિન પંથિ પલિઉ પિઉ જામ, હું જઈ છેહઠિ
વિલગી તામ
મૂં પેખી ચખિ આંસૂ ખિરઈ ગદગદકંઠ સુખિ
ઉચ્ચરઇ. ૨૩
મૂં ઉવરિ વડઉ પિઉ પ્રેમ એક જીભઇ ગુણુ
જંપૂં કેમ ?
વારવાર સંભારૂં તેહ, પ્રાણુ પાહિ વાહલુ વર
એહ. ૨૪

મેર ન દેખઈ માણુસ કોઇ, તપઈ સૂર શશી
લાછન સોઈ,
સાયર ખારઉ સહૂ કો ભણુઈ ઊઠઇ કિમ આણું
પિઉ તણુઇ ? ૨૫

દર્પણુ આપિઉ મઇ પ્રિય હાથિ, સુઝ સુખ મીઢ-
વિયૂં તે સાથિ,
હૂં સાહમૂં જોઈ હઠહઠ હસી કીધ ચાતુરી મુઝ
વર ઈસી ૨૬

આજિ વાલંભ એવડી પ્રીતિ નિશિ વાસરિ એહ
માહરિ ચિત્તિ

વારવાર સંભારૂં તેહ, પ્રાણ પાહિ વાહલુ વર
એહ. ૨૭

માધિમ રાતિ જાગી એક વાર, મૂં સં હાસ્ય કરઇ
અપાર
છાનું છઇલ છપી તે રહઈ, થઈ આતુર ઉર મુઝ
દહઇ. ૨૮

રુદન કીધ નવિ દીઠઉ સ્વામી છઇલ નીકલિયુ
તતક્ષણુ તામ.
વારવાર સંભારૂં તેહ, પ્રાણુ પાહિ વાહલુ વર
એહ. ૨૯

એક નિશિ આવ્યુ મુઝ ભરતાર, રામતિ માંડી
પાસઇ સારિ,
મઇ હારિઉ સોવન એક ફૂલ, મૂં સ્યૂં વાલિભ
કરઇ ટકોલ ૩૦

એણી પરિ પ્રીતિ ધરઇ અજગતિ, કુહુ કિમ
વીસારૂ તે પતિ?
વારવાર સંભારૂં તેહ, પ્રાણુ પાહિ વાહલુ વર
એહ. ૩૧

જિમ સમરઇ ગિરિ વિંઝ ગયંદ, જિમ ચકોર
સમરઈ મનિ ઇંદુ
મધુકર સમરઇ માલઇ જેમ, જિમ જગજીવન
કેકી પ્રેમ ૩૨

જિમ એ ન્યારિ મન ઊછાહઇ, તિમ હૂં સમરૂં
માહરુ નાહ,
વારવાર સભારૂં તેહ, પ્રાણુ પાહિ વાહલુ વર
એહ ૩૩
એક દિન મજ્જન કાજઇ ગેહ, ચોલી ચીર
મૂકિયા તેહ,
ચોરી અંબર નાઠઉ નાહ, મઇ અબલા તવ
મૂકી ધાહ ૩૪
પગિ લાગી નઈ અંબર લીધ, લાજિઉ સ્વામિ
મૌન વ્રત કીધ,
એક જીવ છિ કાયા દોઈ, નિશિ વાસરિ સભારૂં
સોઈ ૩૫
કુતિગ કત સદા ઇમ કરઇ, તે અધ ક્ષણ કુહુ
કિમ વીસરઇ
વારવાર સભારૂ તેહ, પ્રાણુ પાહિ વાહલુ વર
એહ ૩૬
ચખ મેલી નિશિ સૂતી જામ નાહ આવિઉ
રાતઈ તામ
રહિઉ અબોલિઉ કાજિ વિનોદ, કીધ હાસૂ મુઝ
હવુ પ્રમોદ. ૩૭
સખી સહિત ઇમ હાસૂ કરઇ, લેખી અધિકઉ
પ્રેમ જ ધરઇ,
વારવાર સભારૂ તેહ, પ્રાણુ પાહિ વાહલુ વર
એહ ૩૮

મઈ કીધા સોલ ઈ શણગાર પેખી (પ્રીતિ થયુ
માન ?)
થયુ વિહ્‌વલ છાંડી આગલી, કીડા સુરત કીધ
તણિ વલી ૩૯
વારવાર સંભારૂં તેહ, પ્રાણ પાહિ વાહલુ વર
એહ. ૪૦

इति शशिकला पंचासकाः । मंगलपुरइ ।
श्री ग्यानाचार्य कृतः ।

શશિકલા કાવ્ય—મૂળ ચોપડાનાં પત્ર ૩૯ થી ૪૩. વૃત્ત ૧+૫૯=૬૦; તેમાં ૪૦ ચોપાઈ ગૂજરાતી, બાકી ભ્રષ્ટ–અતિ ભ્રષ્ટ ગૂજરાતીમિશ્રિત સંસ્કૃત.

બિહ્‌લણ કાવ્ય—મૂળ ચોપડાના પત્ર ૪૩ થી ૫૮ (નિરંક). વૃત્ત ૨૦૫; તેમા ૧૫૨ ચોપાઈ, ગૂજરાતી બાકી ભ્રષ્ટ સંસ્કૃત (આશરે ૫૧ વૃત્ત). પહેલાં ૫૪+૧ વૃત્ત પ્રસ્તાવના રૂપે છે. પછી સંસ્કૃત ૫૦ વૃત્ત અનુવાદની ૮૪ ચોપાઈ સાથે છે. પછી સંસ્કૃત ૨ ને ગૂજરાતી અનુવાદની ૪ ચોપાઇ ઉપરાંત ૧૦ ચોપાઈ ઉત્તરકથનરૂપ છે. ઉત્તરકથનમાંનો એક સંસ્કૃત શ્લોક ગુજરાતી-મિશ્રિત જ્ઞાનાચાર્યનો બનાવેલો જણાય છે. પૂર્વકથન કિંવા પ્રસ્તાવનાનો એક અને પંચશિકાના પચાસ विह्लण काव्य માંના છે.

શશિકલા કાવ્યના આરંભે सुवर्णवर्णवनितावरांगके रुजोमुदीयो तनु आकुराईवै । ऋपणायतमदन-

सांप्रतवैधसे सुवर्णे सूक्ति निहिलातिलोर्दवं ॥ એવો શ્લોક છે. એને સુધારીને सुवर्णवर्णवनितावराङ्के रुजोनुदे योनिरुहाङ्कुराचिते । पणायमाना मदनं सुवेधसं सुवर्णसूक्तिर्निहितातिलोहिते ॥ એમ વાંચી શકાય.

---

## કવિ ગોવિંદરામ

### હરિશ્ચંદ્રાખ્યાન.

મધુરં १ લું[1]—રાગ કલ્યાણ,

શ્રી ગણપતિને 'હું' લાગું પાય, ભૂતલમાં જેનો મહિમાય;
નાગ નગોદર શોભે ગળે, એક દંત સુંદર ઝળહળે;
સર્વ દેવોનો એ છે દેવ, સુર નર પહેલાં જેની સેવ;
હીરા કેરા કંઠે હાર, શોભા કેહતાં ના આવે પાર,
મુગટમાંહે મુકતાફળ મણિ, ચતુર્ભુજની શોભા બની

---

१ જે ગાવાથી, કે સાંભળવાથી ગાનાર કે સાંભળનાર માણસના મનને આનંદ થાય, તેવાને કડવું (વિકારી વિશેષણ) કહેવું એ ઠીક નહિ; એમ જાણીને આ કવિએ 'કડવું' શબ્દને બદલે 'મધુર' શબ્દ જે યોજ્યો છે તે વાસ્તવિક છે.

એકે મોદક બીજે માળ, ત્રીજે કમળ સુન્દર સુંઢાળ;
ચોથા કરના ફરશી ધરે, નર્વ મગળ પળમા કરે.
પાયે ઝાઝરનો ઝમકાર, પીતાબરની શોભા સાર,
કમળ લોચન કરૂણાએ ભર્યો, સેવક જનના સકટ હર્યો.
શકર સરખા શોભે તાત, પાર્વતી છે જેની માત,
લક્ષ લાભ બે જેના તન, અનૃત સરખા વદે વચન
રિદ્ધ સિદ્ધ જેની કુવરી, નકળ ગુણને ભાવે વરી,
દળકામના પુત્રની નાર, મગળમય સઘળો પરિવાર.
સુધ બુધ ગણપતિની સુદરી, અમે બહારી ઉલટમા ધરી,
મુષક ઉપર વાહન કરે, સુભ કામે સઘળે સચરે.
તે પુરૂષને નમીએ પાય, કથા કર્યાની છે ઇન્છાય,
બ્રહ્મતનયા જે સરસ્વતિ ત્રણ ભુવનમા જેની ગતી.
હસવાહની હરખે ભરી વીણા પુસ્તક કરમા ધરી;
શ્વેતાબર સુદર ઝળહળે, રૂપ કેરા ચામર ગળે
પવિત્ર કવિના મુખમા વાસ જેને પરમાર્થ અભ્યાસ,
(તે) સરસ્વતિ કર મસ્તક ધરે, છદ પ્રબધ કવેશ્વર કરે
ગુરૂ ચર્ણે જે મસ્તક ધરે, સર્વે કાજ તેના સરે,
મગળ મુક્તિ શોભા સાર, શારદ શેષ લહે નહી પાર.

---

૧ પંડિત

ચર્ણ કમળ રજ પાવન કરે, કોટી જન્મ અઘને હરે;
ત્રણ તાપ, ભંજન ભવ પોત, અંતરમા કરે ઉદ્યોત,
તીરથના તીરથ છે ગુરૂ, પળમાં કામ પતીતનુ સર્યું.
ચોરાશીના કાપે બંધ, ઉપજાવે ઉરમાં આનંદ,
કલ્યાણ[1] મુર્તિ કરૂણા ધામ, પરમ શિરોમણિ પ્રીતમ[2] નામ.

તેહની કૃપાએ કરી, હરિશ્ચંદ્ર કથા અ ઠરી,
જેવો તેવો હું છું દાસ, રાખો ચરણ કમળની પાસ.
અલ્પ બુદ્ધ મારી મહારાજ, બાહ્ય ગ્રહ્યાની તમને લાજ;
જે જન ચર્ણે આવી રહ્યા, મૂઢ મતિ કવેશ્વર થયા.
સહુ સંતની કૃપા મન ધરી, એકવાર બોલો શ્રી હરિ;
પ્રથમ વાણીનો અભ્યાસ, કર જોડી કહે ગોવિંદદાસ.

વલણ.

ગોવિંદરામ કહે કથા, ગુરૂજન ગુરૂ સમાન,

---

૧ કલ્યાણ—મંગળ, બીજા અર્થમા કલ્યાણ નામનો કવિનો ગુરૂ જે પોતે પણ કવિ હોવાથી ઘણી ઉત્તમ છૂટક કવિતા રચી છે ૨ પ્રીતમદાસ નામના ગુરૂ જે સંધેસરના વતની અને જાતે બારોટ હતા જેમની વેદાંત વિષયની કવિતા ઘણી પ્રખ્યાત છે તે ઇ સ ૧૭૮૨ સંવત ૧૮૩૮ મા થઇ ગયા

ચિરંજીવી વલ્લભ સુનુ,[1] લેખક કૃપા નિધાન.

મધુરૂં ૨ જું—રાગ આશાવરી.

પ્રથમ પ્રણમું પરમાતમા, સ્વામી પૂરણ કામ;
અહૈત અનુભવ અગમ્ય અચ્યુત, જેનો કો ન જાણે મર્મ.
સત્ ચિત્ આનંદ સર્વદા, સચરાચર શોભી રહ્યા,
નિરાકાર નીજ રૂપ નિર્ગુણ, તે સાકારે શોભી રહ્યા.
ત્વ પદ તત્ પદ અસિ પદ આદે, છો સર્વના સ્વામીન;
દેવ દાનવ નાગ માનવ, આરાધે મુનિજન.
શેષ ઉપર કરી સચ્યા, નાભી કમળ બ્રહ્માય,
અજથકી મરિચી પ્રકટયા, તેહના કશ્યપ રાય.
કશ્યપથી તે સુરજ પ્રકટયા, જેની સચરાચર શોભાય;
સૂર્યથી જે આધ્ય મનુ, તેહના ઇક્ષ્વાકુ તન.
બાણુ રાજા થયા તેના, ત્રિશંકુ તે રાજન,
તેના સુત અનિરૂદ્ધ અનુપમ, તે વંશ વેન સવાય
પ્રથુ પ્રગટ પ્રભુતણું, સમી કરી વસુધાય;
યૌવનાશ્વ તેથી જાણીએ તેના સુત સુચકુંદ

૧ આ વ નવગામ કવિનો છોકરો જણાય છે તેણે કાવ્યની નકલ કોઇ સારા લહીયા પાસે સંવત્ ૧૮૭૮ ના આસો સુદિ ૧૩ ને રહાડે લખાવી છે ને કાવ્ય રચ્યા સાલ સંવત્ ૧૮૫૬ ના આસો સુદિ સાતમને ગુરુવાર છે એટલે રચ્યા પછી બાવીસ વર્ષે નકલ થઇ છે આજ નકલ ઉપરથી પ્રેસની કોપી ઉતારેલી હોવાથી શુદ્ધ છે આ હસ્ત પ્રત સાક્ષર શ્રી પુ વિ મહાનંદ જે પી ના સંગ્રહમા છે.

માંધાતા તે મહી પરણ્યા, અવની કરી નવખંડ;
શોભા સાગર સિદ્ધ જાણું, વાસવ બહુ વિવેક;
તે કુળમાં હરિશ્ચંદ્ર પ્રકટયા, જેની સત્યવાદીની ટેક.
રોહીદાસ તન રાયનો, તારાલોચન નાર;
વીમાન ભરી સહુ નગ્ર લીધું, ગયા વૈકુંઠ મોઝાર.
રૂક્‌માંગદ તેના મહીપતિ, ધર્માંગદ ધર્ણીશ,
સગર શોભા સર્વની, જેથી થયા દિનેશ.
અસમંજશના અંશુમાન નૃપ, ભારે ભગીરથ રાય;
તપ કરી ત્રિલોકથી આણ્યાં, ભૂતલમાં ગંગાય.
તેના સુત દીલિપ કહીએ, રઘુ રાજા ઉત્તમ સહી;
વંશ કુળ દીપાવીયું, રઘુકુળ મણિ છાપ કહી.
અજ રાજા અનુભવી, દશરથ તેહના તન,
રઘુકુળ તે દીપાવીયું, શ્રી રામચંદ્ર રાજન.
લક્ષ્મણ ભરત ને શત્રુઘન, રઘુનંદન અવતંશ;
હંસ વંશ મુકટ મણિ જેણે, હણ્યા રાક્ષસ વંશ.
જનકરાય ત્રીહુતનો, તેને ઘેર ત્રંબક સાર,
રામે ભાગ્યું રંગ માહી, થયો જયજયકાર.
અવધપુરીમા પત્રી આવી, દશરથ લાવ્યા જાન;
ચાર કન્યા ચુપે પરણ્યા, ભૂપે કર્યું સન્માન.
કીર્તિ, ઉર્મિલા ભાડવી, જાનકી એ ચાર,
ભૂપે પેહેરામણિ કરી, કેહેતા ન આવે પાર.
અવધપુરીમાં આવીયા, આનંદ ઓચ્છવ થાય;
કૈકેયી સુમિત્રા કૌશલ્યા, હૈડે હર્ખ ન માય.

તોરણ પતાકા ઝળહળે, અવધ સહુ શોભા ભરી;
શ્રોતા જન શ્રવણે ધરી, એક વાગ બોલો શ્રી હરિ.

મધુરૂં ૩ જું—રાગ સોરઠ.

એવો નહી અવનીમાં મહીપતિ, શોભે દશરથરાય;
સાતસો જેહને સુંદરી, ચંદ્રમુખી કન્યાય.
એવો નહીં અવનીમાં મહીપતિ—ટેક.

રાય પ્રજા પાળે પ્રીતશું, સુત શોભે ચાર;
આંગણે આનંદ ઓઘ છે, હીરા કેરી કતાર. એવો.
કનક કોટ ઝળકી રહ્યા, શોભે સર્યું સાર;
ઘાટ બાંધ્યા જુગતે કરી, પાણી ભરે પણીયાર એવો.
મધ્યે મોહોલ રાજાતણા, વચ્ચે કૂપ ભુવનં;
કામ પડે જે નારને, ત્યા કરે ગમન. એવો.
સિંહાસન શોભા ઘણી, લીધું દર્પણ હાથ;
મુગટ વિલોકે મહીપતિ, દીઠી કૌતક વાત. એવો.
ધોળો કેશ પોતાતણો વિચાર્યું નરેશ;
જરા આવીને જાંખીયું, મનને કે' છે ઉપદેશ. એવો.
(હાવે) રાજ્ય આપું જો પુત્રને, ઉર હરખ ન માય;
વસિષ્ટ ગુરૂ તેડાવીયા, પ્રીતે નમીયા પાય. એવો.
સ્વામી રાજ્ય આપીએ રામને, તો રૂડું રે થાય;
ભરત શત્રુઘન મોશાળ છે, એ મોટી ચિંતાય. એવો.
(ગુરૂ કહે) સારૂં વિચાર્યું મહીપતિ, જીવો વરસ કરોડ;
નેત્રનો લ્હાવો લીજીએ, પહોંચે સહુના કોડ. એવો.

(એ) વાત ઠરાવી એકાતમા, લાગ્યું દેવને દુખ.
રાજ્ય બેઠા રામ નહિ નિચ્ચે કેમ થાશે સુખ. એવો.
કરી સરસ્વતિની સાધના, આવી નગીયા પાય;
અવધ જાઓ કામ ગમતણે, અમને કીજે કરુણાય.
એવો.
કૈકેયીના ઉરમા પેમજો, કાઢે રામને વન;
હેલામાં નીશાચરને હણે, સુખ પામે મુનિજન. એવો.
રાજમા સાજ મેળો કર્યો, હર્ખ્યાં દેવના મન,
ગીરા મંથરાએ કૈકેયીને, ફેરવી કોપ ભવન. એવો.
(ત્યારે) દશરથનાચે નિહાળીયુ, જોવાને તે જાય,
શણગાર તજ્યા સહુ સુન્દરી, મુખે રીસ ન માય
એવો
કંથ કહે તમે સાભળો, આપું સોલ શણગાર;
રામા રીસ ન ગણીએ હોને ધન ભંડાર. એવો.
કૈકેયી કહે કાઇ જોઇયે નહીં, આલો બેય વચન;
મારો ભરત કીજે ભૂપાલ કાડો રામને વન. એવો
સુણી વાત વિસ્મય થયા, ઉઠી અંગમા જ્વાળ;
રાજાને કાઇ સૂઝ્યુ નહીં. દવમા હરણીનુ બાળ
એવો.
મન હર્ખી એવું ન માગીયે, કહે તો આપું પ્રાણ;
પટરાણીથી વ્હાલાં કામિની, સુને રામની આણ
એવો.
કૈકેયી કહે મય બીજું નહીં, રામ વન ન જાય;
દેહ પાડું હું માહરો, તમને અપજશ થાય એવો

દશરથે દિલમાં જાણીયું, કરવો કવણ ઉપાય;
એવું કે'હેતાં ધરણી ઢલ્યા, ત્યા તો તરફડે રાય.
એવો.

સહવાર થયે ગુરૂ આવીયા, તેમણે તેડ્યો પ્રધાન;
ભૂપને તેડવા મોકલો. જુઓ ક્યાં છે રાજન. એવો.

સુમંત કહે અવની પતિ, ઉઠોને હો રાય;
રામને તેડવા મોકલો, તાત પામે તે જાય. એવો.

વલણ.

રામજી આવ્યા મોહોલમાં, ભૂપતે સુખ ભાળ્યું નહીં;
ઉત્તર કાંઇ આપ્યો નહીં, એક વાર બોલો શ્રી હરિ.

મધુરું ૪ થું—રાગ વેરાડી.

ભીડ ભંજન બોલ્યા રામ, તાત કોણે કર્યું આ કામ;
તમો રાખો ચિત્તને ઠામ, આમ ન કીજીએ રે.

શું દુ:ખ પડ્યુ મહારાજ, છે ત્રણ લોકનુ રાજ;
દુ ખ દે તેને કરીએ ત્યાજ, આજ સુખ લીજીએ રે.
કૈકેયીને પૂછે વાત, તમે સાભળો મારી ગાત;
કેમ ચિંતાતુર નગ્નાથ, તે ઉત્તર દીજીએ રે.

માતા કહે આભળો તન, મારા શાપણુ બે વચન;
આજ આલવા પડે રાજન, સુણીને લીજીએ રે.
મેલ્યું હોય તે માગી લીજે, કહ્યું ભરતને ટીલું દીજે,
પછી રામ વન કાડી જે, રહ્યા એવું કહી રે.

સુણી પ્રભુ થયા ગળીગાત, સારૂ માગ્યુ માગી માન,
રાજ કરે ભરત ભ્રાત, એથી અદકુ નહી રે
આગળ દધીચી ઋષિરાય, વળી હરિશ્ચંદ્ર કેહેવાય,
તેનો જશ છે ભૂતલ માહ્ય કીર્તિ એવી કરૂ રે.
મારે કરવો એક ઉપાય, જેમ તાતને સારૂ થાય,
(તમો) સુખ પામે વચન ન જાય, એવુ તે આદરૂ રે
સત્યે ભૂમિ રહી નિવાણું, સત્યે વરસે મેહ પ્રમાણુ:
સત્યે સુરજ કરે પ્રયાણુ, દિવાકર દિનમણી રે
એવુ કહીને નમીયા પાય, વન વસ્ત્ર ધર્યા રઘુરાય,
આવ્યા જાનકી શ્વાસ ભરાય નતિ શિરે મણિ રે
લક્ષમણે કર્યા પ્રણામ, મારે અવધ નથી આ ઠામ,
વન ચાલ્યા જાનકી રામ, સ્વામી સેવા મળે રે
જઇ નમીયા ગુરૂને પાય, વર્ષાસન સોમ દેવાય,
કરજો પ્રજાની રક્ષાય, રખે કોઈ કર મેલે રે
કૌશલ્યાને કર્યા પ્રણામ, માતા સાચવજો આ ધામ,
મારે વન જવાનુ કામ, સામ ન મૂકીએ રે
વર્ષ ચૌદતણું બધાણુ, વચન તાતતણુ પ્રમાણુ,
કૃપા કરશે ત્રિશૂલપાણુ[1], વાણુ ન ચુકીએ રે
ગદ ગદ કંઠે બોલ્યા માય જાઓ એવુ કેમ કહેવાય,
ઘણુ આકુલ વ્યાકુલ થાય માય એવુ ભણે રે
લીધા ત્રણે હુદીયા સાથ, કહી શીખામણુની ગાથ,
કરજો રક્ષા વૈકુંઠનાથ સાથે હરિ તમતણે રે

---

૧ મહાદેવ

પ્રજા સર્વ વળાવા જાય, બધા નગ્રને ચિંતા થાય;
સહુ આકુળ વ્યાકુળ થાય, કયારે ફરી આવશો રે.
સહુ લોકને કહે છે રામ, તમો સાચવો જઇ ધામ;
શું છે વનમાં તમારૂં કામ, પાછા ઘરમાં વસો રે.
નવ કીધું હરિએ ભોજન, છે ચિંતાતુર સહુ જન;
હરિ ચરણે અટકયું મન, પાછા તે કેમ ફરે રે.

વલણ.

મધ્ય રાત્રે પ્રભુ ચાલીયા, પ્રજાને ધારણ કરી;
સહુ લોક આવ્યા અવધપુરીમાં, એકવાર બોલો
શ્રી હરિ.

કડવું ૫ મું—રાગ મારૂણી

પ્રભુ શૃંગવેરપુરમા જાય રે, રઘુનંદનજી,
જુએ વનતણી શોભાય રે, રઘુનંદનજી.
જાગ્યા અવધ આવ્યા સહુ જન રે, મન ક્ષોભ ધરી;
હરિ ચરણે અટકયુ મંન રે, આકર્ષ્યું હરિ.

ઘો ગજા આવ્યા મળવા રે, રઘુનંદનજી,
ભેટ સામગ્રી લાવ્યા ધરવા રે. રઘુનંદનજી.

કેવટનુ કીધું કામ રે, રઘુનંદનજી,
શોભા પામ્યા સીતારામ રે રઘુનંદનજી.

નાવ ચઢી ગંગા ઉતરીયા રે, રઘુનંદનજી,
કાંઇ પતિત પાવન બિરદ વરીયા રે. રઘુનંદનજી

થઈ ભારદ્વાજશું ભેટ રે, રઘુનંદનજી;
જોયો ત્રિવેણીનો બેટ રે. રઘુનંદનજી
પ્રભુ પ્રાગથકી પરવરીયા રે, રઘુનંદનજી;
આવી ચિત્રકૂટ ઉતરીયા રે રઘુનંદનજી.
ત્યાં સુંદર વડ વિરાજે રે, રઘુનંદનજી,
શોભા જોઇને મનમથ[1] લાજે રે રઘુનંદનજી.
કીધો ત્રણ જણે નિવાસ રે, રઘુનંદનજી;
આવ્યા મુનિવર સર્વે પાસ રે. રઘુનંદનજી.
ત્યાં ભરત ન્હાવા જાય રે, રઘુનંદનજી,
કીધી દશરથની ક્રિયાયરે. રઘુનંદનજી.
ઋષિ પત્નિ ને પ્રજા આવી રે. રઘુનંદનજી,
તે સીતાને મન ભાવી રે. રઘુનંદનજી.
ગયો સ્નેહતણો વિજોગ રે. રઘુનંદનજી,
સુખ પામ્યા સર્વે લોક રે. રઘુનંદનજી.
થાય જ્ઞાનતણી ચર્ચાય રે. રઘુનંદનજી;
ત્યાં સુખ પામ્યા રઘુરાય રે. રઘુનંદનજી.
પછી કહ્યું ભરતને રામ રે, રઘુનંદનજી,
તમો જાઓ અયોધ્યા ગામ રે રઘુનંદનજી.
વિદાય કર્યો પરિવાર રે, રઘુનંદનજી,
સુખ આપ્યું દેવ મોરાર રે. રઘુનંદનજી.

---

૧ કામદેવ, કંદર્પ.

વલણ.

ભરત નંદી ગ્રામ આવ્યા, પાવડી શિરપર ધરી;
શ્રોતા જન શ્રવણે ધરી, એક વાર બોલો શ્રી હરિ.

મહુરૂં ૬—રાગ માતંગી.

ચિત્રકૂટથી પ્રભુ પરવરીયા, અત્રીને ઘેર જાય રે;
સુતીક્ષ્ણને ભાવે ભેટયા, સુંદર થઇ શોભાય રે.
કબંધ માર્યો વાટમાં, કર્યો પંચવટી વિશ્રામ રે;
અગસ્તજીને ભાવે ભેટયા, સરીયાં સઘળાં કામ રે.
સવરી આશ્રમ પ્રભુ પધાર્યો, સુખ પામ્યા રઘુરાય રે;
જુઠાં ફળ જુક્તેશું ખાધા, થયો ભૂતલમાં મહિમાય રે.
રાવણ કેરી બેહેન કહાએ, સુર્પનખા તે નામ રે;
તેનું લક્ષમણે નાક કાપ્યું, આવી વરવા કામ રે.
ખર દૂષણ ને ત્રિસદા, તેડી લાવી તે ઠાર રે;
ચૌદ શસ્ત્ર ત્યાં સુભટ ભાજ્યા, ક્ષણું ન લાગી વાર રે.
મરીચીને ઘેર ગવણ આવ્યો કર્યું સીતા કેરૂં હર્ણ રે;
મૃગ મારવા પ્રભુ પરવર્યા, જાણે અશરણ શરણ રે.
હનુમાન ને સુગ્રીવ મળીયા, ક્ષણ ન લાગી વાર રે;
તાલ વેધી વાળી માર્યો, વર્ત્યો જય જયકાર રે.
સૈન્ય લેઇ પ્રભુ પરવર્યા, સાગર કેરે તીર રે;
સુધ લેઇને હનુમાન આવ્યા, અતિ બળીયો ધીર રે.
અઢાર પદ્મ સેનાપતિ, કવિ કેમ કરી ગાય રે;
હેલા માહે સાગર બાંધ્યો, ઉતર્યા તે રઘુરાય રે.

પ્રથમ નાગ્યો કુંભકર્ણને રાવણની અન્યાય રે,
ઈંદ્રજીત લડવાને આવ્યો, અતિબળ કેહેવાય રે
લક્ષ્મણને તેણે બાણ મારી તત્ર થઈ મૂર્છાય રે;
સુમિત્રા સુત ધરણી ઢળીયા નિરખાય વ્યાકુળ થાય રે.

વચન.

વિભિષણે પ્રેર્યો અંજની સુત, સુષેણ મુખથી વિસ્તરી;
દ્રોણાચળ પર હનુમંત ઉતર્યો. એક બાણ મેલ્યો શ્રી હરિ.

મહુર ૭-રાગ સિંધુરો.

હનુમાનને લાગી બાણ કરે ચિંતા વિશ્વાધાર,
હવે કરવો કવણ ઉપાય, લંકા કેમ લેઇશું રે
બાંધવ વિના શું થાશે એકલડા કેમ રેહેવાશે,
દિન દોહલડા કેમ જાશે. શો ઉત્તર દેઇશું રે
સહુ વાનર ટોળે થાય હાવે કવણ કરવો ઉપાય,
કુંભજ[1]ને તેડી લવાય સહુએ કરી વિનતી રે
હાવે પૂછે વિશ્વાધાર, સ્વામી દુ ખતણો નહીં પાર,
એક લક્ષ્મણનો આધાર તેની થઈ આ ગતી રે
અગસ્ત કહે સાંભળો રામ, પ્રભુએ મન મેહેલી હામ,
તારા થાશે સઘળા કામ, આમ ન કીજીએ રે.
પૂર્વે હરિશ્ચંદ્ર રાજાય વિશ્વામિત્ર પૂઠે થાય,
દીધું દુ ખ કહ્યું ન જાય, ભાવે સુણી લીજીએ રે.

૧ કુંભમાથી જન્મેલા અગસ્ત ઋષિ

## ચાલ ફેર.

ઇંદ્ર લોકમાં વસિષ્ઠ આવ્યા, હઇડે હર્ખ ન માય રે,
સિંહાસન ઉપર બેસાડ્યા, પ્રીતે નમીયા પાય રે.
અર્ઘ પાદ્ય ત્યાં પૂજા કીધી, ચર્ણે નમાવ્યું શિષ રે,
ચંદન માળા અક્ષત ચર્ચા, દેવતણો જે ઇશ રે.
કૃપા કરીને ભલે પધાર્યા, મુને કર્યો પ્રસન્ન રે,
ઇંદ્ર સભા મારી શોભાવી, હર્ખ્યાં સહુનાં મંન રે.
તેણે સમે ત્યાં બેઠા હુતા, ગાંધી રાયના તંન રે,
પૂજા દેખી પ્રજળ્યો બહુ, દુઃખ પામ્યો મંન રે.
ઇંદ્ર કહે છે વસિષ્ઠને, તમે કયાંથી લાવ્યા નાથ રે,
અતુલિત ચંપકની માળા, તે કહોને વાત રે.
વશિષ્ઠ કહે સર્યૂના ત્રટમાં, એક અયોદ્યા ગામ રે,
સત્યવાદી ત્યાં રાજા મોટો, હરિશ્ચંદ્ર છે નામ રે.
તારાલોચની રાણી તેને, રોહીદાસ કુમારરે,
ધર્મવંત રાજા કો ન મળે, પૃથ્વી તળ મોઝાર રે.
વિદ્યાએ પૂરો સુભટ શૂરો, પ્રજા કરે આનંદ રે,
નગ્ર સર્વે હસી રહ્યું છે, સોળ કળાનો ચંદ્ર રે.
મારી પૂજા પ્રીતે કીધી, તે મારો યજમાન રે,
મુનિવર આવે તેને બારણે, તે સહુ પામે સન્માન રે.
પૂર્વે શત્રુતા વસિષ્ઠ સાથે, વિશ્વામિત્ર બોલાય રે,
ઇંદ્ર બેઠો મોટો મહીપતિ, આંહાં તે કેમ પોષાય રે.
પ્રજન્ય જ્યારે મોકલે તે, ત્યારે પાકે અન્ન રે,
સર્વે રાજા રૈયત જાણો, ઇંદ્ર ખરો રાજન રે.

ઓતર ચોકડીનું રાજ્ય ભોગવે, ઐરાવત ઘર માંહ્ય રે,
તે તોલે હરિશ્ચંદ્ર ઘાલ્યો, એ મોટો અન્યાય રે.
સત્યવાદી તે શાંનો રાજા, ધીરજ કેમ રખાયરે,
સત્ય ન ચુકે હરિશ્ચંદ્ર તો, તપ સહુ મારૂં જાય રે.
ખટ વરસ ને ખટ માસમાં, એવું કર્યું બંધાણુ રે,
એટલામાં સત્યના ચુકાવું, તો મુનિવર ન જાણુ રે.
વાત સાંભળી વસિષ્ઠ બોલ્યા, સાંભળો દેવ સભાય રે,
બ્રાહ્મણ મટીને શુદ્ર થાઉં, સત્ય મૂકે મારો રાય રે.

વલણ.

બે જણે વિવાદ કીધો, દેવ વાણી ઉર ધરી
એમાંથી શું નીપજશે, એકવાર બોલો શ્રી હરિ.

મધુરૂં ૮ મું—ચાલ માતંગી.

વસિષ્ઠ આવ્યા અયોધ્યામાં, ચિંતાતુર મુનિજન રે,
ગુરૂનું મુખ કરમાણું દીઠું, બોલ્યા ભૂપ વચન રે.
કોણે તમને મેહેણું દીધું, કહો મુજને મહારાજ રે,
તમને દુઃખ લાગે તે ન સારૂં, તે મુજને ઘણી લાજ રે.
ત્યારે વસિષ્ઠ કહે વિપરીત થયું, ગયો ઇદ્રલોકની
માંહ્ય રે,
મેં તમારાં વખાણુ કીધાં, વિશ્વામિત્રે ન ખમાય રે.
સામા સામી વાદે પડ્યા, તું સાંભળને યજમાન રે,
વિશ્વામિત્ર કહે સત્ય ના ચુકાવું, વરસ ખટ માસ
ખટ રે.

નેં કહ્યું જે યજમાન મારો, સત્ય ન ચુકે રાજન રે,
હેવ સાંભળતાં હું એમ બોલ્યો, બ્રહ્મત્વ મારૂં જાય રે.
વિશ્વામિત્ર કેડે થાશે, તમને દેશે દુઃખ રે,
તે ચિંતા મોટી છે મુજને, કરમાણું છે મુખ રે.
અવનીપતિ એમ બોલીયો, (સ્વામી) શીદ કરો ચિંતાય રે,
વિધાતાએ જે લખ્યું લલાટે, ઓછું અધકું ન થાય રે.
તમ પ્રતાપે રૂડું થાશે, કૃપા તમારી સહાય રે,
તમ સરખા ગુરૂ મસ્તક ગાજે, નહીં આવે ઊંનો વાય રે.
એમ કહી ગુરૂ ઘેર વળાવ્યા, રાય થયો સાવધાન રે,
મુજ દીન ઉપર દયા રાખજો, સ્વામી શ્રી ભગવાન રે.
વિશ્વામિત્ર મન વિચારે, કરવો કવણ ઉપાય રે,
ખટ્ માસ ખટ્ વરસ વીતશે, દિન પુઠે દિન જાય રે.
ઉતાવળું એ કામ નીપજે તો, સુખ શાતા થાય રે.
અયોદ્ધામાં તતક્ષણ આવ્યો, ગાંધીરાયનો તન રે,
પનઘટ ઉપર ત્યાં પ્રેમદાનાં, શ્રવણે સુણ્યાં વચન રે.
સચી બ્રહ્માણી ને ઇંદ્રાણી, રતી સરખી નાર રે,
કનકનાં માથે બેડલાં લીધાં, હીંડે છે હારો હાર રે.
એક કહે છે બીજી સખીને, સહિયર સાંભળ વાત રે,
મહાસુખ આપણ ભોગવીએ, નથી જાણતાં દિન રાત રે.
હરિશ્ચંદ્ર રાજાના રાજમાંહી, નહીં રોગ તણીપીડાય રે,

નવ થઇ ને સાઠ મતી ? દુઃખ કોઇને ન દેવાય રે.
અલ્પ મૃત્યુ નહીં કોઇને શિર, દેવ તણો નહીં દંડ રે,
હર્ષ ઉત્સાહ છે અતિ ઘણો, તેણે પ્રફુલ્લિત ખંડ
પંડ રે.
ભાગ સત્તરમો રાજા લે છે, માગ્યા વરસે પર્જન્ય રે,
એક વાર વસુધામાં વાવે, વીશ વાર નીપજે અન્ન રે.
ચાર વર્ણના ધર્મ ચાર જે, પવિત્ર નર ને નાર રે,
પાપ ન મળે પા પસો, ધર્મતણા પગ ચાર રે,
બીજી કહે છે સાભળ સજની નથી જાણતો નાથ રે,
બાગ મનોહર છે ભૂપનો, નગ નાથ એકલો જાય રે.
કોઇ દિવસ દુર્જન દગો દેશે, કોણ કહે ભૂપને વાત રે,
અધિકારી હોય તે સભળાવે, સુભટ રાખે સાથ રે.

વલણ,

સુદરીએ કીધી વારતા, વિશ્વામિત્રે ચિત્ત ધરી,
ઉપાય કરવો સત્ય ચુકવાશે, એકવાર બોલો,
શ્રીહરિ,

મહુરૂ ૯ મું-રાગ મારૂ.

વિશ્વામિત્રે વિચાર્યું મન, કેમ ભોળવાય આ રાજન,
પછે સુઅર કાગમો થાય, પેઠો ભૂપની વાડી માહ્ય
તપધારીને બળ રહે બહુ, વૃક્ષ નાખ્યા ઉપાડી સહુ.
ચારા ખોદી બરાબર કીધું, તરૂ એક રેવા ન દીધુ

૧ ભુંડ, વરાહ.

પછી મોટું મળસકું થાય, બાગ માળી જોવા જાય;
દીઠો વરાહ ને પામ્યો ત્રાસ, કે'વા ગયો ભૂપની પાસ;
દીન થઇને કેહે રે વચન, એક અરજ સુણો રાજન;
કંહીથી કારમો વરાહ આવ્યો, તે તો રૂપ અલૌકિક
લાવ્યો;
શકે દેવ દૈત્ય કે સાર, કોઇ યક્ષતણો અવતાર;
તેણે મહીપત વિપરીત કીધું. વૃક્ષ એકે રે'વા ન દીધું;
ચંપા હેઠે બેઠો નિર્વાણ, ઘર્ઘરાટે ધ્રૂજે પ્રાણ;
એવું વચન સુણીને રાય, સિંહાસનથી બેઠો થાય;
સભા સર્વને રાયે. કહ્યું, મંત્રી કહે એ વિપરિત થયું;
અહીં આવે દેવનો રાય, એક પુષ્પ નવ લેવાય;
મારો બાગ ઉન્તડયો સહી, ચાલો જોઇએ સર્વે જઇ;
નોબતે તે વાજ્યા ઘાય, સૈન્યા સર્વે તતૂબર થાય;
હરિશ્ચંદ્ર થયા અસ્વાર, સાથે સુભટ તણો નહીં પાર;
દળ સર્વે ચુપમાં ચાલી, વરાહને ઘુમરે ઘાલી;
સુમંત્રી પાસે પ્રધાન, જેને ત્રણે કાળનું જ્ઞાન;
આપણ બહુ એકલો વરાહ સહુ મારીએ તો સત્ય
જાય;
જેના અશ્વ તળે નીકળે તે જઇ વધ એકલો કરે;
એવી અડગ[૧] કરી રાજાએ, વરાહ મનમાં બહુ
મલકાય;
હવે કામ તે મારૂં સર્યું, રાય અશ્વ તળે નીસર્યું;

૧ સરત

ફેગ ફર્યો ભીતરમાં સાત, જ્યાં ઉભો છે નરનાથ;
હરિશ્ચંદ્રનો અશ્વ છે જેહ જેની કંદર્પ[1] સરખી દેહ;
પાણી પંથો દર્પ[2] ભર્યો, તેની હેઠે થઇ સંચર્યો;
સૈન્યા જોઇ આશ્ચર્ય થાય, મંત્રી મહીપત પાસે જાય:
તમે પણ લીધું નરપતિ, એ વરાહની અવળી ગતી;
તમને વનમાં લેઇને જાશે, જોયામાં કાંઇ વિપરીત
થાશે;
હેઠ મેહેલો જો રાનાય, પુઠે આવીએ મહુ સેન્યાય;
પહેલો ઘા કરો તમે જઇ, સૈન્ય વિના શોભશો નહીં;
પ્રધાનને કેહે છે રાય, પણ મેહેલું તો સત્ય જાય,
સૈન્યા મંત્રીને સાંપ્યો તન, પછે રણે ચાલ્યો રાજન;

વલણ.

રાજા રણમાં સંચર્યો, વસિષ્ઠે મૂક્યો હાથ;
સત્ય રે'શે તારૂં નરપતિ, કૃપા કરશે વૈકુંઠનાથ;

મધુરૂં ૧૦ મું–રાગ સિંધુની ચાલ.

પછે રાજા રણમાં સંચર્યો, ગુરૂને નમીયો પાયજી;
સર્વ સામગ્રી તમને સાંપી, કરજો બાળ પ્રજાની
રહાયજી.
ગુરૂ કહે રાય સોચ ન કરીએ, પહોચશે મનના
કોડજી;

---

૧ કામદેવ ૨ અહંકાર, ગર્વ.

નગ્ર તમારાનું રક્ષણ કરશે, સ્વામી શ્રી રણછોડજી.
વનમાં જાજો સુખીયા થાજો, હરિ રાખશે લાજજી.
વાળ ન વાંકો થાય કોથી, જેને મસ્તક શ્રી મહારાજજી.
ગુરૂ આવ્યા નગ્રની મધ્યે, ભૂપત ચાલ્યા બહારજી;
વરાહ કેડે અશ્વ ચલાવ્યો, કર ધરી હથીયારજી.
ધનુષ ચડાવી બાણ સાંધી, સાંગ ધરી કરમાંહ્યજી,
શરીર શોભા તે શી કહું, કટાર છે કટી માંહ્યજી.
ઘુર્ઘરાટ કરતો સામો આવે, નીકટ દૂર પલાયજી;
ઘા કરે જ્યારે મહીપતિ, ત્યારે પળમાં ફીટી જાયજી.
સિંહ કેરૂં રૂપ ધારે, જઇને બોલે દૂરજી;
એમ વિશ્વામિત્રે માયા કીધી, થયો આકળો શૂરજી.
રાત દિવસની ખબર ન પડે, એવું ગહવર વનજી;
મુનિ તણો પ્રવેશ ન લાધે, લાવ્યો શત જોજનજી.
ભાત ભાતના વૃક્ષજ દીપે, નદી નદના ઠામજી;
હરિશ્ચંદ્ર કાંઇ ના જાણે, કયાં રહ્યું મારૂં ધામજી.
બહુ પ્રકારનાં પક્ષી બોલે, શબ્દ અનેરા થાયજી;
સિંગ વ્યાઘ્ર ને રીંછ તડુકે, ને ભેંસા અરણાયજી.
કાંટા ઝાઝા કેમ નીસરે, સામા સાગી જાળજી;
ખડગે કાપે કરે સેરડા,[૧] અંગે વ્યાપે કાળજી.
એ વરાહને નિશ્ચે મારૂં, સુજને લાવ્યો દુરજી;
ધનુષ્ય ચડાવી પૂઠે ધાયો, અશ્વપતિ મહા શૂરજી.
વિશ્વામિત્રે મન વિચાર્યું, રોષ ભરાણો રાયજી;

---

૧ રસ્તો, માર્ગ.

હવે મારૂં કારજ ત્રીજ્યું, રચીએ શો ઉપાયજી.
સરીતાનું તટ સુંદર શોભે, ત્યાં એક ગુફાયજી,
મુનિ થઇ બેઠો તે માંચે, ભેદ ન જાણે રાયજી.
રૂપ અલોકીક જોવા સરખું, ત્યાં ન મળે વરાહજી,
હરિશ્ચંદ્રે વન તપાસ્યું, મુનિનો ઠામ જોવાયજી.
એક અલોકિક ધામ દીસે, આસનવાળી બેઠોજી;
નખ વધીને કોણીએ આવ્યા, પાપણુ આવી હોઠજી.
હાથ જોડી મહીપતિ બોલ્યો, મને થયું દર્શનજી;
કેટલા દિવસ થયા આહાં રે'તાં, કહોને મુનિ જનજી.
તમો ત્રિકાળદર્શી સર્વે જાણો, કહી નજરે પડયો વરાહજી;
શત જોજન કપટ કરી લાવ્યો, કષ્ટ કહ્યુ નવ જાયજી.
સ્વામી અન્ન જળની આખડી, થયું તમારૂં દર્શનજી;
દુઃખમાં સુખનો દહાડો આવ્યો. પૂર્વ જન્મનું પુણ્યજી.

વલણ.

હાથ જોડી ઊભો રહ્યો, બોલ્યા છે મુનિરાય;
આ સત્ય વચન મારૂં માનજે, તુંને નહીં મળે વરાહ.

મધુરૂં ૧૧ મું–રાગ કાફી.

કારમો વરાહ કેમ મળશે, રાજા મૂઢ અજાણજી,
હઠ મેલીને ઘેર પરવરો, કાં અકળાવો પ્રાણજી.

રાજા કહે નગ્ર ન જાઉ, મારે રે'વું વનજી;
જો મેલું તો પાતક લાગે, હસે મિત્ર સ્વજનજી.
તુરંગ બાધી હેઠા બેસો, સુણો જ્ઞાનની વાતજી;
અપજશ ને જશ લેવો મહીપત, સર્વ હરિને હાથજી.
દિશા ચારમાં કાય ન સૂઝે, થયો ભૂપ ભયભિતજી;
સત્યવાદી તે રાજા ન સમજ્યો, માયા કેરી રીતજી.
સ્નાન કરો સરોવરના જળમા, લો હરિનુ નામજી;
માત ઉદરમાં અક્ષર લખીયા, તેહજ થાશે કામજી.
અશ્વ બાંધી રાજા ગયો ન્હાવા, મગ્ન કીધું મનજી;
તાલી લાગી ત્રિકમજીશું, વદે મહા વાયક વચનજી.
વિશ્વામિત્ર ત્યા મન વિચારે, શેં સત્ય ચૂકે રાયજી;
ભેદ કરીને ભોળવુ તો, સર્વે કારજ થાયજી.
દર્ભતણુ એક કર્યું પુતળુ, પુરૂષતણો આકારજી;
પશ્ચિમ દિશા ભણી તે નાખ્યુ, થયો બ્રાહ્મણનો કુમારજી.
ઉજવળ વસ્ત્ર ઓપતા અગે, ઉપવિત સુંદર સારજી.
રૂદન કરતો તે પાસે આવ્યો, તેની સોભાનો નહી પારજી
ઉચે સ્વરે ઉચ્ચરે તે, લે હરિશ્ચંદ્રનુ નામજી;
કન્યા તો એક મારે જોઇએ, કયા હશે અજોદ્ધા ગામજી.
તે પ્રભુ મળે તો હોમ પહોચે, જેની દેશ વિદેશે ખ્યાતજી;

બહુ દુખીયો હું રડવડું છું, નથી માત ને તાતજી.
હરિશ્ચંદ્ર કહે સ્વામી આવો, પ્રભુ કરશે કામજી;
મુજ સંગે તમને તેડી જાઉં, બેસો આણે ઠામજી.
ઋષિએ કન્યા કરી કારમી, દર્ભતણી એક નારજી;
રૂદન કરે ને વસ રાતાં, આવી વન મોઝારજી.
ઉંચે સ્વરે ઉચ્ચરે તે, લે હરિશ્ચંદ્રનું નામજી;
હું કુંવારીને પરણાવે, કયાં હશે અજોધ્યા ગામજી.
રણ વગડામાં રડવડું હું, કયાંથી ભેટે રાયજી;
હરિશ્ચંદ્ર કહે બેસો બંને, સર્વે સારૂં થાયજી.
બે જણને સંગાતે લીધાં, જ્યાંહાં મુનિનો ઠામજી;
આ બેને સ્વામી પરણાવો, પરમારથનું કામજી.
કન્યાદાન બ્રાહ્મણ કુંવારો, તમે પરણો બંને સારજી;
ત્રણ ટાંકણાં ભેગાં કીધાં, ત્રુઠયા દેવ મોરારજી.
ઋષિ કહે રાયના પ્રત્યે, ધર્મશાસ્ત્રની રીતજી;
અમ સરખાનું મન ઠગે નહીં, કરે પરાણે પ્રીતજી.
હું કહું તે તારે કરવું, આપ સત્ય વચનજી,
હરિશ્ચંદ્ર કહે ના કહેવી જે, કેહેશો મુનિ જનજી.
વાંસ વઢાવ્યા મંડપ ઘાલ્યો, હૈડે હર્ષ ન માયજી.
વિશ્વામિત્ર સામા બેઠા, પરણે વર કન્યાયજી.

વલણ.

કન્યાદાન હરિશ્ચંદ્ર આપે, ગયો બરાહ વીસરી;
શ્રોતાજનનાં પાતક દૂર થાયે, એક વાર બોલો શ્રી હરિ.

મધુરૂ ૧૨ મુ-રાગ ધોળ.

મહીપતિ તો આપે છે, કન્યાદાન રે,
આજ મુને ત્રુઠયા શ્રી ભગવાન રે
રાયને તો ઉલટ અંગ ન માય રે,
ભાગ્યે મળ્યા વનમા વરકન્યાય રે
પ્રથમ ધોયા વર કન્યાના પાય રે,
વરમાળા હસ્ત મેળાપણુ થાય રે.
સ્વસ્તિ પે'લુ મંગળ વર્ત્યું સાર રે,
રાજાએ તો આપ્યા ધન ભંડાર રે
બીજે મંગળ ગજરથ ને ધન જાણી રે,
વિશ્વામિત્ર મેહેલાવે છે વાણી રે
ત્રિજે મંગળ દેશ અનેક સાર રે,
ચોથે મંગળ વસ્ત્ર સહિત તોખાર રે
પ્રિતે પીરસ્યો મહીપતિએ કંસાર રે,
ઋષિ કહે છે માગળ ગાય ૯૦ રે.
હવે કરો પેહેરામણીની પેર રે,
એક કહુ વાત ચિત્તમા ધેર રે
સવા ભાર સુવર્ણ મુજને આલો રે,
પછે તમે મન માને ત્યા મ્હાલો રે.
ગર્વે તમે દ્વીજને આપ્યુ સહી રે,
કોડી એક હાથ અવાશે નહીં રે.
ગજા રે' છે સુણીએ મુનિ ઉદાર રે,
મરે એક સુત ને સુંદર નાર રે

તેમની પાસે રત્ન જડિત શણગાર રે,
તે ઉતારી સુવર્ણ આપું સાર રે.
સર્વે આપ્યું ભૂપ્યા એટલું રહ્યું રે,
તમારી કૃપાએ કામજ થયું રે.
સાથે આવો લળી લળી લાગું પાય રે,
એટલી મહેર કરો મુનિરાય રે.
રાજા બોલે જેમ હોય નાનું બાળ રે,
સ્વામી તમો દાસ તણા પ્રતિપાળ રે.
ઋષિ કહે સાંભળ ભૂપ અજાણ રે,
નથી તારા બાપ તણો ચેચાણ રે.
પણ વિશ્વામિત્રે વિચાર્યું મન રે,
રાજા એ તો કયાંથી લાવશે ધન રે.
અશ્વ ઉપર બેસાડયાં વર કન્યાય રે,
તુરંગ દોરી મહીપત આગળ થાય રે.
વિશ્વામિત્ર સાથે સંચર્યો સહી રે,
અયોધ્યામાં જાવા દીધો નહીં રે.
વર કન્યાને પત્ર લખીને દીજે રે,
સુત નારી અહીં તેડાવી લીજે રે.
પછી ત્યાં તો પત્ર લખે છે રાય રે,
સુજ મંત્રી ને સહુ સૈન્યાય રે.
રાજ્ય આપ્યું બ્રાહ્મણને અમે સહી રે,
દેખત પત્ર આવજો તમો અહીં રે.
સુત નારી મારાં મોકલી દેજો રે,
લખ્યા અક્ષર મારા ઓળખી લેજો રે.

પત્ર આપ્યું દ્વીજને ત્યાં હાથ રે,
મનથી નમીયો છે, ત્યાં નર નાથ રે.
મહીદેવ[1] અજોદ્ધામાં ગયો રે,
પત્ર આપી સમાચાર સઘળો કહ્યો રે.
આવતું લીધું પત્ર મંત્રીએ હાથ રે
જોઇ અક્ષર મોની સુણી વાત રે.
આણ ફેરવી બધા નગ્રની માહ્ય રે,
વરકન્યા ત્યાં થયા રાણી રાય રે

વલણ.

વરકન્યા રાજા થયા, વિદેશે કીર્તિ વિસ્તરી,
શ્રોતા જન શ્રવણે ધરી, એક વાર બોલો શ્રીહરિ.

મધુર ૧૩ મું—રાગ કાફી.

ચિંતાતુર થઇને બેઠો ગાધીરાયનો તન,
બેનું ઘરેણું ઉતારી લઉં તો, માને મારૂં મન.
વૃદ્ધ વેશ ધરીને આવ્યો, જ્યાં તારાલોચની નાર,
ચિંતાતુર થઈ બેઠી રામા, ધરી શોળ શણગાર.
રાજા રણમા ગયા એકલા, વરાહ સાથે વેર,
ભલે રાજ્ય બ્રાહ્મણને આપ્યું, કેમ ન આવ્યા ઘેર.
એવે સમે દ્વીજ ઘરડો આવ્યો, નેત્રે નીરની ધાર,
સુત પરણાવવા ધન જોઇએ છે, તારા લોચની નાર.

૧ પૃથ્વીનો દેવ–બ્રાહ્મણ

સર્વે ધન બ્રાહ્મણને આપ્યું, તમે હો શણગાર,
ના કહું તો ભૂપત લાજે, કોપે જગદાધાર
સર્વ સમેટી બ્રાહ્મણ ચાલ્યો, જાહા ભૂપનો તન,
નિશાળે બેઠો નૃપનંદન ત્યાં આવ્યો ઋષિ જન.
સર્વે બાળક પેહેલા ઉઠી જઇ નમીયો પાય,
કોણ દેશથી સ્વામી આવ્યા, ચિંતાતુર ઋષિરાય.
જે જોઇએ તે તમને આપુ, કહોને સાચી વાત,
બ્રાહ્મણને કેમ પાછો વાળુ, લાજે મ રો તાત
ઋષિ કહે ભૂપતના બાળક મારે જોઇએ ધન,
સર્વ ઘરેણુ મુજને આપો, તો માને મુજનું મન.
ઉતારીને સર્વસ મળ્યુ, પ્રીતે નમીયો પાય,
લઇ ઘરેણુ બ્રાહ્મણ ચાલ્યો, હૈડે હર્ખ ન માય
નગ્ર બહાર અવનીમા દાટ્યું, કોઈ ન જાણે મર્મ,
સોનુ હવે કયાથી આપશે, કેમ રે'શે એનો ધર્મ.
કારમો બ્રાહ્મણ થયો રાજા, તેણે વર્તાવી છે આણ,
હરિશ્ચંદ્રની નારી રાખે, તેહના કાઢુ પ્રાણ
અનુચરને કહે કાઢી મેલો, નગ્ર થકી નિરધર,
બેઠા હોય તેમ તરત નીકળે, નવ કરે તે વાર
અનુચર આવી કહ્યુ રાણીને, રાય કરે છે રીસ,
નગ્ર મધ્યે નહીં રે'વાય તમથી, વાંકા શ્રી જગદીશ
હુકમ નથી પાણી પીધાનો, સુતને લેઇને ચાલો,
રાજ ભોગથી મન ઉતારો, વનનો મારગ ઝાલો.
તારાલોચનીએ તરત તેડાવ્યા, રોહીદાસ જે તન,

નિશાળેથી ઘેર પરવર્યાં, ઝળકે ચંદ્ર વદન.
અરે સુત સાભળ કહું તુજને, રાય રહ્યા છે વન,
રાજ્ય દેશ બ્રાહ્મણને આપ્યુ, જીવન કીધું ધન્ય.
આપણ એને કયા જાવું છે, સાંભળ મારી વાત,
સુખ ને દુઃખ લલાટે લખીયું, સર્વે હરિને હાથ.
ખાધું તે તો ખુવાર કીધું, દીધું સાથે લીધું,
અવસર પાગ પાછો નવ ધરે, તેનું કારજ સીધ્યું.
એવું કહી બે બહાર નીસર્યાં, મૂકી ધન ને ધામ,
સત્યવાદી ને શૂરા પૂરા, તેનું રહ્યું જુગો જુગ નામ.
અગસ્ત કહે રઘુનંદન સુણીએ, હરિશ્ચંદ્રની કથાય,
ભાવ કરીને જાય સાંભળે, તે સંકટથી મેહેલાય.

વલણ.

સંકટથી મેહેલાય પ્રાણી, મન વૃત્તિ જે દઢ કરી,
શ્રોતા જન શ્રવણે સુણો, એક વાર બોલો શ્રી હરિ.

મધુરૂં ૧૪ સુ–રાગ મેવાડો.

સુત ને નારી હો, નગ્રથી નીસરે રે, રૈયત સર્વે જોવા જાય;
આખરાથી રે, આસુડા ઝરે, ઘડી એક કોણે નવ રખાય.
વહેલાં પધારજો રે, આણે દેશડે રે.
આગળ રાજા અવનીમા થયા રે, તેના જશ ગુણી જન ગાય;

કો નથી થયો રે, હવે થાશે નહીં રે, એવો હરિશ્ચંદ્ર
રાજાય
એક વાર આવજો રે, આણે દેશડે રે.
સુખ બહુ દીધું રે, સહુને સાંભળે રે, પાપી રહ્યા
પિંડમાં પ્રાણ;
કોનું નવ ચાલે રે, હવે શું કીજીએ રે, વિધીએ
લખી વૃદ્ધ ને હાણ—એકવાર આવજો રે.
કોટ નગરનો રે, નારીને નમે રે, માતાને બાળક
નમે પાય;
પુર મૂકીને રે, બહાર નીકળ્યા રે, જાંહા છે ઋષિ
રાય.
એકવાર આવજો રે.
ભૂપતે ભાળ્યા રે, સુત ને ભામિની રે, પાસે દીઠા
નહીં શણગાર;
શોકજ વ્યાપ્યો રે, બધા શરીરમા રે, હવે કેમ
થાશે વિશ્વાધાર
એક વાર આવજો રે
રાણીએ દીઠો રે, રાજા અનમનો રે,[1] જઇને નમ્યો
ચર્ણે તન,
રંગ હવે રાખો રે, હુશે રાયજી રે, મર્મે જુઓ
તપાસી મન
એક વાર આવજો રે

---

૧ મન વગરનો, ઉદાસ

દામજ દીધું રે, દેહ આપી નહીં રે; ત્યારે કેમ
રીઝે શ્રી રણછોડ;
કાશીમાં જઇ રે, કાયા વેચીએ રે, ઉભા રહી ત્રણે
જોડા જોડ.
એક વાર આવજો રે.
એહવા વચન રે, સાંભળી શીતલ થયાં રે, ધન્ય
ધન્ય રાણી એ તન,
આપતની વેળાએ રે, જોઇએ સારી વીનતા રે;
તેણે સ્થિર આવે નરનું મન.
એક વાર આવજો રે.
બેહુ કર જોડી રે, ઋષિને પાયે પડ્યાં રે; સ્વામી
એક કરો મારૂં કામ,
કાશીને સુધી રે, સાથે આવીએ રે; કાયા વેચી દીજે
દામ
એક વાર આવજો રે.
મુનિ કેહે છે રે, સાભળ મહિપતિ રે; હું કેમ આવું
તારી સાથ;
નથી ભરૂસો રે, દુર્બળ દેહનો રે, લેવું દેવું હરિને
હાથ.
એક વાર આવજો રે
તમે ત્રણે રે, જુજવા સચરો રે, હુ તો આગળ
ચાલું સાર,

વચન આલો રે, મારા હાથમાં રે; ન કરો જળતણો વેહેવાર.
એક વાર આવજો રે.

વલણ.

આગળ રાજા મધ્યે રાણી, પુઠે રોહીદાસ ચિત્ત દ્રઢ કરી;
શ્રોતા જનનાં પાતક દૂર થાયે, એક વાર બોલો શ્રી હાર.

મહુરૂં ૧૫ મું—રાગ મારૂણી.

ત્રણ ત્રણ વાટે જાય, પડે તાપ ઘામ, બહુ થાય;
અન્ન જળ તણી આખડી, વાટમાં-વિપત્ત બહુ પડી.
હવે છાયાએ નવ બેસાય, વેરે વાટ વિષે કાંટાય;
નવ પલ્લવ આંબા સાર, તેની શોભાનો નહીં પાર.
કોરાં ભર્યાં માટલાં પાણી, ભાત ભાતની વસ્તુ આણી;
દાડમ ને ખીલેરાં દ્રાખ, જાંબુફળ ને આંબા સાખ.
થઇ પડવડીઓ બેઠો ત્યાંહી, રાણી રાજા આવશે આંહી;
પીએ પાણી ને જો ફળ ખાય, સત્ય ચુકે તો સારૂં થાય.
દીઠો રાય ને રળીયાત થયો, સામો આવીને ઉભો રહ્યો;

આ સ્થળ તે પાવન કીજે, ફળ ખાઓ ને પાણી પીજે.

શાહુકાર આપે છે દામ, મુને મેહેલ્યો છે આણે ઠામ;
ભાત ભાતના રાખું મેવા, કરૂં તમ સરખાંની સેવા.
હરિશ્ચંદ્ર તે બોલ્યા વાણી, મેં નવ પીવાય પાણી;
ફળ ઝાલું જો મારે હાથ, તરત કોપે વૈકુંઠ નાથ.
જ્યારે દાન ઋષિને દીજે, અન્ન જળ વળતું લીજે;
છાંએ પગ નવ દેવાય, એવું કહીને ચાલ્યો રાય.
આવી પછવાડેથી રાણી, તેશું બોલ્યો પરવડીઓ વાણી;
કો દેશપતિની નાર, આવો બેસો આણે ઠાર.
ફળ ખાઇ રાયે પીધું પાણી, કશો દોષ નહીં સુણો રાણી;

નારી કહે ન કરવું કામ, મુને રૂઠે સુંદર શ્યામ.
ભૂખ્યો બ્રાહ્મણ આગળ જાય, મેં પાણી કેમ પીવાય;
એમ કહીને નારી ગઇ, રોહીદાસ આવ્યા તહીં.
આવો ભૂપતિ કેરા તન, એવું બોલ્યો મુખ વચન;
રાજા રાણી ફળને ખાય, તો તમને દોષ ન થાય.
રોહીદાસ કહે કેમ આવુ, સુત હરિશ્ચંદ્રનો કાંવું;

મારાં લાજે માત ને તાત, ચાલે દેશ વિદેશે વાત.
એવું કહીને ચાલ્યો સહી, પગ છાંયાએ મેલ્યો નહીં.
વિશ્વામિત્રે વિચારી વાત, પછે ઘસવા લાગ્યો હાથ.
મહીપતથી આગળ ગયો, ગંગા નદમાં ઉભો રહ્યો.
આવી રાજા લાગ્યો પાય, નારી સુત ભેળાં થાય;
શ્રોતા જનના પહોંચે કોડ, એકવાર કહો શ્રી રણછોડ.

મધુરૂં ૧૬ મું—રાગ કાફી

સુંદર ત્રટ ગંગાનું પાવન, ઉભા રાણી રાય જે;
હરિશ્ચંદ્ર પૂછે ત્યા વારતા, કહો માણસ કયાં વેચાય રે.
નગ્ર નિવાસીએ નિહાળી જોયું, વસ્તુ અલૌકિક દીઠી રે;
ન્હાઇ ગંગામાં લે તૃણના ભારા, થાય રાયની ચીઠી રે.
ત્યારે રાજા કહે સાંભળ બાળક ( વેગે ) રાજ સભામા જાય રે;
ઉતાવળું જો પત્ર લાવે તો, કામ આપણું થાય રે.
રોહીદાસ ચાલ્યા ચોપ કરીને, જયા બેઠો છે રાજન રે;
સામો આવી ઉભો રહ્યો, બોલે બાળ વચન રે.

ત્રણુ જણાને વેચાવું છે, અરજ સુણીને લીજે રે,
કાશી રાજા વાર ન કરીએ, પત્ર લખીને દીજે રે.
રોહીદાસને જોઇ લૂંપત બોલ્યા, તમો છો કેના
તન રે;
તમને વિપત તે કહોને કારણુ, કહો માત તાત
સ્વજન રે.
અંબુજ વર્ણી આખડી છે, શું કામતણો અવતાર રે;
વેચાશો નહીં કહ્યુંજ માનો, આપું ધન ભંડાર રે.
(તમો) રહો રાજ્યમા સેવા કીજે, વચને માન્યું
મન રે;
ત્તમ સરખા પુરૂષ જ્યાં વસે, તે દેશ નગરને ધન્ય રે.
સાચું બોલજો જુઠ ન કે શો, હું પૂછું નમીને પાય રે;
રોહીદાસ વળતી બોલ્યા, સાભળ સાચું રાય રે.
અતરજામી પિતા મારો, જનની મારી માત રે;
પત્ર લખાવો કરો ઉતાવળ, આપો મારે હાથ રે.
પ્રથુરાયે પત્ર લખીને આપ્યું, મહોર વીંટીએ કીધી રે;
રોહીદાસના કરમા આપ્યુ, પ્રણામ કરીને લીધી રે.
માત તાતની પાસે આવ્યા, ત્રણે કરે વિચાર રે;
એક રૂપૈયો પાસે ન મળે, શાની લાવે ચાર રે.
રાજા રાણી પડયા સાસામા, વાત કુવરને કહી રે;
આપ્યુ ઘરેણુ બ્રાહ્મણને, એક વીંટી હાથે રહી રે.
રાજા કહે ઉતાવળ કીજે, ચોટામા વટાવો રે;
વાર લાગશે ઋષિ ખીજશે, ઘાસના ભારા લાવો રે.

નંગ અમૂલ્ય કોણ મૂલવે, તેનું ઘણુંજ આપ્યું ધન રે,
દાન ઉપર દક્ષિણા જોઇએ, સુખ પામ્યો રાજન રે
તલતણા ત્યાં લાડુ વળાવ્યા, માહે મહોંગે ઘાલી રે,
ડગલા પાગરીઓ ને બનાતો, બહુ બ્રાહ્મણને આલી રે.
ઘડા ઘૃતના શ્રીફળ સાકર, સૂખડી કરી ત્યાં સારી રે;
બ્રાહ્મણને ભોજન કરાવી, આપે નર ને નારી રે.
મોગરીઓ મૂળા ને આદુ, બદામ ખીચડી કીધી રે,
અલંકાર સુરભી ને સારા, તે બહુ બ્રાહ્મણને દીધી રે.
કાંસાપાત્ર વિષે બહુ તાંદુલ, તેના આપ્યા દાન રે,
બ્રાહ્મણ સહુ પ્રસન્ન થયા, સુખ કરજો શ્રીભગવાન રે.
મકરસંક્રાંત બહુ મહાત્મ્ય, સાંભળજો જન સર્વ રે,
લક્ષઘણું પુણ્ય થાય આપતા, હરિશ્ચંદ્રને પર્વ રે.
રોહીદાસે કહ્યું હતું જે, દામ ઘણો ઉપજશે રે,
રાજા એમ બોલી ગયા, દાન પુણ્ય તે થાશે રે.
અગસ્તઋષિએ કહ્યું છે, રઘુનંદન આગળ ઉચારી રે,
શ્રોતાજન શ્રવણે સુણી, એકવાર બોલો શ્રી હરિ રે

મધુરૂ ૧૭ સુ-રાગ સિંધુ.

ઉલટ અંગે ધરી રે, ન્હાયા ત્રણે ગંગા માંહ્ય,
હવે ભીંને લૂગડે રે, શિર છે ઘાસ તણા ભારાય
દુખ જાજું પડે રે, ન મળે અંગ વિષે ઉચાટ,
પૂછે લોકને રે, કયા છે ચૌના કેરી વાટ.
જોવા સહુ મળે રે, આ કોઈ પુરૂષ અલોકિક નાર,
સાથે બાળકો રે, જાણે કામ તણો અવતાર.

છે કોઈ ભૂપતિ રે દીસે ધર્મતણો અવતાર;
દુઃખ એમને પડયુ રે, તમને ન ઘટે જગદાધાર.
ચુપે ચાલીયા રે, આવ્યા માણસ મંડી માહ્ય;
( જે ) કામ હોય જેહને રે, નિત્યે તાહાં જોવા જાય.
રથ જોડી કરી રે, આવી ગુણિકા તે ઠામ;
મૂલ્ય શું એહનું રે, મારે છે નારીનું કામ.
રાજા બોલીયા રે, ત્રીજે ભાગે જે કાંય થાય;
નાણું આપીએ રે, વળતી સુખે તું લેઈ જાય.
તે ઊભી રહી રે, વળતી આવ્યો માળી એક;
સુતને મૂલવે રે, જેને અંતર ઘણો વિવેક.
સપચ એક સચર્યો રે, તેણે આવી લીધો રાય;
લીધું ધન એકઠું રે, ત્રણે ઋષિની પાસે જાય.
નહાયા ભૂપતિ રે, આપ્યું બ્રાહ્મણને સહુ ધન,
નયણે નીર ઝરે રે, બેહુ કર જોડી કહે વચન.
દાન આપ્યુ દ્વીજને રે, મટયો ભૂપત કેરો ત્રાસ,
એક વાર (શ્રી) કૃષ્ણ કહો રે, જે ચરણે આપે વાસ.

વલણ

માળી મંદિર સુત સંચર્યો, ગુણિકા મદિર નાર;
સપચ મંદિર ભૂપત ગયા, એ જુજવો વહેવાર.

મહુર ૧૮ મું—રાગ વેરાડી.

એ ગુણિકાને પૂછે નાર, મુને કામ કહો નિરધાર;
કરૂં ટેહેલતણો વિચાર, કહો તે હું કરૂં રે.

વેણાં ઉઠીને સ્નાનજ કરો, પહેરો વસ્ત્ર આભૂષણ ધરે;
પછે ચોટામાં સંચરો, મનને રીઝવે રે.
ગુણગીએ પગ ને હાય. મારો કુહેલ મસ્તક માંહ્ય;
તેને જોઈને નર લોભાય, કામ જો આપણું રે.
સાંભળી ગુણિકાની વાણી, લોચન ભરાયાં પાણી;
શંભાયો પુરૂષ પુરાણી, હવે કહે શું થશે રે.
તમે સાંભળો એક વિનતિ, પર પુરૂષ મેં દીઠો નથી;
કેમ થાશે મારી વતી, કહ્યું "તે નહીં કરૂં રે.
ગુણિકા કહે કરવું કામ, અમને એહ છે બહુ કામ;
આવ્યો અસુર તેણે ઠામ, કહ્યું હો આબરૂ રે.
તારાલોચની વ્યાકુળ થાય, નારી સ્મરે વૈકુંઠરાય;
કરો સૂરજ દેવ સહાય, દિવાકર દિનમણિ રે.
ગરલાદ્દ મારી જાય, તમ કુળને લાંછન થાય;
અબળાની વ્હારે ઝાણ ધાય, તીમીરહર[1] તમે સુણો રે.
સતી હોય તેનું સત્ય જાય, શેષ ધરા કેમ ધરાય;
મેઘ વરસે ન વાયુ વાય, શીશુમાર સંચરે રે.
અદીતી સુત થયા પ્રસન્ન, સુણી રામાનાં દીન વચન;
થયાં રીસે રક્ત લોચન, કાઢયો મેલ કાનથી રે.
હેઠો નાખ્યો મર્કટ થાય, તેણે કરડ્યાં અસુર ગુણિકાય;
પાડી બૂમ ને નાશી જાય, પાછી એને વેચીએ રે.
શિર ઘાસનો ભારો ધરી, લેઈ ચૌટામાં ઉભી કરી;
લીધી વેચાથી બ્રાહ્મણે ફરી, ગયું દુઃખ નારનું રે.

---

૧ અંધારાને હરનારા, સૂર્યનારાયણ.

ધર્મની પુત્રી છે એ મારી, નિત્યે સેવો દેવ મોરારી;
ભૂદેવ ઘણો સમાચારી, સેવે નિત્યે શ્યામને રે.
ચિંતા ત્યાં નારીની ગઇ, હરિશ્ચંદ્રની શી ગત થઇ;
વાસ કર્યો મશાણમાં જઇ, લેતા તે કાંટીયાં[1] રે.
રોહીદાસ વાડીમાં જાય, ફુલ વીણીને સુખીયો થાય;
ભરી ટોપલી નગ્રમાં જાય, સેવા હોય શ્યામની રે.

વલણ.

ટેહેલમાં તતપર થયાં, પોહોત્યા મનના કોડ;
શ્રોતા જનનાં પાતક દૂર થાય, એક વાર કહો શ્રી
રણછોડ.

## મધુરૂં ૧૯ મું—રાગ સોરઠી.

વિશ્વામિત્રે મન વિચાર્યું, કરવા કવણ ઉપાય રે;
અવધ કાળ વહી જાશે, સત્ય ન ચુકયો રાય રે.
કળ કરીને બળ કરીને, સાધું મારૂં કામ રે;
ગરોડાનું રૂપ ધરીને, ગયો સપચ કેરે ધામ રે.
પહેલા તેને માંદો પાડયો, સુતા નવ ઉઠાય રે;
તિથિ પત્ર કરીને બેઠો, ઉઠી નમીયો પાય રે.
કયો દોષ કાયાને લાગ્યો, મુજને કહો મહારાજ રે;
ખર્ચ ખૂટણુ કહો તે કરીએ, રોગ શમાવો આજ રે.

---

૧ ખાપણુ મડદા ઉપર નાખેલુ વસ્ત્ર.

સાડા સાતી[1] બેઠી છે તુજને, કેમ કરીને જાય રે;
સવાસો માટલાં લાવે તુજ ચાકર, અવા પહોરમાં
ન્હાય રે.
તે પાણી ઉન્હું ઊકાળે, તુજ ઉપર રેડે સાર રે;
દુઃખ થકી ત્યારે મેહેલાયે, ક્ષણું ન લાગે વાર રે.
હરિશ્ચંદ્રને તેડાવી તે ત્યાં, કહ્યો સમાચાર રે;
કાલે જળ ભરી ન્હવડાવો, ક્ષણું ના લાગે વાર રે.
મહીપત પાણી ભરવા ચાલ્યો, બીજે નવ અડાય રે;
દશ માટલાં ચુપે આણ્યાં, વળતી ન લેવાય રે.
વિશ્વામિત્ર મધ્યે બેઠો, ઘણો થયો છે ભાર રે;
પાણી મધ્યે રાય તરફડે, કરવો કવણ વિચાર રે.
રોહીદાસ ન્હાવાને આવ્યો, કહે સાંભળ મારા તન રે;
આ માટલું મુજ માથે મેહેલો, માનો એક વચન રે.
સુત કહે રાજા એ શું બોલ્યા, કરીએ એક વિચાર રે;
હું આવીને તમને અડું તો, કોપે જમદાધાર રે.
રાજા નેત્રે આંસુ આવ્યાં, ઉત્તર કાંઈ ન દીજે રે;
જળમાંહી ડૂબકી મારીને, મસ્તક ઉપર લીજે રે.
વિશ્વામિત્રને રીસ ચઢી, ત્યારે કરવો કવણ ઉપાય રે;
વાડીમાંહે ચંપો સુંદર, ત્યાં પુષ્પ અલૌકિક થાય રે.
કમળ સરખું સુગંધ ઝાઝી, સોના સરખો રંગ રે;
સર્વ બાળકે તેને દીઠું, થયો લેવા ઉમંગ રે.
આંજઈ રાજાને ભેટ કરું તો, કામ તેહનું થાય રે;
હાથ તે ઉપર નવ ઘાલે, રોહીદાસ લેવા જાય રે

---

૧ સાડા સાત વરસની પનોતી.

પુષ્પ જઇને કરમા ઝાલ્યું, નહીં ઉતરવાનો લાગ રે;
થઇમા રૂપ થયું તે વેળા, થયો મણિધર નાગ રે.
બાળક કહે સહુ રોહીદાસને, જાળવજે તું વીર રે;
કાલે[1] બળ કર્યું પણ કાંઇ ન ચાલ્યું, પગે ડસ્યો
જઇ ધીર રે.

વૃક્ષ ઉપરથી હેઠા પડતા, ગયા નીસરી પ્રાણ રે;
બાળક સહુ રૂદન કરે, શું કીધું પુરૂષપુરાણ રે.
સમાચાર સર્વે સંભળાવા, આવ્યા માળી કેરે ધામ રે;
તારૂં માણુસ સરપે કરડયું, વહ્યું સર્વે કામ રે.
વાત સાંભળી દુ:ખ પામ્યાં, ચિંતાતુર નર નાર રે;
હવે પાછો કાહાથી મળશે, કુંવર ગુણ ભંડાર રે.
થોડા દહાડા રહ્યો એ ઘરમા, આપણ પામ્યા સુખ રે;
એની માતને જઇ સંભળાવો, નીહાળે એનું મુખ રે.
માણુસ મોકલ્યુ એક માળીએ, જ્યા તારલોચની
નાર રે;
તેના ઘરમા બ્રાહ્મણ જમતા, કહ્યો બન્યો સમાચાર રે.
નારીએ વાત છાની રાખી, વિપ્રને નવ કહેવાય રે;
એક વસ્ત્ર પેહેરી વેગળા બેઠા, તમને ન ઘટે
વૈકુંઠરાય રે.

વલણ.

ન ઘટે વૈકુંઠરાય એવુ, તારાલોચની ઉચરી,
શ્રોતા જન શ્રવણે ધરી, એક વાર બોલો શ્રી હરિ.

---

૧ બાળકે

મહુરૂ ૪૦ મુ-રાગ મેવાડો.

ઘડી ચાર પાછલો દિન, કહ્યું વિપ્રને તેય વચન;
પિતા એક હતો મારે તન ડસ્યો સાપ ને થયો પતન.
તેનો કરવો કવણ ઉપાય, કાઇ અપાવો તો રૂડું
થાય;
કર્યો તેહતણો ઉપાય, સુત પાસે માતા જાય
દીઠી દેહ બાળકની સાર, નેત્રે નીસરી નીરની ધાર.

ચાલ ૨૨.

નિશાળેથી બાળ તું આવતો, સંગ તે સરખા સાથી,
ઘણો શોભતો લાડકડા તું, જેમ હાથણીઓમા હાથી.
હો બાલુડા બોલોને રે.
પ્રથમ દુખ અજોધ્યા મેહેલી, બીજું દુખ વેચાણા
રાય;
તારૂ દુઃખ જોઇ છાતી ફાટે, કોણ કરશે માગી મહાય.
હો બાલુડા બોલોને રે.
પૂર્વે પૂણ્ય મે કાઇ ન કીધુ પાપ તણો નહીં પાર,
સો આ જન્માતર આવી વળગ્યું, મારા પ્રાણ તણા
આધાર
હો બાલુડા બોલોને રે.
પૂર્વે લોમ[1] બ્રાહ્મણની બાળી, સતાપ્યા નાના બાળ,
નીર વિછોહ્યા માછલા મે, દ્રોહમા[2] નખાવી જાળ.
હો બાલુડા બોલોને રે

---

૧ જમીન ૨ ધરો

ગુરૂતણી મરજાદા નં પાળી, કપટે ધન દ્વિજનું લીધું;
કૈંનાં કુટુંબમાં કળહ ઘલાવ્યો, એકે કામ ન સીધ્યું.
હો બાલુડા બોલોને રે.

એમ કહીને સુત ઉપાડયો, લેઇ સ્મશાને જાય;
રાજાએ આવી કાંટીયું માગ્યું, વળતી બાળ બળાય.
હો બાલુડા બોલોને રે.

રાણી કહે છે સુણો રાયજી, કરહ્યો સાપે તન;
હું વસ્ત્રને તે કયાંથી લાવું, જુઓ વિચારી મન.
હો બાલુડા બોલોને રે.

હરિશ્ચંદ્ર કહે મારે ન ચાલે, પર ઘેર વેચી કાય;
સ્વામી આગળ જુઠું બોલું તો, કોપે વૈકુંઠ રાય.
હો બાલુડા બોલોને રે.

પે'રવાનું વસ્ત્ર ફાડીને આપ્યું, તે લેઈ ચાલ્યો રાય;
ચીતા ખડકીને બાળ સુવાડ્યો, વળતી શી ગત થાય,
હો બાલુડા બોલોને રે.

અકસ્માત વરસાદજ આવ્યો, જ્યારે અધ બળ્યો
થયો બાળ;
શોકાતુર થઇ તારાલોચની, શું થાશે દીન દયાળ.
હો બાલુડા બોલોને રે.

આવ્યું નીર ને ચીતા તાણી, સુતને લીધો માય;
દહેરા પછવાડે લેઇને આવ્યાં, આંખે આંસુ જાય.
હો બાલુડા બોલોને રે.

વિશ્વામિત્રે કપટ કરીને, ચોર્યો ગયનો તન,
તે શોધે પણ કહીં ન જડે, નગ્રમા થયુ વિઘન.
હો બાલુડા બોલોને રે.
જાના[1] જોષી સર્વે તેડયા, પંડિત થઇને જાય,
ચુડેલ આવી એક નગ્રમા, છૈયા ચોરીને ખાય.
હો બાલુડા બોલોને રે
તારા બાળકને કાલે ચોર્યો, મુજ વિના કોણ દેખાડે,
કહ્યુ ન માનો ભૂપતિ મારૂ તો, જુઓ દહેરા પછવાડે.
હો બાલુડા બોલોને રે.
રાજા કહે અનુચરને તેડી, સમાચાર લેઇ આવો,
દહેરા પછવાડે જે હેય તેને, અહીં તેડી લાવો.
હો બાલુડા બોલોને રે
અનુચરે જઇ જોયુ દહેરામા, ક્રોધે બોલ્યા વાણી,
બાલ સુદ્ધા તેડી લાવ્યા તારામોચનની રાણી
હો બાલુડા બોલોને રે
પ્રથુ રાજા કહે બાળક ખાયો, એને તે શુ કીજે,
પંડિતજીને પૂછી જુઓ, દંડ એહનો ઘટે જે.
હો બાલુડા બોલોને રે
પંચ ઇંટાલી[2] પ્રથમ કરાનો, પંડિત બોલ્યા વાણી,
બધા નગ્રના લોક તેડાવી, નાખો કેશને તાણી
હો બાલુડા બોલોને રે.

---

૧ જાણીતા પ્રસિદ્ધ ૨ ગુન્હેગારને જમીનમાં ખભા સુધી દાટી પછી ગામના લોક પથ્થર મારીને મારી નાખે તેને પંચ ઇટાલી કહે છે

કયમે મારી નહીં મરે એ, કયેમ ઉતરશે ગેસ;
અપચના ચાકરની પાસે, છેદાવો ને શિષ.
હો બાલુડા બોલોને રે.

વલણ.

મનસુબો ખોટો રચ્યો, વાર્તા સઘળે વિસ્તરી;
શ્રોતા જન શ્રવણે ધરી, એક વાર બોલો શ્રી હરિ.

મધુરૂં ૨૨ મુ—રાગ મારૂ.

કેહે છે તારાલોચની રાણી, વહારે ચઢજો પુરૂષ પુરાણી.
દીનબંધુ દયા નિધિ કહાવો, વિશ્વ ભર તે વા'રે આવો.
મુજ અબળાના આધાર, પ્રભુ પરાક્રમનો નહીં પાર.
વેદ વાળ્યા બ્રહ્માના હરિ, અવતાર મચ્છનો ધરી.
મથ્યો સાગર તેણી વાર, લીધો કૂર્મતણો અવતાર.
હરિણ્યાક્ષ મારી ભૂમિ આણી, થયા શુક્ર સાર ગપાણી.
પ્રલ્હાદની વહારે ધસ્યા, વિઠ્ઠલ વર ખભે વસ્યા.
ભકતને રાખ્યો જેમ, પ્રભુ મુજને રાખો તેમ.
ઘણી ચુક હશે પ્રભુ મારી, જેવી તેવી દાસી તમારી.
છળ્યો બળીને વિશ્વાધાર, થયા ત્રિકમ દેવ મોરાર.
ફરશુરામ રઘુનંદન સાર, કમળાવર કૃષ્ણ મોરાર.
પ્રભુ બુદ્ધ કલકી સાર, પરાક્રમનો ન આવે પાર.
દુઃખ દે છે બહુ લોક મુને, સભારૂં શામળીયા તુંને.
ટોળે મળ્યા નગરના લોક, દેખે તેને ઉપજે શોક.
સહુ મળીને દીધું દુઃખ, અતી ન મચકોડે મુખ.

હરિશ્ચંદ્રને તેડું જાય, લેઈ ખ ગ ને આવ્યો રાય
નારીને કહે છેદવું શિષ, સંભારો શ્રી જગદીશ.
પાય નમીને બોલી નાર, થયા સન્મુખ દેવ મોરાર.
સ્વામી હાથે મૃત્યુ થાય, પાપ કોટી જન્મનાં જાય.
માગ આત્માના આધાર, સ્વામી હૈડાકેરા હાર.

ખડ્ગ તાણીને ત્રુટે રાય, તાહાં આવ્યા વૈકુંઠરાય.
હરિશ્ચંદ્રનો ઝાલ્યો હાથ, માગ્ય માગ્ય બોલ્યા દીનાનાથ.
જે માગે તે આપું તુજને, તે તો વેચાતો લીધો મુજને.

વિશ્વામિત્રે દીધું બહુ દુ ખ, તમે ન મચકોડયું મુખ.
ત્રણ કાશીમાહાં વેચાયા, જીત્યાં જગ્ન ને લાભ કમાયા.
એવુ બોલ્ય ગરૂડગામી, રીઝ્યા કોટી બ્રહ્માડનો સ્વામી.
ગરૂડે ગોવિંદ ત્યાં વિરાજે, સ્વરૂપ જોઇ મન્મથ[1] લાજે.

બે કુંડળ ઝળકે કાન, તેતો રવિ શશિ કોટી સમાન.
નાશિકા સુકશી બિરાજે, અલંકાર અતિ શોભા છાજે.
શોભે અધર બિંબ ફળ સાર, દંત પંક્તિ હીરાની હાર.

---

૧ કામદેવ

ચારૂ ચીબુક ચંચળતા કરતા, મોટા મુનિવરના મન હરતા.
અંબુજ લોચન અમૃત સરિયા, શોભે તિલક કેસરી કરીયાં.
ધર્યો મુકટ મસ્તક હેવેશ, રાજ ખીટલીઆરા કેશ.
કંબુ કંઠે હીરાના હાર, ધરી ખડ્ગ વારી શોભા સાર.
પદ્‌મ રાગ મણિ સુંદર સોહે, ગજ મણિ માળા મન મોહે.
ભ્રગુલાછન સુંદર ભાસે, છેશ્રીવત્સ લાછન પાસે,
અંગે પુષ્પનો સુંદર હાર, મધ્યે તુલસી ને મંદાર.
કટી લંક કેસરી તણી, કીંકણીની શોભા ઘણી.
ચરણ કમળે અટકે મન, જેનું ધ્યાન ધરે મુનિ જન.
સોળ ચિન્હ તે સુંદર ધરીયા, પ્રભુ ભકતો કાજે કરીયા.
જે કોઇ ધ્યાન કમળનું ધરે, મન મધુકરને વશ કરે.
તે ચિત્ત વચિત ધ્વજાય, પાપ પવર્ત ઉડી જાય.
કામ ક્રોધ મદ મત્સર ત્રાસે, અંકુશ જોતા સર્વે નાશે.
ચીંતવે ચક્રને કોય, તેને શત્રુ દમે નહીં સોય.
જે કો વજ્ર વિષે ચિત્ત ધરે, પાપ પર્વત ખંડન કરે.
અષ્ટખૂણમા સિદ્ધિ સાર, નવ નિધિ વસે તે દ્વાર
સ્વસ્તિક શોભાએ ભરીસુ, જવ ચિહ્ન ચિત્તને હરીસુ.
ઉર્ધ્વ રેખા જેને પાય રહી, તે પાછો પડાય નહીં.
ચંદ્ર રેખા શોભા સાર, થાય જશનો તે ભંડાર.
ભકિત મુકિત જ્ઞાન ભણાય, માટે સારી કમળ રેખાય.
ત્રણ તાપ તે ત્રિકોણ હરે, ધરી રેખા મોથી સરે.

ભવ નીધીનું જે પાળી. જેણે ગોપદ ઉરમાં આણી.
મનુષ્ય રેખા મીર મરાવે, બિંદુ જોતાં તાપ ન આવે.
મચ્છ રેખા મંગળકારી, જાઉં અંબરની, બલીહારી.
એવાં ચિહ્ન શોભાએ ભરીયાં, હરિશ્ચંદ્રે ઉરમાં ધરીયાં.

પીતાંબર દામણી સારી, જામો શોભે સારો જરતારી[1].
લીલો પટકો કસબની કોર, મોતી ઝુમખાં શોભા જોર.
અજાન ભુજ આયુધ ચાર, શંખ ચક્ર ગદા પદ્મ સાર.
આવ્યા રમા સહિત રણછોડ, પ્રભુએ પૂર્યા દાસના કોડ.

હરિશ્ચંદ્રે દંડવત્ કર્યો, અત્રે કર તે મસ્તક ધર્યો.
જે જોઇએ તે આપું તુજને, આજ હોંસ ઘણી છે મુજને.

રોહીદાસ સજીવન કરી, રૂપ કંદર્પ સરખું હરિ.

હરિશ્ચંદ્ર કહે વૈકુંઠરાય, તપ ઋષિતણું નવ જાય.
થયું તમારૂં દર્શન, તે વિશ્વામિત્રનું પુણ્ય.
પ્રભુ રાજા નમીયો પાય, મારો અપરાધ કરો ક્ષમાય.
હરિશ્ચંદ્ર વસ્યા નગ્રમાંહી, મેં મૂર્ખે જાણ્યા નહીં.

હવે કરવો કવણ વિચાર, મારો અફળ ગયો અવતાર.
મારે ઘેર કન્યા અભિરામ, ચંદ્રમતિ છે તેનું નામ.
રોહીદાસને પરણાવો સ્વામી હુંસ પૂરોને અંતરજામી.
કાશી રાજાનો આણ્યો તન સાર, વિશ્વામિત્રે ચોર્યો તે ઠાર.

---

૧ કસબી, જરથી ભરેલો. જર કસી.

તારા લોચની પ્રસન્ન થયા, કૃતાંજલી પ્રભુ આગળ રહ્યાં.
તાંહા મંડપ રચના થાય, તેની શોભા કયેમ કહેવાય.

વલણ.

શોભા કયેમ કહેવાય, હરિશ્ચંદ્ર સત્ય જશ વિસ્તરી;
ભક્તિ ભાવે પ્રભુ વશ કર્યા, એકવાર બોલો શ્રી હરિ.

મહુરૂં ૨૨ મું—રાગ ચાલ ફેર.

કાશી રાજા હર્ખે ઘણું, હરિ કરૂણા રે;
તેણે તેડચા નગ્રના લોક, શ્રી હરિ કરૂણા રે.
નગ્ર સોહાવો નેહશું, હરિ કરૂણા રે;
રૂડાં શેરી શોભે ચોક, શ્રી હરિ કરૂણા રે.
હાટ વાટ ને શેરીઓ, હરિ કરૂણા રે;
તોરણ કળશ ધ્વજાય, શ્રી હરિ કરૂણા રે.
મંડપ રચના બહુ બની, હરિ કરૂણા રે;
નવ ગ્રહની મુર્ત્તિ સ્થપાય, શ્રી હરિ કરૂણા રે.
વરરાય વરઘોડે ચડયા, હરિ કરૂણા રે;
સાથે શોભે દેવ મોરાર, શ્રી હરિ કરૂણા રે.
હરિશ્ચંદ્ર બેઠા હાથીએ, હરિ કરૂણા રે;
સાબેલા શોભે સાર, શ્રી હરિ કરૂણા રે.
તારાલોચની સાથે બહુ સુંદરી, હરિ કરૂણા રે;
લીધો લાંમણદીવો હાથ, શ્રી હરિ કરૂણા રે.
વાજીંત્ર વાજે અભિનવાં, હરિ કરૂણા રે;
શંખ ભેર કાંસી સંગાત, શ્રી હરિ કરૂણા રે.

આતશબાજી છૂટે ઘણી, હરિ કરૂણા રે;
નાચે પાખરીયા કેંકાણ, શ્રી હરિ કરૂણા રે.
પાણીપંથા અરગજી, હરિ કરૂણા રે;
ચંપકને ભમરવાન, શ્રી હરિ કરૂણા રે.

કચ્છી કાળા કાબરા. હરિ કરૂણા રે,
પર્વત ને હીંદોળ, શ્રી હરિ કરૂણા રે.
બીલોરા બંગાલી માળવી, હાર કરૂણા રે;
રૂપાવણાં ગતા ચોળ, શ્રી હરિ કરૂણા રે.

ખોડવાળો એકે નહીં, હરિ કરૂણા રે;
પાયે સોનાની સાંકળ, શ્રી હરિ કરૂણા રે.
હીંડે મદ ઝરતા માતંગ, હરિ કરૂણા રે;
વર ગજા તોરણે ભલ, શ્રી હરિ કરૂણા રે.

પીરશી કલુઓ પાંકણું, હરિ કરૂણા રે;
ત્યાં પાથરણાં પથરાય, શ્રી હરિ કરૂણા રે.
સહુ બેઠા મંડપમાં જઇ, હરિ કરૂણા રે;
વરરાજા આવ્યા મંડપ માંહી, શ્રી હરિ કરૂણા રે.

પાટ પાથરણા સંગાત, હરિ કરૂણા રે;
કંન્યાને નવરાવી માયારે, હરી કરૂણારે શ્રી હરિ.
કંકણ ચુડી હાથ, શ્રી હરિ કરૂણારે,
મામે તે કંન્યા પધરાવીયા હરિ કરૂણા રે.

શોભે સરખા સરખી જોડ શ્રી હરિ કરૂણા રે,
હર્ષ થયો નર નારને, હરિ કરૂણા રે,
પોહોત્યા મનના કાડે, શ્રી હરિ કરૂણારે

**વલણ**

પો'તી મનની આશ પૂરણ, પ્રથુ રાજા રાણી
ઉર ધરી,
શ્રોતા જન શ્રવણે સુણો, એક વાર બોલો
શ્રી હરિ.

**મધુરૂં ૨૩ મુ–ચાલ ધોળની**

એ તો રૂડો આનંદનો વિવાહ રે, પ્રથમ ધોયા
વરકન્યાના પાય રે;
વરમાળ હસ્ત મેલાપણ થાય રે, માનિની તો
મલપતી મંગળ ગાય રે.
માગણ સુત બંદીજન જશ બોલે રે, નાવે કોઇ
અવધપતિને તોલે રે,
સ્વસ્તિ ત્યાં તો પહેલું મંગળ વર્તાય રે, હવે ત્યાં
તો શા શા દાન અપાય રે.
પહેલે મગળ ગજ રથ અશ્વ સાર રે, બીજે
મંગળ હેમ તણા શણગાર રે;
ત્રીજે મંગળ મહીષી ને ગાય રે, ચોથે મંગળ
દાસી દાસ સૈન્યાય રે.
રૂડી રીતે મંગળ વર્ત્યાં ચાર રે, ચંદ્રલોચની
સાસુ પ્રીસ્યો કંસાર રે,
બ્રાહ્મણોનાં દાન ચુકવી દીધાંરે, પરણી ઉઠી
ધ્રુવના દર્શન કીધાં રે.

વરરાજા જાની વાસે જાય રે, સાથે મળી પ્રભુને
નમીયા પાય રે;
જાતજાતનાં પ્રીસ્યાં ઘેર ધાન્ય રે, રાખે રાખી
પંદર દિવસ જાન રે.
મંડપ માંહે કીધી પેહેરામણી રે, આપી
વિધવિધની વસ્તુ ઘણી રે;
કન્યા તેડી રાજા અજોદ્યા જાય રે, વિશ્વામિત્ર
સાથે વૈકુંઠરાય રે.
નગ્ર પ્રવેશ અવધપતિનો થયો રે, બ્રાહ્મણીને
બ્રાહ્મણ તેડી ગયો રે;
નગ્રે તો નિરખ્યો નાથ નરેશ રે, વર કન્યા શોભે
સુંદર વેશ રે.
ગાંધીસુત હાથ જોડીને રહ્યા રે, માગી આજ્ઞા
તપ કરવાને ગયા રે;
રાણી રાજા વસિષ્ઠને નમીયાં પાય રે, સત્ય રહ્યું
તે તમારી કરૂણાય રે.
ગુરૂ કે' છે ધન્ય મારા યજમાન રે, ભૂતલમાંહી
ભૂપ નહીં તમ સમાન રે;
રાજા આવી પ્રભુને નમીયા પાય રે, નાથ તમે
ઘણી કરી કરૂણાય રે.
પ્રભુ કહે છે વિલમ કાંઇ ન કીજે રે, જે જોઇએ તે
મુખે માગી લીજે રે;
હરિશ્ચંદ્ર કહે આપો એક વચન રે, પછે હું માગું
જગજીવન રે.

સ્વામી મારૂ સર્વ અજોદ્યા ગામ રે, વીમાન
બેસી આવે તમારે ધામ રે,
કીડી કુંજર મનુષ્ય મહારાજ રે, પ્રસન્ન થઇને
કરવું સહુનું કાજ રે.

વલણ.

ધવલ ધનાશ્રી જે સુણે, ન્હાય પ્રાગનો માઘ,
કથા સાભળે હરિશ્ચંદ્રની, તેનુ પૂરણ મોટું ભાગ્ય.

## મધુરૂ ૨૪ મું-રાગ ધવલ ધન્યાશ્રી

રોહીદાસને રાજ સોપ્યું, હરિ હરિશ્ચદ્ર રાયજી,
વિમાન મગાવ્યા વૈકુંઠનાથે, હૈડે હર્ખ ન માયજી.
નગ્ર મધ્યે જાણું કીધું, ચાલો સહુકો જનજી,
અભિમાન મૂકી અ તરમાથી, નિર્મળ કીજે મનજી.
રહ્યાતણું જો ચિત્ત હોય તો, રહો રોહીદાસની
પાસજી,
સુખ સમૃદ્ધી ભોગવો, ધરણીધર અવાસજી.
સર્જ્યું મધ્યે જે જન ન્હાયે, ચતુર્ભુજ તે થાયજી,
નર નારી વિમાને બેસે, ભાગ્ય કહ્યુ ન જાયજી
રોહીદાસને રાયે તેડયો, મસ્તક મેહેલ્યો હાથજી,
સામ દામ દ ડ ભેદની, સર્વે શીખવી વાતજી
જ્ઞાન વૈરાગ્ય ભકિતનો મહિમા, ગુરૂતણી સેવાયજી,
સાધુ બ્રાહ્મણ ગામ પૂજેથી, સુખ પામે પ્રજાયજી

વસિષ્ઠગુરૂનું કહ્યું માનજો, અહો માત ને તાતજી;
એટલું કહી વિમાને બેઠા, નરનારી સંગાતજી.
દેવતાઓ દુંદુભી વાગ્યાં, પુષ્પ વૃષ્ટિ ત્યાં થાયજી;
સુર નર સર્વે એમ ઉચરે, ધન્ય ધન્ય હરિશ્ચંદ્ર રાયજી.
સત્યવાદી રાજા કો ન મળે, રહ્યું જુગોજુગ નામજી;
મહીપતિએ મોટો જશ લીધો, તાર્યું સઘળું ગામજી.
વિમાન આવ્યાં વેગે કરી, થયું વૈકુંઠનું દર્શનજી;
રત્ન કનક ઝળકે સુંદર, થયાં મન પ્રસન્નજી.
હરિશ્ચંદ્રના મનમાં આવ્યું, નહી મુજ જેવો રાયજી;
સર્વ નગરને સાથે તાર્યું, બહુ પામ્યો શોભાયજી.
વળતી તો વિમાન ખન્યાં છે, બોલ્યા વૈકુંઠરાયજી;
તમને આપ્યું આ ઠેકાણું, વૈકુંઠ ન અવાયજી.
વૈકુંઠના જે વાસી કહીએ, તેને નહીં અભિમાનજી;
મન વિષે તમે મોટમ આણી, રહોને આણે ઠામજી.
હરિશ્ચંદ્ર કહે બેહુ કર જોડી, સ્વામી વૈકુંઠરાયજી;
હું તો નહીં આનો ને ત્યાંનો, સાથે સર્વ પ્રજાયજી.
અવગુણ હોય બહુ બાળકકેરા, મન ધરે નહી માતજી;
બુડવું ને તરવું શ્રીકમજી, સર્વ તમારે હાથજી.
અધવચ ધામ આપ્યું અલબેલા, કયેમ જીવે આ જગ્તજી;

પતિત પાવન બીરદ તમારૂં, કહે વેદ મુનિને જનજી.
ઘણું થાશે ઓછું બોલશે, ભૂતલમાં જન જેહજી;
તેનો વિભાગ આંહાં આવશે, રહેશે સહુના દેહજી.
પ્રભુએ નગ્ર રચીને આપ્યું, હરિશ્ચંદ્ર પુર નાથજી;
આવજો વૈકુંઠની મધ્યે, રહેવાનો આ ઠામજી.
એમ કહીને પ્રભુ પરવર્યા, વૈકુંઠ મધ્યે જાયજી;
અગસ્ત ઋષિએ સંભળાવી તે, રામે સુણી કથાયજી.
દ્રોણાચલ લેઇ હનુમાન આવ્યા, હર્ખ્યા રાઘવ રાયજી;
હનુમાન આવી ચર્ણે નમીયા, સહુને ઉલટ થાયજી.
સુષેણે ઓષધીઓ લખી, લક્ષ્મણને અંજન કીધુંજી;
આળસ મરડી તતક્ષણ ઉઠયા, સહુનું કારજ સીધ્યુંજી.
કપીપતિ અંગદ મુખ પામ્યા, રીંછપતિ રણધીરજી;
ધૂમકેતુ આદે, બીજા, હર્ખ્યા સર્વે વીરજી.
દેવતણાં દુદુંભી વાગ્યાં, વર્ત્યો જયજય કારજી;
પાછો પર્વત ત્યાં મેલાવ્યો, આણ્યો તેણે ઠારજી.
કુંભજ કેરી પૂજા કીધી, રઘુનંદન નમીયા પાયજી;
તમ દર્શનથી બહુ સુખ પામ્યા, મુજને કહી કથાયજી.

પર ઉપકાર મુનિવર પૂરણ, પ્રેમ પૂજાના પાત્રજી,
તમ સરખા દિનકરની આગળ, તાપ રાત્રી કુણ માત્રજી
આશીષ દઈને મુનિ પરવર્યાં, પોહોચ્યા મનના કોડજી,
ગાય શીખે ને સાભળે તેને, કૃપા કરે રણછોડજી
ન પુત્રવતી પુત્ર પામે, નિર્ધન પામે ધનજી,
ક્ષત્રી તે શૂરાપણુ પામે, બ્રહ્મ તેજ બ્રાહ્મણજી
હરિભકત ભકિતને પામે, પ્રભુતણો મહિમાયજી,
કલિમા નામ હરિનું મોટું, સુણતા પાતક જાયજી
નવ દરવાજા મધ્યે રહેવું, નગ્ર નગીનાવાદજી,
વાણીતણો વિસ્તાર કર્યો, ગુરૂ સત તણે પ્રસાદજી
દશ ગગ ને ચાલ જુજવી, મધુરા ચોવીશ વખાણુંજી,
સુદર રચના ચોપાઇ કહીએ, પાચસેને પંચાણુંજી.
ખેડાનાળ બાજ પુર મધ્યે, વિપ્ર રાજા રામજી,
ભકિત ભાવ વિષે મન અટકયું, તે ગુન ગોવિંદરામજી
કલ્યાણ ભકત પ્રથમ ગુરૂ છે, મનગુરૂ પ્રીતમ પ્રકાશજી,
તેમના કિંકરનો હું કિંકર, ગુણ ગાયા ગોવિંદ દાસજી
તેમનો બોલાવ્યો બોલ્યો છું, કવિ ન દેગો ખોડજી,

તુક ચીજ ઝડ ઝમક ન જાણું, ગુણ ગાયા શ્રી રણછોડજી.
ઠાકોર સુંદર કુંજ વિહારી, રામલાલ રસ ભરીયાજી;
નારણદેવની કૃપા થકી, હરિશ્ચંદ્રે જશ વિસ્તરીયાજી.
સવંત (૧૮) અરાઢ છપ્પન, (૫૬) નવરાત્રી અષ્ટમી ગુરૂવારજી;
ભાવ ધરીને ગાય સાંભળે, કૃપા કરે મોરારજી.
શ્રીનાથજી સુંદર બિરાજે, તેહના જશ જે ગાયજી;
હરિ ગુરૂ સંત સેવશે, આવાગમન ન થાયજી.

વલણ

અવગુણ ન જુએ દાસના, એ સ્વામીની ટેક,
ભકત વિભીષણ સુગ્રીવનો, કીધો રામ વિવેક.[1]

---

૧ સવત્ ૧૮૭૮ ના પ્રથમ અશ્વિન સુદિ ૧૩ સ્થિર વાસરે ૯૬ પુસ્તકમ્ આખ્યાન હરિશ્ચંદ્રનુ, ભક્ત વવવરામ ગોવિંદરામ પરીક્ષ વાક્યેણ લખાવિત પંનાર્થં પોતે ૯૬ પુસ્તક શ્રીરસ્તુ શુભં ભવતુ કલ્યાણ મસ્તુ

# મીરાંબાઈ.

## પદ.

ગણપતિ નમો રે નમો, જય જય ગણપતિ
નમો રે નમો.
સરસ્વતિ સાહ્યક ગણપતિ દાયક, મોદક લાડુ
જમો રે જમો. જય જય.
તીન લોક કે તુમ હો દાતા, અવગુણ મારા
ખમો રે ખમો. જય જય.
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, ભકત ઉદ્ધારણ
તમો રે તમો. જય જય.

## પદ.

ખેલ કરે છે ગણપતિ, આનંદી આગળ—
ખેલ કરે છે ગણપતિ.
બ્રહ્મા આવે ને વિષ્ણુ આવે.
સાથે આવે છે સરસ્વતિ. આનંદી.
ડમરૂં બજાવતા શંકર આવે,
સાથે આવે છે પાર્વતી. આનંદી.
રામ આવે ને લક્ષ્મણ આવે,
સાથે આવે છે સીતા સતી. આનંદી.
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
અંતર ના રાખો એક રતી. આનંદી.

૫૬.

જોગીડા તું મારે ઘેર રમતો જા,
રમતો જા, તું જગતો જા. જોગીડા.
કાનમા કુંડળ, શિરપર જટા;
અંગે વિભૂત લગાવતો જા. જોગીડા.
હાથમાં પોકો, બગલમા ઝોળી,
ઘેર ઘેર અલખ[1] જગાવતો જા જોગીડા.
હાથમાં કુંડી ચપટી માડી ભાગ,
પ્યાલે પ્યાલે મને પાતો જા. જોગીડા.
બાઇ મીરા કહે પ્રભુ ગિરધરના ગુણ,
ચર્ણ કમળ ચિત્ત દેતો જા. જોગીડા.

૫૬.

સુંનો હમારો દેશ, શ્યામ વિના સુંનો હમારો દેશ. ટેક.

લખ પતીયા મેરે શ્યામકું ભેજું,
તજુંગી તમારો દેશ. શ્યામ વિના.
ઝરમર ઝરમર મેહુલો બરસે,
નદી રે નવાણુ ભરેશ શ્યામ વિના.
મીરાબાઇ કહે પ્રભુ ગિરધર નાગર,
ચરણુ કમળ ચિત્ત રે'શ શ્યામ વિના.

---

૧ ( અ=નહિ+લક્ષ=નજર, ધ્યાન, ) લક્ષમા ઉતરી ન શકે એવા પરિબ્રહ્મ, પુરુષોત્તમ

ચમના કે તીર હરિ ધેનુ ચરાવે,
મોરલી બજાવે નંદલાલા. ભજ.
વૃંદાવન હરિ રાસ રચ્યો હે,
સહસ્ર ગોપી એક નંદલાલા. ભજ.
ગોકુલ છોડી હરિ મથુરા આયે,
સંગ સખા લીએ વ્રજ ગ્વાલા. ભજ.
કંસ રાજાકો બસન[1] લુંટાયો,
પહીરાયે સબ વ્રજ ગ્વાલા. ભજ.
માર મારીને મલ્લ પછાડે,
રંગ મહેલમેં નંદલાલા. ભજ.
કેશ ગ્રહી હરિ કંસ પછાડયો,
માર્યો નૃપતિ શીશુપાલા. ભજ.
ઉગ્રસેનકો રાજ્ય દિયો હે,
કીયો મથુરાકો ભૂપાલા ભજ.
બાઇ મીરા કહે પ્રભુ ગિરધરના ગુણ·
ચર્ણ કમળ ચિત્ત જપુ માળા. ભજ.

### ગગ કેરબો

જોગી જોગન બનાકે કીદર ગયો રે,
બનકે સદાશિવ બાલમો. જોગી જોગન.
હાથમેં ઝોળી, બગલમે સોટા,
ઘર ઘર અલખ જગાઇ ગયો રે. બાલ સ્નેહી. જોગી.

---

૧ વસ્ત્ર

ચુવા ચંદન ઔર અરગજા,
કેસર ગાગર શીરપે ધરી રે.                    હોરી.
બીંદા બનકી કુંજ ગલનમેં,
રાધે જોડી ભઇ અગળી રે.                    હોરી.
મીરાંકે પ્રભુ ગિરધર નાગર,
ચલી હરિ પાય પડી રે.                    હોરી.

પદ (૩)

આ અંગીયાં રંગ ડારીયાં મોહન મોરી.
ચુવા ચંદન ઓર અરગજા,
કેસરકી પીચકારી રે.                    મોહન.
ઉડત ગુલાલ લાલ ભયો બાદલ,
સગે ભીંજી મોરી સારી રે                    મોહન.
વૃંદા વનકી કુંજ ગલનમેં,
ખેલ મચ્યો રંગ ભારી રે.                    મોહન.
તુમ હો લાલ નંદબાબા કે,
હમ બ્રખુભાણ દુલારી રે                    મોહન.
મીરાબાઇ કહે પ્રભુ તીહારે મીલનકું,
તુમ જીતે હમ હારી રે.                    મોહન.

પદ

જળ જમનાકો પાની કોન ભરે, નદીઆંકો પાની—
કોન ભરે.—ટેક
આણી તીરે ગંગા વારી પેલી તીરે જમના,
વચમા કાનુડા તારી ધેન ચરે રે                    જળ.

ઘર મેરા દુર ગાગર શીર ભારી,
નાંનાં બાળક રોઇ રોઇ મરે રે. જળ.
મીરાંબાઇ કહે પ્રભુ ગિરિધર નાગરઃ
ચર્ણ કમળમાં ચિત્ત ધરે રે. જળ.

૫૬

મડી હળશે મારૂં, મોહનરાય મડી હળશે મારૂં.
લાખ ટકાનું મારૂં માટ નંદાશે, શું રે જાશે
તારૂં. મોહન.
તમે રે વનમાળી વ્હાલા ન કરો આડી,
અમે રે છીએ વહુવારૂ. મોહન.
ફૂલ પડે તેના ચોરસ શુંથે, લોક બોલે
નારૂ[1] મોહન.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, બીરદ જાશે
તારૂં. મોહન.

૫૬

નીશદિન લાગ્યો રે તેરો ધ્યાન, ગોપાલ.
નિશદિન.
બંસીકી ધુની સુની ભઇ બાવરી, સર્વસ ત્યાગો રે.
નિશદિન.
બૃંદાબનકી કુંજ ગલનમેં, આનંદ લાગ્યો રે.
નિશદિન.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, એ ભવ ભય હવે
ભાગ્યો રે. તેરો.

---

૧ નારૂં, ખોડ "તમે મને કાઇ નાર કારૂ દીઠી કે શું ?"

૫૬

પેલા વનમાં તે મોરલી વાગે છે,
ઘેલી ફરૂં હું ગોકુળ ગામમાં;
હરિ વિના દિલ મારૂં દાઝે છે. પેલા.
સોલે શણગાર સજે મારી સજની,
ઘુમ ઘુમ ઘઘરા વાજે છે. પેલા.
કાને કુંડળ હરિને મુદ્રા સોહીએ,
મસ્તક મુકટ બિરાજે છે. પેલા.
મીરાંબાઇ કહે પ્રભુ ગિરિધર નાગર,
પ્રભુજી મળે દુઃખ ભાગે છે. પેલા.

૫૭

કહો કયાં છે ઉદ્ધવ મારો વ્રજવાસી.
(તમને) મારા સમ જો મુજને ના કો'તો;
(કહો) કેવી છે કુબ્જા દાસી. કહો.
અમે હૈયામાં બળીએ, મનમાં ટળવળીએ,
જાણું કરવત મેલાવું જઇ કાશી. કહો.
વ્હાલો વૃંદાવન માંહી રાસ રમતા,
આંખ મીંચાવી ગયો નાશી. કહો.
કઠણ હૃદયના કા'નજી પોતે,
એણે પય પીતાં મારી માસી. કહો.
મીરાંબાઇ કહે પ્રભુ ગિરિધર નાગર,
તારા ચરણ કમળની હું દાસી. કહો.

પ૮.

વિઠ્ઠલ રહ્યો રે વસી, મારે મન વિઠ્ઠલ રહ્યો રે વસી—ટેક
કા'નુડો તો કાળો નાગ છે, મને હૃદે કમળમાં ડશી.
મારે.
ચિત્તડામાં ચટકાવી મુજને, સૂધ ના રહી પછી કશી.
મારે
ઓઅડીયાં પટારામાં મેલો, શાને પાઓ છો ઘસી.
મારે.
ગોકુલ ગામની ગોપીઓ સર્વે, ગોવિંદ સન્મુખ રહી
હસી મારે.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, મારગમા મળ્યાં રે
ધણી. મારે.

પ૯.

કા'નજી વિના કેમ ચાલે, માડી મારે કા'નજી વિના
કેમ ચાલે.—ટેક.
ગૌ ચેરાવા હું રે ગઇતી, કર્મદા વીણી વીણી આલે.
માડી.
કાચાં પાકા ને મીઠા મધુરા, વીણી વીણી મુખમાં ઘાલે.
માડી.
ગોકુલથી વૃંદાવન સીધાયો, જઇ મથુરામા મ્હાલે.
માડી.
મીરાંબાઇ કહે પ્રભુ ગિરધર નાગર, બોલડા હૃદેમાં સાલે.
માડી.

# ઇંદ્રાવતી.

## ખટ ઋતુવર્ણન.

### વર્ષાઋતુ ( ૧ )

### રાગ મલાર

મારા વ્હાલાજી રે વલ્લભ, કહું એક વિનતી રે,
મારા કર્મતણી રે કથાય, સુણો મારી આપ વીતી રે.
આવ્યો તે માસ અષાઢ, કે ઋતુ મલારની રે,
જાણ્યું કરી રે વ્હાલાશું વિલાસ, લેશું લ્હાણુ અધરનીરે.
મારી જોગવાઇ હુતી જેહ, સફળ થશે આ વારની રે,
જાણ્યૂં આવી માયા મારી, ભાજશં હાય સંસારની રે.
વર્ષાઋતુ કર્મે કાઢી વિદેશ, અવગુણ હુતા અપાર રે,
હવે એણે સમે ધણી વિણ, લેશે કોણ સારને[1] રે.
વ્હાલા વરસે તે મેઘ મલાર, વીજલડીના સાટકા રે,
મને વ્હાલાજી વિના આ ઋત, લાગે અંગ આટકા રે.
મોરલીયા કરે રે કીગોર,[3] સુણીને ગર્જના રે,
મારો જીવ આકુળ વાકુળ થાય, સુણી સુર કોયલનાં રે.
મૂને કેમ કરી રેણી જાય, બપૈયો પિયુ પિયુ લવે રે,
સુંદરી કહે આ વાર, તેડો ચરણે હવે રે.
નિશ દિવસ દોહિલા જાય, પિયુજી વિના અંગના રે,
મારૂં કાળજડું રે કપાય, મારા વ્હાલાજી વિના રે.

---

૧ ખબર, અતર ૨ મોરની માદા, ઢેલ ૩ ટહુકા

અચકે વાએ વાય ? ઊછાળે વન વેલડી રે,
હૂ તો વ્હાલાજી વિના રે વિદેશ, ઝુરૂ છુ એકલી રે.
મારી વહેલી તે લેજો સાર, વ્હાલાજી હુ વિરહિણી રે,
મારા દિવસ દોહિલા જાય, વિશેષે આ રયણી રે.
**ઈંદ્રાવતી** કહે અવગુણ, નિસારો અમતણા રે,
મેં જે કીધારે અપાર, વ્હાલાજીનુ અતિ ઘણા રે
હવે વાદળ મળીયા મલ્હાર, શોભા લીયે વનરાજ રે,
રચી પોતે વરને મેઘ તેડી ભીડો અંગના રે.
ધરાએ કીધો શણગાર ડુંગરડા નીલયા રે
એણી સમે રે આધાર, કેમે શીતલ કાયા રે
મારી વહેલી તે લેજો સાર, નહીં તો જીવ ચાલશે રે,
પછે આવીને લેજે સાર, કાયા મારી પડી હશે રે.
મારા અવગુણ ઘણા રે અનંત પણ છેહ કેમ દીજીએ રે,
એણે વચને **ઈંદ્રાવતી** અંગ, વ્હાલા તેડી લીજીએ રે.

---

શરદઋતુ (૨)
રાગ આસેરી

શરદની ઋતુ રે સોહામણી રે, રળી પ્રેમની રે,
મૂને વ્હાલાજી વિના કેમ જાય ?
હો વ્હાલૈયા હુ જે વિદેશણીના પિયુજી રે
મને ક્ષણ વરસો સો થાય
વ્હાલાજીરે ડહોળા તે જળ નહી ગયા,

---

૧ તીના

હવે આવ્યાં તે નીર્મળ નીર,
પિયુજી વિના હું એકલી,
તે ત્યાં કેમ રાખુ મન ધીર. હો.
વ્હાલાજી રે વન છાયું દ્રુમ વેલડી,
હવે ધણી તણી આ વાર,
હું રે વિદેશણીના પિયુજી;
મૂંને ચરણે તેડો આ વાર હો.
વ્હાલાજી રે નીર ઝરણે રે કુપ ભર્યા,
નદી સર[૧] ભરીયાં નવાણ,
પણ એ જળ વ્હાલાજી વિના,
મારા વિલસંતા સૂકે પ્રાણ હો.
વ્હાલાજી રે જીવ મારો મુંને દહે,
અંગે તે ઉપજે દાહ
અવગુણ મારા છે અતિ ઘણા,
તમે રખે મન આણો રાજ. હો.
વ્હાલાજી રે શ્રાવણ માસની અષ્ટમી,
કૃષ્ણ પક્ષની જેહ.
મૂને એ રેણી વ્હાલાજી વિના,
ઘણું દોહિલી ગઇ તેહ હો.
વ્હાલાજી રે એમ તમે મોશું કાં કરો,
મારા હો પ્રાણનાથ

---

૧ સરોવર

આવી કરૂં તુમશું ગુંજડી,
મારી વીતકની જે વાત. હો.

વ્હાલાજી રે અષ્ટમી ભાદરવા તણી,
કાંઇ શુકલ પક્ષની રાત,
એ રયણી રૂડીય છે,
મારા જન્મ સંગાતી સાથ હો.

વ્હાલાજી રે મેં તો એમ ના જાણીયું,
જે મોશું થાશે એમ,
જો હું જાણું કરશો વિરહિણી,
તો કંઠ બાંહુડી ટાળું કેમ. હો.

વ્હાલાજી રે ભાદરવા માસની ચતુર્દશી,
કાંઇ અતિ અજવાળી થાય,
એહ સમો નવ સાચવ્યો,
મારૂં તલવારે અંગ છેદાય હો.

વ્હાલાજી રે એ રેણી જે સીધાવીયા,
વ્હાલો પહોત્યા તે ધામ મોઝાર,
એણે સમે મને એકલી,
તમે કાં રે કીધી નિરાધાર હો

વ્હાલાજી રે તમે તો ઘણુએ જણાવીયુ,
પણ મેં ના જાણ્યું હૂં અધમ,
જો હું જાણું થાશે એવડી,
તો તમને મૂકું કેમ. હો.

વ્હાલાજી ચતુર્દશી આસો તણી,
કાંઈ બ્રહ્માંડ થાપ્યો પ્રકાશ;
એ રજની મૂને એકલી,
તમે કાંય કરી નિરાશ. હો.

વ્હાલાજી રે પૂનમ રાતનો ચાંદલો,
કાંઇ વન શોભે અપાર;
રાસની રાતનો ઓચ્છવ,
મુને કાં ના તેડી આધાર. હો.

વ્હાલાજી રે અવગુણ મારા છે અતિ ઘણા,
તમે રખે મન આણો સ્વામી;
વિરહિણી કહે મૂને તમ વિના,
અમ ઉપર થઇ એ ઘણી. હો.

વ્હાલાજી રે વિનતા વિરહિણી કેમ કીજીએ,
એવડો ન કીજે રોષ;
જો જીવ દેહ મૂકી ચાલીયો,
તમે ત્યારે થાજો નિર્દોષ ! હો.

હવે ચિત્ત આણી ચરણે તેડજો,
એહ હવે ટાળો આધાર;
એણે વચને ઇંદ્રાવતીને,
વ્હાલો તેડી લેશે તત્કાળ. હો.

---

( પ્રકરણ બે, ચોપાઇ ૩૨. )

## હેમન્ત ઋતુ ( ૩ )

### રાગ સિંધુડો.

ઋતુ રે આવી રે વ્હાલા હિમની, મેઘલીયો
પોકર્યો પોતાને ઘેર આપ;
ઋતુ રે શીતલ લાગે મૂને દોહિલી, હવે મૂને
કાં ન તેડો પ્રાણનાથ.
ચાંદલીયો થયો રે વ્હાલા નિર્મળો, વાદલીઓ
ગઇ પોતાને (ઘર) ઠામ;
હજી ન સંભારો રે વ્હાલા તમે વિરહિણી,
કાં ન ભાળો રે રૂદીયાની હામ.
દર્શન દેજો રે વ્હાલાજી દયા કરી, આ ઋતુ
મેં ના ખમાય;
જૂઓને વિચારી રે વ્હાલૈયા જીવશું,
કાળજડૂં મારૂં માંહિ કપાય.
નેણાં તલસે રે વ્હાલાજીને નિર્ખવા, શ્રવણ
તલસે વાણી રસાળ;
વાચા તલસે રે વ્હાલાજીશું વાતડી, જાણું કાઢું
રૂદીયાની ઝાળ.
અંગ તે તલસે રે વ્હાલાજીને ભીડવા, જીવ
તલસે જોવા માંહે જ્યોત;

(જો) પહેલું ના જાણ્યું મોશું થાશે એવડી તો,
નિધી હાથે આવી કેમ ખોત.
સાથ મળી વસો છો જ્યારે સાંમટાં, ત્યારે અમ
વિના તમને કેમ સુહાય;
મૂંને રે વ્હાલૈયા તમ વિના, પળ તે પ્રલે કાળ
જેવી થાય.
અવગુણ મારા રે (વ્હાલાજી) અતિ ઘણા, સ્વામી
વિના કેને કહું મહારાજ;
વ્હાલાજી વિના રે અંગે અગ્નિ બળે, દેહ માહે
ઉપજે રે દાઝ.
વન રે છાહ્યું રે વ્હાલાજી દ્રુમ વેલડી, શીતલ ધરા
ને શીતલ વાય;
શીતલ જળ ને શીતલ છાહિડી, પણ મારે અંગે
ઉતાપો થાય.
હો દાઝને ભાજો રે મારા અંગની, જેમ મૂંને
થાય કરાર;
સુંદર સ્વામી રે સુહામણા, વિરહ ના રે ખમાય,
( મારા જીવનના આધાર )
અણ ને જાણે રે દુ ખ અનંત સહ્યાં, પણ જાણ્યું
દુઃખ કેમ ખમાય;
વ્હાલાજી વિના રે હવે જે ઘડી, તે તો જીવને
કઠણ ઘણું જાણ્ય.
વિષય વિરહે વ્હાલૈયા આ રત તો, તે સુખી
થાય મળે જીવન,

હવે નેં કહોરે વ્હાલૈયા તેંમ કરૂં, જીવ દુઃખ
પામે રે મન
દીપનો મેળો[1] રે ઉચ્છવ અતિ ભલો, જિહાં
શણગાર કરે સ્વામી સર્વ સાથ;
એણું નેં સમેં રે વ્હાલજી મૂંને તેડજો, જે આવી
ને મળૂં મારા પ્રાણનાથ.
સાથ નેં સુણો રે કહૂં એક વાતડી, સ્વામી મૂંને
દેતા કેટલું માન;
એ સુખ માંહેથી કાઢી કરી, કર્મે દીધી તતક્ષણ
રાંન.
રણવગડામાં સાથ હું એકલી, વિલખૂં રાત ને
દિન;
જો કોઇ મનેં તો કહે ઇંદ્રાવતી, રખે કોઇ કરો
રે કર્મ.
આ વસ્તી વસે રે સુંદર સુહામણી, સ્વામી એહા
નોત્તમપુરી માંહ;
એહ જ પુરી માંહે અમે રહું, પણ કર્મ ન દીએ
મેળો ક્યાંહ.
અનેક વિધે રે સાથ હું વિલપતી, પણ મેળો ન
થાય એક ક્ષણ;
એ અચરજ જૂઓ તમેં નાથજી, કર્મ તણા એ
છે રે ગુણ.

---

૧ પ્રણામી પંથનો આ એક ઉચ્છવ હોય એમ લાગે છે.

વળીને વિશેષે રે વજ્ર લેપના, મારા જેવું કરજો માં કોય !
એહુજ પુરી માહે રે અમેં રે'તાં, રણવગડું જુઓ કેમ હોય.
એણું સર્વે રે વજ્ર લેપના, દુ:ખને દીઠાં રે અનેક;
હુવે નેં વ્હાલાજી રે દયા કરો, તો ટળે મારા વજ્ર લેપ.
દયાને રખે તમેં વિસરો, ઇંદ્રવાતી હળવી રે થાય;
એણું રે વચનેં વ્હાલોજી તેડશે, અંગના આવીને લાગશે પાય. (૧૯)

( પ્રકરણ ૩ જુ ચોપાઈ ૫૧ )

## શિશિર ઋતુ ( ૪ )

### રાગ ધન્યાશ્રી.

શીત ઋત પિયુજી તમ વિના, મૂને અતિ અળખામણી થાય;
વાય તે ઉત્તરકેરા વાયરા, તે તો મારે તલવારે ઘાય.
હો ટાઢી ઋતુ રે વ્હાલાજી શીતની, ટાઢી ને લીંની થાય રાત,
એણી ઋતે કેંમ વિસર્યા, અર્ધાંગના તમારી પ્રાણનાથ.
શીત ઋતે જળ જોના જામીયાં, તમે હજીએ ન લ્યો મારી સાર !

જીવ કાયાને નહીં તો મૂકશે, તે તમે લેશોરે
નિરધાર.
દુઃખ ને દોહિલાં ઘણાં ભોગવ્યાં, પણ વિરહ દુઃખ
મેં ના ખમાય;
જીવડો રૂએ નિશદિન ।પયુ વિના, આંસુડાં તે
અંગ ના માય.
જળ તે શીતલ નયણે વહી ગયાં, હવે અગન
થૈ અતિ જોર;
નિશ્વાસ જેમ ધમણ ધમે, વળતો જીવ કરે રેવકોર.
એવી ટાઢી ઋતે દંતડા ખડખડે, અંગની ત્વચા તો
કરમાય;
એક ને પિયુજી તમ વિના, કૈં કૈં અવટની થાય.
શીત ઋતે પત્ર જેમ ખેરવ્યાં, તેંમ વસંત વિના
વનરાય;
રંગ ને રૂપ ઋતે હરી લીયાં, પછે સૂકીને ભાંખ-
રીયો થાય.
આ ઋતે અગ્નિ જોર વળે, વાય ને અગ્નિ ટાઢી વાય;
હિમ ને પડે રે બળે સર્વ વનસ્પતિ, વળીને
વિશેષે દાઝં દાહ.
તેંમ મારા જીવને તમ ।વના, આ ઋતુ એણી પેરે
જાય;
હવે રખે રાખો ક્ષણ તમ વિના, હું લળી લળી
લાગૂં છું પાય.

આ ઋત વ્હાલા મૂને એમ થઇ, હુજી દયા તમને ન થાય;

નૂતનપુરી મેળો કેમ થશે, જ્યારે જીવ નીસરીને જાય.

માયાનો મેળો ઘણું દુર્લભ, નહીં આવે તે બીજીવાર;

રખે જાણું માયા મેળો ન થાય, તે માટે કરૂં છું કરાર.

મો[1] વિરહિણીનો મેડ ભાંજજો, તમેં છો દયાવંત,

વલવલતી કરૂં છું વિનતી, પછે આવશે તે મારો અંત.

વેળા થશે જો એ વાતની, તો ત્યા દુઃખ કરશો નિરધાર;

જો જીવ કાયા મૂકી ચાલીયો, પછે કરજો કાયાની સાર !

જીવને નીસરતાં ઘણું સોહિલૂં, કાંઇ દુઃખ ના ઉપજે લગાર !

પણ વિમાસી જો વિચાર કરૂં, માયા મેળો કેમ છોડું આધાર.

હવે કૃપાના સાગર તમે કૃપા કરો, જેમ આવીને ભીડૂં અંગ;

મૂ વિરહિણી રે વ્હાલૈયા, મૂને તેડીને રમત કરો રંગ.

જો તુમેં ભીડો જીવને જીવશું, તો ભાંજે મારા અંગની દાઝ;

---

૧ મારો.

જીવ થાય મારો સકોમળ, જેમ વસંતમાં રે વનરાજ.
વસંત આવે વન વિમળ કરે, મારો જીવ મોરે તતકાળ;
મને જેણે ક્ષણ વ્હાલોજી મળે, હું તેણે ક્ષણ લેઉં રંગ લાલ.
જેમ રંગ લીએ મુમોલો(?)મેહ વૂઠે તતકાળ;
તમને મળે રંગ એમ લજો, ઈંદ્રાવતીના આધાર.
ઈંદ્રાવતી આરત કરે, મળવાને ઉલ્લાસ;
એણે વચને વ્હાલોજી તેડશે, જઈ કરશું વ્હાલાશું વિલાસ. (૧૯)

(પ્રકરણ ૪ ચોપાઈ ૭૦).

## વસન્ત ઋતુ (૫)

રાગ વસન્ત

સુઋતડી આવી રે મારા વ્હાલા, વસન્ત ઋત રળિયામણી;
તમો વિના મારા સ્વામી ધામના, લાગે અળખામણી.
તમે પડદા પાછા કીધા પછી, વળી આવી તે આ વસન્ત;
તે પછી તમશું રમવાની, લાગી છે ખરી મૂને ખંત.

હવે તત્‌ક્ષણ તેડો મારા વ્હાલા, આ ઋતુ એકલાં
ન જાય;
સ્વામી વિના કામિની ઘણું કલપે, રોતાં તે વ્હાણું
વાય.
દિન દોહેલા જાય ઘણૂં મૂને, વળીને વિશેપે
વસન્ત;
તે તમે જાણો છો મારા વ્હાલા, જે વિધ જીવને
વહંત.
ઋતુ માહે ઋતુ વસંત ઘણી રૂડી, જેમા મોરે
વનરાય;
વિધવિધના રંગ લીએ રે વેલડીઓ, વન તણે કંઠે
વળાય.
એણી ઋતે એકલડી મૂને, કેમ મૂકો છો
પ્રાણનાથ,
જીવ સકોમળ કુંપળ મેળે, રમવા શ્યામળીયાની
સાથ.
અમૃત વા વાય રે વસંતનો, લેહેરો લીયે વનરાય;
એ ઋતુ દેખી જીવન વિના, તે મારે જીવ ન
ખમાય.
હવે કઇ વિધ કરૂં રે મારા વ્હાલા, તમે કાં થયા
મોશું એમ;?
મૂને મેહેલી એકલડી, તમે વસશો કરારે કેમ.?
અનેક અવગુણ હોય જો મારા, તોયે તમે લેશો
સાર;

અમેં કલપતા તમેં દુખાણો, તે નિશ્ચે જાણો
નિરધાર.
મેં મારા કર્મ ભોગવતા, દીઠા તે દુખ અતિ
ઘણા
પણ મારૂં દુખ દેખી તમે દુખાણા, મૂને તે
દુખ સાલે તમતણા
સાથ માહે આવી મારા વ્હાલા, અંતરાય કીધી
મોશું એહ,
આકાર તમારો અમ સમો, દુખ સુખ દેખે દેહ
અંતરગત આવી મારા વ્હાલા, બેઠા છો આકાર
માંહ્ય,
આકાર દેહ ધરો માયાનો, તે માટે કેણે ના
ઓળખાય
એ આકાર સ્વામી માયા માહે, બેઠા છો
અંતરીખ,
પણ કેમ છાના રહો તમે અમથી, અમે તમારા
સરીખ
હવે મે તમને દીઠા જુગ્તે, ઓળખીયા આધાર
તે માટે તમેં તેડજો તત્ક્ષણ, મળ તો થાય કરાર
હુતાશનીનો ઉચ્છવ અતિ રૂડો, આવી રમૂ
અબીલ ગુલાલ
ચુઆ ચંદન અને અરગજા, હું છાટી કરૂં
વ્હાલાજીને લાલ.

સુંદર સાથ મળીને રમીએ, વ્હાલાજીશું રંગ અપાર;
લોપી લાજ રમં હૂ તમશું, ઇંદ્રાવતીના આધાર.
હવે વહીને તેડો રે મારા વ્હાલા, રમવા હુર્ખ ના માય;
સુંદર વર મારા રે તમને, આવીને જીતું તેણે તાય;
ઇંદ્રાવતી અર્ધાંગના તમારી, કલપે વિના સ્વામી ધામ;
એણે વચને તત્ક્ષણ મુને તેડશો, મળીને ભાંજીશ મારી હામ. (૧૮).

(પ્રકરણ ૫ ચોપાઇ ૮૮).

### ગ્રીષ્મ ઋતુ (૬).

રાગ મારૂ, ધુમાર

વ્હાલાજી વિના ઋતુ ગ્રીષ્મ હો,
ઋતુ ગ્રીષ્મ વ્હાલાજી વિના રે,
ઘણી દોહિલી મૂને જાય,
પિયુજી વિના હું એકલડી,
ક્ષણ વરસો સો થાય.

ગ્રીષ્મની ઋતુ આવી રે વ્હાલા, વેલડીઓ સોહે વનરાય;
ફૂલ ફળ દીશે રે ઉત્તમ, એણી ઋતે વન સોહાય.

ધોડી છાયડી સોહે વનની, ફૂલડે રંગ પરિમલ
અપાર,
એણી ઋતે મારા વ્હાલૈયા, મુંને તેડીને રમજો
આધાર.

રમવાને જીવ તલમે માગે, રૂડી રમવાની આ
ઋત,
ખાત ખરી મળવાની તમશું, લાગી રહી છે
મારા ચિત્ત.

કોયલડી કરે રે ટહુકા, સુડલા કરે રે કલ્લોલ,
એણી ઋતેહ્ એકલડી, રોઇ નેણાં કરૂં રંગ ચોળ

વાદર મોર ક્રીડે વનમાં આનંદે દેખી વનરાય,
એણે સમે વ્હાલાજી વિના, મ્હેહશું કાળજડું
કપાય

ભમરા મદમાતા કરે ગુંજારવ, લેઇ ફૂલડે મ્હેકાર,
એણી ઋતે સ્વામી ધામમાં રે'ના, ઘડી એક તે
કેમ રે'વાય,

એણી ઋતે અમને નવ તેડો તો, જીવ ઘણો
દુ ખી થાય.

દિન દોહેલા ઘણું એ નિગમૂ, રેણી તે કેમે ન
જાય,

*કઠણાઇ એવી કાં કરો વ્હાલા, હજી દયા નવ
થાય.

બીજાં દુઃખ અનેક ખમૂં પણ, સ્વામીનો મેહ ના ખમાય.
કળકળે જીવ ને કાંપે કાયા, કરે નિશાસા નિશદિન;
નયણે જળ આવે નીરઝરણાં, કાંઇ અખટ થાય ઉત્પન્ન.
એક નિશાસે જીવ નીસરે પણ, દુઃખ ખમું છું તે જુઓ વિચાર;
તે વિનતી કરૂં રે વ્હાલા, સુણો ઇંદ્રાવતીના આધાર.
દેખે જીવ દુઃખ ઘણું દુર્લભ, મેલ્યો સ્વામીનો અવાસ;
શ્રી ધામ મધ્યે મેલીશ દીવો, પણ દુર્લભ મેળો સંસાર.
નૂતનપુરીમાં સ્વામી મળવાને, જીવ ન મુકે કાયા
સ્વામીના વિછોડા ધરે ક્ષણ નહીં, વિછોડો મેળા માંહે માયા.
આ મેળો દુર્લભ તે માટે, નહીં આવે બીજી વાર;
તે માટે જીવ કલપે મારો, નૂતનપુરી મળવા આધાર.
હવે ન થાય મેળો શ્રી દેવચંદજીશું, જો કીજે અનેક ઉપાય
ઘેર મેળો અખંગ છે પણ, નૂતનપુરીએ ન થાય.
સુંદર શ્રીમુખ વચન સાભરે, ત્યારે જીવને કલેજે લાગે ઘાય

એણે વચને ઇંદ્રાવતી એ, વ્હાલોજી કીધા
છે નરમ.
હવે તત્ક્ષણ સ્વામી તેડવા આવશે, વ્હાલે
સાભળીયા સમાચાર;
એ વચન સુણીને ઇંદ્રાવતીને, વ્હાલો રૂદીયાશું
ભીડશે આધાર. (૨૪)

( પ્રકરણ ૭ ॥ ચોપાઈ ૧૧૨ ॥ )

## અધિક માસ.

### રાગ ધનાશ્રી

સુણોને વ્હાલૈયા, કહુ મારી વીતક વાત,
આવડાં તે દુ ખ તમે કા દીધા રે નિઘાત.
અત સઘળી રે ઘણુ એ હું કલપી, પણ વ્હાલૈયે
ન લીધી સાર;
ના જાણું જીવ મારો કેમ કરી રાખ્યો, નહીં તો
ના રહે નિરધાર.
સ્નેહ વ્હાલાજીનો સાભરતા એક નિશાસે
જીવ જાય,
પણ ના જાણું તમે કેઇ વિધ કરીને, જીવ
રાખ્યો કાયા માહ્ય.
જ્યારે જીવ હુતો રે નિદ્રામાહે, તેનો તે જુઓ
વિચાર;

હવે કશેને પૂરા કસોટીએ, તમે પારખું લેશો
મારૂં નેટ.
હું અંગ રાખું વ્હાલાજીશું મળવા, નહીં તો
તત્ક્ષણ દેઉ નવેર;
વળી મેળો ન આવે નૂતનપુરી, તે માટે કરૂં
છું જોર.
વલ્લભતણો સ્નેહ મેં ન ખમાયે, વળી ને વિશેષે
હમણા;
પ્રબોધપુરીમાહે પ્રબોધ દીધો, હવે મનોરથ
છે અતિ ઘણા.
તે માટે હું સ્નેહ સહું છું, જીવ રાખું સમજાવી મન;
નૂતનપુરીમાં તમશું મેળો કરી, મારે સાંભળવાં
છે શ્રીમુખ વચન.
જેણી રૂતે મૂંને કીધી પરદેશણ, વળી તે આવ્યો
અષાડ,
હજી વિછોડા ના ભાંજે રે વ્હાલૈયા, જીવને થે
વળી વાઢ.
વાઢ વિશેષે થે રે જોરાવર, તે ઉપર દીધું વળી
લણ;
અવગુણ મારા તમે આપ્યા ચિત્તશું, હવે ખબર
લેશે મારી કુણ.
મૂં વિલસંતાં તમેં દયા ના કીધી, હવે શું વાંક
કાઢું તમારો;

દિન ઘણા હું રહી તમ સારૂ, હવે જો જો તમેં
જોર અમારો.
આ પહોરો છે કઠણ એવો, તમે થૈ બેઠા અળગા
અવલ,
કલકલ્યાનું ઈંહાં કામ નહીં, જીતીએ પોતાને
બળ.
✓કેડ બાંધીને જ્યારે કીજે ઉપાયો, ત્યારે તમેં
થાઓ નરમ,
✓આપોપં જ્યારે નાખીએ આખ ભીંચી, ત્યારે
તમને આવે શરમ.
**ઈંદ્રાવતી** કહે વળી મનોરથ પૂરજો, જો તમે
રાખો પોતાની લાજ;
તતક્ષણ આવીને તેડી જાઓ, જેમ કાઢું મારા
રૂદીયાની દાઝ (૧૯)

(પ્રકરણ ૭ મુ ચોપાઈ ૧૩૧).

## ખટ્ ઋતુનો કળશ.

### રાગ બિલાવલ.

વચન વ્હાલાજીનાં વ્હાલેરાં રે લાગે; સંભળાવો
ચર્ચા મીઠી વાણ
વચન જે તારતમ્ય તણાં, હવે નહીં મૂકું
નિરવાણ.

સણીયાં જે સુંદરતણાં, ના મૂકીયે એહ વચન;
આટલા દિવસ મેં વિચાર ન કીધો, નવ લીધૂં વચનનું ધન.
ઘણા રે દિવસ મેં નવ જાણ્યા રે વ્હાલા, વચન તણી જે નીધ;
જીવનાં નેત્ર ઉઘાડી કરીને, તમે દયા કરીને મૂને દીધ.
ચર્ચા જે શ્રીમુખ તણી, સુંદરવાન વચન;
એનો વિચાર મોશું કરોરે વ્હાલા, મોકળું મેલીને મન.
પેરે પેરેની પ્રીછવણી કરી, વિધવિધનાં કહો દ્રષ્ટાંત;
વ્રજ રાસ ને ઘરતણી, મૂને કહો વિવેક વૃત્તાંત.
અડી કાજે તમેં કીધાં મારા વ્હાલા, સાથ મળવાને જેહ;
તેહતણો વિચાર કરીને રે, મૂને જુગ્તે પ્રીછવો વળી એહ.
તારતમ્ય તણો વિચાર કરો રે, પહેલો ફેરો થયો કેઇ પેર;
કેણી પેરે મનોરથ કીધા, જાગ્યા કેઇ પેર ઘેર.
આંણે ફેરે અમેં કેમ કરી આવ્યાં, તમે આવ્યા છો કેમ;
તમેં કોંણ ને તમ માંહે કોણ, મૂને કહી પ્રીછવો વળી એમ.

પોતે પ્રગટ પધાર્યાં છો, આઠા ઢઓ છો વ્રજને રાસ,
ઈંદ્રાવતીશું અંતર કાં કીધું, તમેં દીઓ મૂને તેનો જવાબ.
આપોપું ઓળખાવી મારા વ્હાલા, દર્પણ દાખો છો પ્રાણનાથ,
દર્પણનું શું કામ પડે જ્યારે, પહેરે તે કંકણ હાથ.
મૂને અમલ માયામાં જોર હતું, તમેં તે માટે કીધું અંતર,
હવે તમેં પડદા ટાળ્યા રે વ્હાલા, આપ છપશો કેઈ પેર.
આપોપું ઓળખાવી કરી રે, મૂને દીધો વિદેશ;
અવગુણ જે મેં કીધાં મારા વ્હાલા, તેની તમે હજી ન મૂકો રીસ.
મૂને માયા અમલ હતો જોરાવર, તે માટે કીધા અવગુણ,
આપ થૈં જ્યારે પડે કુવામાં ત્યારે કહો વાંક તેહ તણો
તમેં કહેશો જ્યારે તારતમ્ય આંમન્યો ત્યારે આપ દાદેવાયે કેમ,
તેહુતણો પડ ઉત્તર દેઉં, તનેં ગમ્યો દ્રઢ કરી મન.

વચન સુણ્યાં તે ગ્રહ્યાં મન માંહી, જીવને પુરી મોહ જળ લહેર;
તે દુઃખ તમને દેવતાં, જીવને ન આવ્યો વહેર.
વળી કહેશો જે નિર્દોષ થાય છે, પણ નથી થાતી નિર્દોષ હુંય;
સ્વામી સાંમી બેસી આ મોહ જળમાં, લેખું કંઇ વિધ કરૂંય.
હવે ને કહૂં તે સાંભળો, હું વિનતા વ્હાલાજી તમારી;
અવગુણ જો અનેક હોય મારા, તોએ તમે ત્યોને સુધારી.
જે મેં તમશું કીધા રે અવગુણ, તેની તમે વાળો રીસ;
આપોપું ઓળખાવી કરીને, તમે દીધો મુને વિદેશ.
એક પુરીમાં આપણ બેઠાં, મૂને કીધો પરદેશ
વિરહતણી જે વાતો મારા વ્હાલા, હૂં તમને આવી કહેશ.
જે વિરહ તમે દીધોરે વ્હાલા, તે શિર ઉપર મેં સહ્યો;
અવગુણ સાટે તમેં એ દુ:ખ દીધાં, હવે પાડ કેનો નવ રહ્યો.
હવે હૂં આવી તમ પાસે, તૂં જાઇશ નાઠો કયાંહી;

તેં છેતરી ઘણા દિન મૂને આધે, તે વહાર વુઠી ત્યાંહી.
અંગ ઉમંગ ન માય રે વ્હાલા, હવે તો શું કરૂં કેહી પેર;
પહેલું અંગ લીડીને દાઝ ભાજુ, પછે તેડી જાઉં મારે મંદિર.
જ્યાહ લગે પાડ હુતો મારે માથે, તિહાલગે હુતી ઓશીઆળી,
હવે મારીપર જોજ્યો રે વ્હાલા, હૂં ન ટળૂં તોથી [1] ટાળી.
હવે મેં જીત્યો તુને ચોપે કરી, મેં ઓળખીયો આધાર,
અનેક વાર જીત્યો રે આધે, વળી ને વિશેષે આ વાર
કેહી પેરે વાદ કરીશ તૂં મોશું, તૂ છે મારો જાણ્યો,
જિહા જેહી પેર કહીશ રે વ્હાલા, તિહાં આવશે મારો તાણ્યો.
જો એક પગભર રાખું તૂને, તો હૂં ઇંદ્રાવતી નાર,
દિન ઘણા તૂં છપ્યો મોશું, હવે નહીં છપીશ કે નિર્ધાર.

---

૧ તમારાથી, તારાથી

હવે જેમ નચવૂં તેમ નાચો રે વ્હાલા, આવ્યા ઇંદ્રાવતીને હાથ;
તે વશીકરણની દોરીએ બાંધૂં, જેમ દેખે સઘળો સાથ.
જોઇએ કોણ મુકાવે રે જોરાવર, તે કોઇ દેખાડો નાર;
મારે મંદિરથી કોણ મૂકાવશે, વશમાં રે આવ્યા આધાર.
જો કોઇ સુંદરી હોય રે જોરાવર, તેને શીખવું વશીકરણ વાત;
વિધવિધની તેને દિશા દેખાડૂં, જેણે વશ થાય પ્રાણનો નાથ.
દેતાં શિક્ષા કોઇ જોર ન દાખે, તો સખી બળ કરી મૂકાવશે કેમ;
ઇંદ્રાવતીને વશ પડયા છો હવે, જેમ જાણશે કરશે તેમ.
<u>એવી કંઠમાળા[1] ઘાલૂં તેહ સબંધની, પોપટ કરૂં નિલડે પાંખ્ય;</u>
<u>પ્રેમતણા પિંજરા માંહે ઘાલી, હું થાઉં સાકર</u> નેં દ્રાખ.
હવે હૂં કહીશ તેમ તું કરીશ, મૂને મેહ દીધો અતિ જોર;

૧ લીલી

તોએ તેં મારી ખબર ન લીધી, મેં કીધો ઘણો
બકોર.
ખાર હોય તે હું વાળું રે વ્હાલા, ઘણા દિન
હુતી રૂદે જ્વાળ;
જ્યારે મેં તમને ભીડયા રે અંગશું, ત્યારે રૂદે
ઠર્યું તત્કાળ.
જીવ સકોમળ કુંપલ કાઢી, ક્ષણ ન લાગે વાર;
ફુલે રંગ ફુલ ફુલી રે તત્ક્ષણ, રંગ રંગ્યો વિનતા
આધાર.
ઇંદ્રાવતીને એકાંત હાથ આવ્યા, હવે જોજ્યો
અમારૂં બળ;
તે વશીકરણ હું કરૂં રે તમને, જેણે અળગા ના
થાઓ નિશ્ચળ.
હવે અધક્ષણ હું અળગા ન કરૂં, આત્માએ
લીધી આત્માશું બાથ;
જીત્યો મેં તૂને જોર કરીને, દેખતાં સર્વ સાથ.
તેજશું તેજ હું કરૂં રે મિલાવા, જ્યોતિને
જ્યોત છે ભેળાં;
અંગ સદૈવ છે રે એકઠાં, પર આત્માને મેળ્યાં.
અનેક વાસનાએ તમને ઓળખીયા, પણ મેં
ઓળખ્યા ધાંમ સ્વામી;
તે મોશું ટાળા ઘણા રે કીધા, પણ મેં જીત્યો
વિધ ઘણી.

હું ઘણી વ્હાલી ધામ ધણીની, મેં જીત્યો
અનેક વાર.
હવે ચણું લાગી અંગ લીટી ઇંદ્રાવતી, મુને
મારે સ્વામીએ કીધી સનાથ;
મનના મનોરથ પૂરણ કરી, વ્હાલે લીધી પોતાની
પાસ.
સાથ હતો જે ઇંદ્રાવતી સાથે, વ્હાલે પૂરી તેની
આશ;
સકળ મનોરથ પૂરણ થયા, ફૂલી તે રાસ પ્રકાશ.
( ૪૬ )

( પ્રકરણ ૮॥ ચોપાઇ ૧૭૬ ॥ શ્રી ષટ્ ઋતુ સંપૂર્ણ. ॥ )

---

## રતનબાઇ.

### રેંટીયાનું પદ.૧

આઇ રે, અમને રેંટિયો વ્હાલો, રેંટિયો ઘરનું
મંડાણ જો;
પરણી ત્રિયા છોડીને ચાલ્યો, ગયો પરદેશ
કંથ કમાણ જો.
બારે વરસે પરણ્યો આવ્યો, દોઢ ત્રાંબિયું
આણ્યું રે;

---

૧ તા. ૨૫ મી મે ૧૯૨૪ ના નવજીવનમાંથી ઉતાર્યું છે.

ગંગા માંહે નાવા પેઠો, દોઢ ત્રાંબિયું પાડયું રે.
માત તાત ને સમરે આસુએ, અમને કીધાં અળગાં રે;
દુઃખ નિવારણ રેંટિયો ધાર્યો, તેને જઇને વળગ્યાં રે.
દેણું ઉતાર્યું સઘળું પિયુનું, વ્યાજે રૂપૈયો વાધ્યો રે,
સુખને કારણ રૂપૈયો રૂડો, પુણ્યે કંત એ લાધ્યો રે.
દેરાણી જેઠાણી આવી, બોલે મીઠી વાણી રે;
રેંટિયાના પસાયથી[૨] તો, બીજી આણે પાણી રે.
રેંટિયાના પસાયથી તો, કોટી કામ મેં કીધાં રે;
દાન દીધાં મેં અતિ ઘણાં ને, મહિયલમાં યશ લીધાં રે.
તું આણુ તીરથથી ઉપન્યો, રૂડી તારી જાત રે;
દિવસે રાત્રે રેંટિયો કાંતું, ચડીયો મારે હાથ રે.
રેંટિયાથી આભષણ ભારે, પેહેર્યાં ચીર ને સાળુ રે;
મોંઘા મશરૂની કાચળી પે'રી, ભોજન કીધાં વારૂ[૩] રે.
સાસરીયાં પિયરીયાં આવે, બાઇ ઘરે તમે આવો રે;
છોકરડાને ટાઢ વાય છે, ઝલડીયો શીવડાવો રે.
શત્રુંજયની યાત્રા કીધી, સાથે સાસરીયાં પિયરીયાં રે;

૨ પ્રસાદ, કૃપા ૩ સારા, ઉત્તમ

ગોત્ર કુટુંબ સહુ નર ને નારી, સંઘવી નામ તે
ધરીયાં રે.
ત્રણસેં એકાવન માફાની વેલો, ગાડાં ચારસેં
પંચાશી રે,
બસેં ઉપર પંચાણું ઘોડા, ઉંટ ત્રણસેં વળી
છયાશી રે.
હીરવિજય સૂરિ પાત્રિશ ઉપાધ્યાય, પન્યાસ
ગૌતમ જેવા રે,
તેરસેં પાંત્રીશ તપગચ્છના સાધુ, શીલે સ્થલિભદ્ર
જેવા રે.
પાલીતાણે સંઘવણ ઉતરીયા, યાત્રા નવાણું
કીધી રે,
કેસર ચંદને ઋષભજી પૂજ્યા, રૈવતે જઇ લાભ
લીધા રે.
સમેતશિખર ને આબુ ગોડી, સંખેશ્વરો શ્રી
પાસ રે,
નાના મોટા તીરથ ભેટ્યા, મનની ફળી સર્વ
આશ રે.
શિખર બાવનનું ચૈત્યજ કીધું, જિન પ્રતિમા
ઉદાર રે,
પંચ પાષાણ ને ત્રીશ ધાતુની, રૂપૈયા સહસ્ત્ર
ચાર રે
ચિહું બારે રૂડી વાવ કરાવી, છપ્પે રૂપૈયા
છયાશી રે,

કુવા તળાવ વળિયાસું ચંગી, નવસેં ઉપર
છયાશી રે.
હીરવિજય સૂરિ પાત્રીશ ઉપાધ્યાય, ઠાણું ત્રણસેં
ત્યાશી રે;
નવ અંગ પૂજી પારણાં કરાવ્યા, ગુરૂભક્તિ કરી
બારે માસે રે.
આંબેલ ઓળી પાચમ એકાદશી, તપ સઘળાં
મેં કીધાં રે;
છવણી ચાબખી સિદ્ધાંત લખાવી, સાધુ સાધ્વીને
દીધાં રે.
ઉજમણાં ઘર હાટ કરાવ્યાં, સાસુ સસરાનો ખપ
કીધો રે;
દીકરા દીકરી ભત્રીજ પરણાવ્યા, **રતન** રેંટીએ
જશ લીધો રે.
ઘેબર જલેબીએ ગોરણી કીધી, લ્હાણી થાળીની
કીધી રે;
સવા શેર ખાંડ ને એક એક રૂપૈયો, ચોરાશી
નાતે દીધી રે.
બાપ ભાઇ ને સસરો પ્રીતમ, ઠામે સગપણ તેહ રે,
**રતન** રેંટીયો જીવુ ત્યા લગી, કદીએ ન આવે
છેહ રે.
ધરી તરાક ને માળ ચમરખા, તેલ લોટ વળી
પૂણી રે.

અલ્પ માગે ને ઘણું દિયે રેંટીયો, નારીએ
કરી બહુ પૂજીએ.
સાયર ને વનસ્પતિ ડુંગર. ધ્રુવ તારા સૂરજ
ચંદ્રો રે.
કોટિયુગ લગી રહે રેંટીયો, સ્ત્રી ઘર સદા
આનંદો રે.
સોળ પાંત્રીસે ખેડતા નગરે, સુદિ તેરશ
માહ માસ રે;
રતનબાઇએ રેંટીયો ગાયો, સફળ થઇ મન
આશ રે.

---

## કવિ મોતિરામ.

### ( સાસરીયાંની પ્રશંસા )

ગરબી

સહી મોરી રે, ચાંદલીયો ઉગ્યો રે મધ્ય મધ્ય
રાતનો,
સહી મોરી રે, જેવો ને ઉગ્યો રે તેવો આથમ્યો.
સહી મોરી રે, પ્રભુજી પધાર્યા હાથે ડુંગરે,
સહી મોરી રે, પ્રીતમજી પૂરણ બ્રહ્મ મારો પ્રાણ છે,
સહી મોરી રે, સુખડાંના સોહાગી લાલ સુજાણ છે.
સહી મોરી રે, સાસરીયાંનાં સુખ છે મારે મીઠડાં,
સહી મોરી રે, પ્રેમ કરી પીયરીયા નજરે દીઠડાં.
સહી મોરી રે, સાસુડી મારી સૌ સુખનું આડ છે,
સહી મોરી રે, નણદુલી નાનીનો મારે પાડ છે.

સહી મોરી રે, સસરાજીને સાન કરી છે પ્રેમની,
સહી મોરી રે, જેઠાણી વાતો કહે કુશળ ખેમની.
સહી મોરી રે, સાચી છે સાખો તે દીયર જેઠની,
સહી મોરી રે, આપે તો આપે છે સમજણુ ઠેઠની.
સહી મોરી રે, એકલડી ગોલે છે સુખને સાથરે,
સહી મોરી રે, પ્રેમ બીછાના પિયુજી મારા પાથરે.
સહી મોરી રે, હું મારે હરજીભજી ઉર પર ધરે,
સહી મોરી રે, તેમા તે દેરાણી આડા કા ફરે
સહી મોરી રે, સાસરીયામા સુખની વાતો થાય છે,
સહી મોરી રે, મનડાના **મોતી** તે મો ભરાય છે.



( જ્ઞાન તથા ભક્તિ પ્રકાશ. )
ગરબી

( જાય છે જાય છે જાય છે રે, આ વખત ભણ્યાનો વહી જાય છે એ રાગ )

રંગ છે રંગ છે રંગ છે રે, હરિ ભજન કરે તેને રંગ છે.
તત્વમા સત્સંગ છે રે, હરિ ભજન કરે તેને રંગ છે —ટેક
અતે સાચુ હરિ નામ હરિનુ, બીજા બાવળીયાના વન છે રે હરિ.
મારૂં મારૂ મન મૌ કો જાણે, અતે કાયાનો ભંગ છે રે. હરિ.

અચેતને મોહ માયા રે વ્હાલી, ચેતન વાળાને
દુશ્મન છે રે. હરિ
મોતિરામતો રંક હરિનો, તેને ભજન કર્યા પર
મન છે રે. હરિ

— —

ગરબી

જાય છે જાય છે જાય છે રે, હરિભજન કર્યાની
વેળા જાય છે. ટેક
ચેત અચેત નર કહું છું પોકારી, શું અજ્ઞાનમાં
અથડાય છે રે. હરિ
અચેત થઇ કયેમ બેશી રહ્યા છે, તને કામ ક્રોધ
લુંટી ખાય છે રે. હરિ
અમૃતનો પ્યાલો રે મેલી, વિખ ઉપર શું ધાય
છે રે. હરિ
મોતિરામ તો કહે કર જોડી, તને હરિભજતાં
શું થાય છે રે. હરિ

---

ગરબા.

કામ છે કામ છે કામ છે રે, હરિ ભજન કર્યાનું
મારે કામ છે. ટેક
શૌકો શૌના ઘર સંભાળો, કયા રહ્યાનો ઠામ
છે રે. હરિ

આપ આપડા અંતરમાં વિચારો, શું એ
ઠરવાનું નોખું છે રે. હરિ.

આ કાયા તો કાચી રે જાણો, એમા ઓળખો
તો ધામ છે રે. હરિ.

જેને મન ગમે તે આવો, હેયાં તપાશો આમ
છે રે. હરિ.

**મોતિરામ** તો કહે કર જોડી, સાચા સુંદર શ્યામ
છે રે. હરિ.

---

### ગરબી.

એમ છે એમ છે એમ છે રે, હરિ ભજન કરે
તેને એમ છે–ટેક

જન્મ ધરીને હરિ નવ જાણ્યા, તેને તો તેમનું
તેમ છે રે. હરિ.

કોય તો નીંદે ને કોય તો વદે, જેને તે જેવો
પ્રેમ છે રે. હરિ.

આપ આપડા અંતરમા રે ઓળખે, તેને સદાય
કુશળ એમ છે રે. હરિ.

**મોતિરામ** તો કહે કર જોડી, પ્રેમ ત્યા શાનો
નેમ છે રે હરિ.

---

### ગરબી.

એક છે એક છે એક છે રે, જુઓ પૂરણ બ્રહ્મ તો
　　　　એક છે ટેક
જેને હરિનો મર્મ ન જાણ્યો, તેને જુદા જુદા
　　　　ટેક છે રે. જુઓ
કેતુ છે મ્હારૂં ને કેતુ છે ત્હારૂં, એ તો માયા
　　　　તણો વિવેક છે રે. જુઓ.
ખેલ ખેલી નર ખ્યાલમા રે ખેલે, તેને આખો
　　　　સસાર એક છે રે. જુઓ.
મોતિ કહે હરિ મર્મ ન જાણ્યો, તેના કર્મની
　　　　રેખ છે રે જુઓ

---

### ગરબી.

પ્રેમના પ્રેમના પ્રેમના રે, આ શબ્દ કહ્યા છે
　　　　પ્રેમના ટેક
જેણે જગતનો ખ્યાલ રચ્યો છે, આ બાળક
　　　　કે'વાય છે એમના રે. આ
વિશ્વપતિને એ હાર દેયાના, તે હાજર બાળક
　　　　નિત્ય તેમના રે. આ
બાન કરીને જે હરિને ભજશે, એ તો દાસ કે'વાશે
　　　　તેમના રે. આ
મોતિરામ તો રક હરિનો, નહિશા દેછે કુશળ
　　　　ખેમના રે આ.

---

## ગરબી.

લીજીએ લીજીએ લીજીએ રે, સદા નામ હરિનું
લીજીએ. ટેક
પૂરણ પ્રેમ કરી આવે આનંદમા, અંતરમાંથી
રીઝીએ રે. સદા.
છેલ છબીલાનું સ્મરણ કરતા, કોઇ થકી ના
બી'જીએ રે. સદા.
શબ્દ ને સાર સુરતાને સંભારી, ઔર ઝગડો ના
કીજીએ રે. સદા.
શમજ **મોતિ** મનમોહન વરીને, અમૃત રસ
ઘોળી પીજીએ રે. સદા.

---

## ગરબી

મન લહેરી જીવ, જેણે હરિ ભજ્યા તે સૌએ તર્યો
એમ જાણજે
શુ વિચાર કરે, જઇ સ્થાનક બેઠો માણીગર
મહાન જે---ટેક
પહેલા કામ ક્રોધને દહન કરી, મન દૃઢ રાખી
કરો ભકિત ખરી,
જે પૂર્વ જન્મની પ્રીત ઘણી, રે મન લહેરી જીવ.
મમતા માયાનો ત્યાગ કરી, વિસરે નહિ હરિનું
નામ ઘડી,
પછી તારે શાની મન ભીતી રહી, રે મન લહેરી
જીવ.

જીવડા તું જો મનમાં જાગી, સંસારની છે જુઠી
બાજી,
તું શીદને મરે છે કુટાઇ, રે મન લહેરી જીવ
કહે મોતિરામ મન જો ન્યાળી, ભક્તિનો ભેદ
તો બહુ ભારી,
સૌ જો જો મનમાં વિચારી. રે મન લહેરી જીવ

---

ગરબી.

સત્ય જ્ઞાન કહું, સમજી લો સજ્જન સદા શુભ
વાણી.
દિલમાં ધરજો, સાર શબ્દ અંતર ભાવ પૂરણ
આણી. ટેક
મન ચંચળ ચોકસ સ્થિર રહે, કરી જ્ઞાન પોતે
પોતાનું લહે,
તે સંસાર કેરા શબ્દ સહે. સત્ય જ્ઞાન કહું.
પૂરણ ઇચ્છા પદમા પાવે, મન અહુર્નિશ હરિને
ચહાવે,
તે જનના પ્રભુ નિત્ય ગુણ ગાવે. સત્ય જ્ઞાન કહું.
સાર સંસારનો સમજી સહેશે, થઇ નિર્મળ
આસનપર રે'શે,
તે જન પરને શિક્ષા દેશે. સત્ય.
મન મોતિરામ મનમાં હરખે, હરિ જાણે લોક
સઘળે સરખે
તેને પૂરણ બ્રહ્મ નિત્યે નિરખે સત્ય.

---

## નરભેરામ

૫૮

હો હો હો હો કરી તેં હરિ ના ભજ્યા,
આવો રૂડો મનખો પામી સતગુરૂ તજ્યા,
મસ્તકે બાંધીને બેઠો પાપની ધજા.
હો હો હો હો.
જન્મ જન્મ જમ પાસે રહી, લાભ તેં તજ્યા
કામધેનુ છોડીને ઘેર બાંધી તેં અજા.
હો હો હો હો.
પૂર્વે તેં તે ચોરાસીની જોઇ છે મઝા
એવી તે તું પાથરી બેઠો કુલની સજા.
હો હો હો હો.
આવો રૂડો મનખો પામી સતગુરૂને તજ્યા,
નરભેરામ પોકારે એને મારગમાં મઝા.
હો હો હો હો.

---

૫૯

નાના નકાર તારા મુખમાં વસે.
મુખમાં વસેરે તારા મુખમાં વસે. નાના.
આવે અતિથિ અભ્યાગતને મારવા ધસે
હડકાયો જેમ શ્વાન થઇ સહુને ભસે. નાના.

સર્વ સાથે રાડ કરવા કમર બહુ કમે
જાણુતો નથી જે પછી નાગ થઇ રમે   નાના
ખાય નહીં પીયે નહી રાખવા ધને,
આત્મા દુખ્યાનું ફળ એ નર્કમા જશે. નાના
નગ્ગેગામ કહે ભજન વિના મારૂં કેમ થશે. નોના.

---

## કવિ ભોજો ભક્ત

### મહિના [1]

(સખી આવીયો કાર્તક માસ કે, કથ સીધાવીયા
રીતાજીના મહિનાને રાગે)

જીવ કાર્તકે કરી લે વિચાર કે, કયા થકી આવીયો,
મહાજુક્તે મળ્યો મનુષ્યા દેહ, શા રે પુણ્યે પામીયો
એવો દેહ ધર્યાનુ પ્રમાણુ કે, કાઇક પુણ્ય કીજીયે,
કથા, કીર્તન, સ્મરણુ થાય, ત્યારે કાન દીજીયે.
જીવ માગશરે મનમાહી રે, તારો મોહ બહુ થયો,
ધન, દારા, કુટુબ પરિવાર, દેખીને શુ રે હરખીયો
તે તો શોભા છે દિન ચાર રે, તેમા શુ વળગી રહ્યો,
કરી લે તરવાનો ઉપાય, નહીં તો નિશ્ચે ગયો.
જીવ પોપે પકડશે કાળ રે, ત્યારે કોણુ તાહરૂ,

---

૧ આ મહિના એક સ્રીના મોઢેથી સાભળીને ઉતાર્યા છે લખેલી પ્રત મળી નથી

માટે ભજી લેને ભગવાન, મેલીને મનથી માહરૂં.
રાખ, છાપ તિલકને માળા રે, બહાનું સીતારામનું,
તેથી મળશે નંદ નંદન, અંતે તેહ કામનું.
જીવ મહા મહિને મન મોહ્યું રે, માનિની કેરા ભોગમાં,
ભૂલથી રહ્યો છું રે લેહાઇ, વિષય કેગ રોગમાં,
તેથી મન, ચિત્ત, બુદ્ધિ, ને અહંકાર રે, ઇર્ષા અભિમાનને.
તેની તૃષ્ણામાં ગયો રે તણાઇ, સમજ્યો ન ગુરૂનીસાનને;
જીવ ફાગણે રહ્યો રે ફુલાઇ, જર, માયા કેરા જોરમા.
તારા શિર પરફરે રે સેતાન, લેશે પળ પહોરમાં;
તારો ધર્મ રાજા લેશે જવાબ રે, અગ્નિમાં ઉભો રાખશે,
મસ્તક મારશે મોગરીઓના માર, ઊંધે શિર ટાંગશે.
જીવ ચૈતરે ચિત્ત રાખ રે, સદ્ગુરૂ કેરા ચરણુમા,
તારા ટળશે ત્રિવિધી તાપ, હોળાશે અંત કરણુના,
સદા સદ્ગુરૂ સુખના દાતાર રે, કર્મ બધા કાપશે
ટળશે જનમ મરણુ જંજાળ, અભય પદ આપશે.
જીવ વૈશાખે દિન જાય રે, દિનમ તારા વાટમા,
તું તો રાત દિવસ રહ્યોરે લોભાઇ, માયાનારે ઘાટમાં,

પામ્ગ પરનારીશું પ્રીતીરે, નીતિ હરિના નામની,
ખારે પહોર ને ઘડી બત્રીશ, કલ્પના તારે કામની
જીવ જેઠ જીવ્યામા ધિક્કાર રે, જાણ્યા નહી
જદુનાથને,
કદરી કરથી ના વાપર્યુ ' કાઇ, કાપ્યા જોઇયે હાથને,
તારા શ્રવણ થયા શૂન્ય કાર રે, શુણ્યુ નહી
પારાયણને,
મસ્તક ચઢયો રે મોટાઇનો ભાર, નમ્યો નહી
નારાયણને.
જીવ અખાડે અખંડ બ્રહ્માડને, કર્તાર વસે તારા
ઉરમા,
તે તો જાણ્યા નહી જગદીશ, માયા કેરા પુરમા,
ભીખ્યા સુખમા મોહ્યો મતિ મદરે, પ્રભુને નથી
દેખતો,
તારી ફુટી ગઈ ચક્ષુ ચાર, તેણે નથી પેખતો
શ્રાવણે શીખ્યો ચૌદ વિદ્યાય, સમજ્યા વિના શુ
કહે,
સાકર કહેતા ન આવે સ્વાદ, પીછે તો પોતે તરે
લાગ્યા ચતુરપણાના સતાપ રે, દાઝયો ત્રિવિધ
તાપમા,
ના ટળ્યો મનતણો રે વિકાર, અમુઝાઇ રહ્યો
આપમા.
જીવ ભાદરવે ભજન વિનારે, ભીતર શૂના
ભકતના,

બીજા કરો મન અનેક ઉપાય, માર્ગ ન જડે મુકિતનો.
સેવો સદ્ગુરૂ રીઝે સીતારામ રે, ઓકો મટે જીવનો;
દાસ ભોજો કહે ભવોભવ, ચાકર રાજા રામનો.
જીવ આસો રે ફરવું ઉદાશ રે, વૈરાગ્ય રૂપી વંનમાં;
તું તો કરી લેને તત્ત્વ વિચાર, પ્રેમે પ્રકટે તંનમાં.
તેં તો જાણ્યા નહીં જગદાધાર રે, અભિમાન નથી મુકતો;
કહું સત્ય તને સુણનાર, રખે હરિને ચુકતો.[1]

---

૧ આપણા પ્રાતમા ભોજા નામના બે કવિ થઇ ગયા છે. ચાબખાવાળો કાઠિયાવાડી ભોજો (ભોજલ) ભકત, અને આ સુરતી ભોજો ભકત. આ સુરતી ભોજા ભકતે ચંદ્રહાસાખ્યાન રચ્યું છે જે હજુ સુધી છપાયું જણાતું નથી. વડોદરામા જેમં કવિ પ્રેમાનંદના નામથી કવિની પોળ (કવિની ખડકી) પ્રસિદ્ધ છે તેમ સુરતમા આ કવિના નામથી ભોજાશેરી જાણીતી છે. તે વિના નવસારીમા આ ભોજા ભકતની એક દહેરી છે. ઉપરના મહિનાની ભાષા જોતા તેનો કર્તા સુરતી ભોજો ભકત જણાય છે.

## જદુરામ.

### રામ વિરહ.

#### કડવું ૧ લું.

( મા, મુજને કેમ દીધી રે, મેરી કંથને. એ રાગે ગવાશે. )

રામ વિના કેમ રહીએ અજોદ્ધા ધામમાં,
ધર્મ તજીને મારો વ્હાલો ગયા વનવાસ જો,
કામ ના સૂઝે ચિત્ત ના ચોટે ધામમાં,
રામ વિજોગે લોક ફરે ઉદાસ જો. રામ.
કોઇ કહે એ કેકેયીએ કાળું કર્યું !
વચન માગીને રાજાની કરી ઘાત જો,
શીખામણ તો કોઇની કાને નવ ધરી,
રાજકુંવર વન ચાલ્યા વિપરીત વાત જો. રામ.
નિમ પ્રેમ તો દશરથનો રે સાચો કહું,
કૌશલ્યા ઘણું રૂએ કર્મનો વાક જો,
વેરણ વિધાતાએ અમૃતમાં વિખ ઘોળીયું,
પાપણી રાણીએ વાળ્યો છે આડો આક જો ! રામ.
જન આભપણ તન આભૂષણ ઉતારીયા,
વનફુલ પે'રીને ચાલ્યા ે મહા વન જો,
નગર લોક મહુ તરવરતું સાથે ગયું,
ધર્મ ધુરંધર કઠણ કરીયા મન જો. રામ.
દર્શન વિના દાણુ એકે નવ ચાલતું,
ચૌદ વરસ કેમ જાશે પ્રેહની જ્વાળ જો,

અગમ પંથ ને તાપ ને ટાઢ વાયે ઘણી,
કેમ સહી શકશે કુંવર સુર્તિ બાળ જો. રામ.
હાટ વાટ ને ચોટાં સહુ ઝાંખાં થયાં,
તેજ રહિત છે ભૂપતનો દરબાર જો;
કમળ તો કરમાયાં સર્યું નીરનાં,
વેળા વળશે જ્યારે મળશે પ્રાણાધાર જો. રામ.
ચારો ના ચરે મેનાં પોપટ પાંજરે,
હસ્તી ઘોડા ઝુરે તે જોયું કેમ જાય જો;
દુર્બળ થઇ ગયાં નેત્રમાં નીર આવીયાં,
રામ વિજોગે ઘાસ અન્ન ન ખાય જો. રામ.
ઉંઘ ના આવે અન્ન ના ભાવે હે સખી,
મશાણ જેવાં મંદિર ખાવા ધાય જો,
**જદુરામ દાસના** સ્વામી વે'લા પધારજો.
ભેટો કર્યાથી અંતર દાઝ હોલાય જો. રામ.

---

## કડખું ૨ જું.

કૌશલ્યાના કુંવર કયારે આવશે,
વીકળ થઇને માત જુએ છે વાટ જો;
સંદેશો કોઇ સાથે કા'વ્યો નહીં,
વલખાં કરતાં વરસ ગયાં છે સાત જો. કૌશલ્યા.
ભરત સરખા ભાઇ આ ભવમાં નહીં,
ચિત્રકૂટે ચાલ્યા છે લઇ સાથ જો;

અડવાણા હીંડે રે વાહન સૌ ત્યાગીને,
મનમાં જોવું કે ક્યારે આવે રઘુનાથ જો. કૌશલ્યા
નીમ ધરીને અંગે વનફુલ પે'રીયાં,
શીષ જટા બાંધીને સાધિ જોગ જો,
કંદ મૂળ ફળ આહાર ભૂમિ પર સાથરો.
રામને માટે તજીયા ઇંદ્ર વૈભોગ જો. કૌશલ્યા
વચન વસિષ્ઠ જનકના માથે ચઢાવીયાં,
ચૌદ વરસ બે બંધુ રહ્યા વનવાસ જો,
માત પિતા ને લક્ષ્મણ લઇ જાવું મહી,
માતા કર્મની ત્યારે મટશે ઉદાસ જો. કૌશલ્યા.
સહુના મનના મનસુબા તો મનમા રહ્યા,
રામ રાજા તો મટી કોઇથી જાય જો ?
પાવડી લેઇને પરવશ થઇ પાછા વળ્યા,
ધા ધાઇઓ પણ કર્મ કરે તેમ થાય જો. કૌશલ્યા.
દિન દિન પ્રતિ દેહ થઇ ગઇ દુબળી,
મુખડું જોતા તેજતણો અંબાર જો,
ચૌદ ભુવનમા ભરત તણી ભક્તિ ખરી,
પ્રાણ રાખ્યા છે અવધતણે આધાર જો કૌશલ્યા.
જીભ રટે છે રઘુવર લક્ષ્મણ જાનકી,
ચિત્ત ધર્યો છે ઇષ્ટદેવના ગુણ જો
જદુરામદાસના સ્વામી વે'લા પધાર જો.
ભેટો કર્યાથી અંતર દાઝ હોલાય જો. કૌશલ્યા. ૬

## કડવું ૩ જું.

સ્વામીનો સંદેશો સાભળ હે સખી,
મધરાતે રે એક આજે આવ્યો તો વીર જો,
તેણે સર્વે કથા મભળાવી ભરતની,
ભરતજીએ કા'વ્યા જે સમાચાર જો. સ્વામીનો.
કૌશલ્યાની દાસી લલીતા પ્રાતસકાળમા,
ગુરૂપત્નિને કે'તીતી એ વાત જો;
તે રે સાભળી આવીને કહુ છુ તને,
તે ઉદાસી ઉપર ધરી છે ધાત જો. સ્વામીનો.
જ્યતતણું કૈ'વુ તો સાચું રે પડ્યું,
ઘરથકી વન ગયા વનમા લાગી આગ જો,
વીપત પડી વ્હાલાને વાટે અતિ ઘણી,
કઠણ મન કર્યા એવા આપણા અભાગ્ય જો. સ્વામી.
કપટી મૃગલો સ્હેજ પ્રભુએ ત્યા હણ્યો,
દુષ્ટ દશાનન લેઇ ગયો સીતા નાર જો,
રાજકુવર વ્યાકુલ થઇ વન ફરતા ફરે,
સવરી ગીધને તાર્યો અધમ ઉદ્ધારજો સ્વામી.
રાવણની બ્હેની તે સુર્પનખા ત્યા ગઇ,
લક્ષ્મણે એના છેદ્યા નાક ને કાન જો,
ખર દુષણ ને ત્રિસર રામે મારીયા,
રાવણ આવ્યો સાભળી એમની હાક જો. સ્વામી.
મહા જુદ્ધ મચીયા લંકાગઢને ગોદરે,
ઇંદ્રજીતે લક્ષ્મણને કરી મુર્છાય જો,

અમર દીવો લેવા ગયા રે હનુમાનજી,
કે'તા ગયા કે પળ જુગ પાછી ન જાય જો. સ્વામી.
વાલી માર્યો સુગ્રીવ તાર્યો ત્યાં સખી,
સૈન્યા ઉતારી સાયર બાંધી પાળ જો,
જદુરામદાસના સ્વામી વે'લા પધારજો,
ભેટો કર્યાથી અંતર દાઝ હોલાય જો. સ્વામી.

---

કડવું ૪ થું.

રાવણ મારીને રામ અજોધ્યે આવીયા,
સીતા લક્ષ્મણ સહિત બેઠા વીમાન જો;
અંગદ સુગ્રીવ હનુમાન વિભીષણ ત્યાં વળી,
નલ નીલ ને કપી રીંછ જાંબુવાન જો. રાવણ.
વિજોગની વેદનાઓ સર્વે ટળી ગઇ,
પ્રેમતણાં ત્યાં વરસ્યાં નેત્રમાં નીર જો;
આકાશ માર્ગે એક ઘડીમાં ઉતર્યો,
નંદી ગ્રામમાં ભેટયા ભરત ત્યાં વીરજો. રાવણ.
માતા કૌશલ્યાને કોઇ કહે આ તક જઇ,
આવ્યાં તમારે સીતા લક્ષ્મણ રઘુવીર જો,
એવું સાંભળી આનંદ ઓચ્છવ અતિ થયો,
વધામણીમાં આપ્યાં છે બહુ ગામ જો. રાવણ.
સન્યા લેઇ શત્રુઘ્ન સામા પરવર્યા,
હસ્તી ઘોડા પાયદલનો નહીં પાર જો;
ગજ અંબાડી રામ સીતા પધરાવીયાં,
છત્ર ચમર ઢાળે છે લક્ષ્મણ હનુમાન જો. રાવણ.

તિલક પુષ્પ લેઇ સચીવ મહાજન આવીયા,
છત્ર ચમર ઢાળે લક્ષ્મણ ને હનુમાન જો;
પે'લ' તિલક વસિષ્ઠ ગુરૂએ છાપીયું,
આશિષ દે છે બ્રાહ્મણ વેદ પ્રમાણ જો. રાવણ.
ધજા પતાકા જરી પતાકા છાયા ધરી,
છત્રીસ વાજાં ભેર ભુંગળ નિશાન જો,
અસ્વારીની ભીડ થઇ રાજ મારગે,
ગોખ અગાસી ચઢીયાં લોક સુજાણ જો. રાવણ.
સ્નાન કરીને વસ્ત્ર આભૂષણ પે'રીયા,
ઘેર ઘેર તોરણ મુકતા બાંધી માળ જો,
સર્યું જળ નિર્મળ કમળ ખીલ્યા બહુ,
કૃપા કરીને પો'ચ્યા રાજ દરબાર જો. રાવણ.
તેલ ફુલેલ અંગે અત્તર એ'ઢીયા,
રાજ સભામાં બિરાજ્યા બંધુ જોડ જો,
સોનાને સિંગાસન રઘુવર જાનકી'
બેઠા જઇને પો'ત્યા મનના કોડ જો. રાવણ.
માત કોશલ્યાએ પ્રેમશું કરી આરતી,
દુઃખ ગયા ને આનંદ ઉર ન શમાય જો.
પુષ્પ વરસતા દેવ અપ્સરા નાચતી,
ગાંધર્વ ગુણીજન મધુર સુરે ગાય જો[1] રાવણ

---

૧ મર્હુમ ડૉ બ્યુનર સાહેબ સાથે સંસ્કૃતમાં લાંબા વખત સુધી સંભાષણ કરનાર લુણાવાડાના પ્રખ્યાત શંભુરામ શાસ્ત્રીની દીકરી રૂક્મણિ બહેનના મોઢેથી આ કડવાં ઉતારી લીધાં છે તેમને આગળનો ભાગ યાદ નહીં આવવાથી છેલ્લું કડવું થોડું રહી ગયું છે

## કવિ જીવણદાસ.[1]

### શીખામણની ગરબી.

( સાભળને તુ સજની મોરી, રજની ક્યા રમી આવીજી—
એ રાહે ચાલશે. )

શ્રી વિજયનાથ કહે સુણ હો નારી, શીખામણ
હઉં મારીજી,
વચન સર્વે વીણી લઇએ, કારજ તેના થાય.
શાણા થઇએજી
નીશા અંધારી ને એકલડાં, કોને ઘેર ના
જઇએજી,
ગાન તાન વાજીંત્ર વાજે, તે જોવા ના રહીએ.
શાણા થઇએજી.
ગરબો ગાવા ને સાંભળવા, પર કદીએ ના
જઇએજી

---

૧ આ નામના બે કવિઓ થઇ ગયા છે પહેલા જ્યારે ગુજરાત પ્રાંતની મહી નદીના દક્ષિણ તટ ઉપર આવેલા સીમલીયા ગામના વતની ને જાતે વણિક હતા ત્યારે આ બીજો કવિ વેરાની ( વાકડ ) ના [illegible] આવેલા મ [illegible]ગામનો રહેવાસી હતો આ કવિની વધારે માહિતી માટે રાવબહાદુર હરગોવિંદદાસ દ્વારકાદાસે સાહિત્યના અંકમાં આપેલો લેખ, અને ત્યાર પછી આ લેખકે સાહિત્યમાં આપેલો લેખ જોવો.

કોઇ એક માથે આળ ચડાવે, એવડું શાને
કરીએ. શાણું
જાત્રા જાગરણ ને વિવાહે, માતા પાસે રહીએજી,
સાસરીઆંમાં જળ ભરવાને, સાસુ સાથે જઇએ.
શાણું.
આઠ પહોર ઘરમાં રહીએ, બહાર પગલું ના
દઇએજી,
કુળવંતીને એ શીખામણ, વ્યસન કાંઇ ના
કરીએ. શાણું.
સહીયરો ને સાસરીયાંમાં, કોઇને વાત ના કરીએજી,
પૂછે તેના ઉત્તર દઇએ, નહીં તો બેસી રહીએ.
શાણું.
સાસુ કેરાં વચન સહીએ, તેણે ભારપણ આવેજી,
પર પુરૂષશું સ્નેહ ના કીજે, ત્યારે કંથ તણે મન
ભાવે. શાણું.
ઓછું સગપણ ને એકલડાં, કોને ઘેર ના જઇએજી
કોઇક માથે આળ ચડાવે, ઘરમાં બેસી રહીએ.
શાણું.
અબળા જાણને એકલડા, કોને ઘેર ના જઇએજી,
બુદ્ધિવંત તણું મન બગડે, એમ ના કરે તે
સ્વામી. શાણું.
નણદ ને જેઠાણી આગળ, દુઃખની વાત ના
કરીએજી,
સસરા જેઠની લાજ કરીને, મોં આગળ ના
ફરીએ. શાણું.

એકલડાં એકાંતે ના રહીએ, કશી વાત કોને ના
કહીએજી,
રસની વાત કોઇ કરે ત્યારે, ત્યાંથી અળગાં
ખસીએ. શાણું.
ચોકામાં ચતુરાઇએ રહીએ, રંધાતા ના રમીએજી,
સર્વ કોઇને પ્રસાદ કરાવી, પછવાડેથી જમીએ.
શાણું.
જોગી તપસી ને સંન્યાસી, તેશું વાત ન કરીએજી,
મોં ફેરવી કોઇને ના જોઇએ, કોઇને દોષ ના
દઇએ. શાણું.
સ્તન ઉઘાડે છુટે કેશે, આંગણીએ ના ફરીએજી;
ક્રોધ કરી બાળક ના મારીએ, દુઃખ તેને નવ
કરીએ. શાણું.
કંથ સાથે ક્રોધ કરીને, રીસાઇ નવ ફરીએજી,
વચન કાંઇ એક પાછું નવ કહીએ, એ દુઃખ
સુખ દે તે સહીએ. શાણું.
સહીયર કેરી ચોરી સમજી (પછી) કોનો સંગ
નવ કરીએજી,
વિચારીને વાટે જઇએ, આઘો પગ ના દઇએ.
શાણું.
સંપત્ત હોય તો સ્વામી સંગાતે બેસી પૂજન
કરીએજી,
અજાણ્યા મંદિરમાં પેસી, કાંઇ લેવા ના જઇએ.
શાણું.
આભ્રણ પે'રી અંગ સમારી, દર્પણ હાથમાં ન
લઇએજી,

પિયુ પરદેશ ગયા હોય ત્યારે, કાજળ રેખ ના
કરીએ. શાંણાં.
એકાંત રહીને પછવાડેથી, કોઇને કાંઇ ના
દઇએજી,
જીવણજી જુકિત કરી કે' છે, ભવસાગરમાં
તરીએ. શાંણાં.
**વેત્રવતી** ઉપકંઠે રહે છે, **મચ્છ નગરમાં** વાસજી,
શીખામણ સહુકોને દે છે, જીવણ હરિનો દાસ.
શાંણાં.

---

### ૫૬—રાગ સામેરી

શરદની રેણી રે, સુંદર સોહામણી રે,
મોરલી વગાડી નંદ કુમાર;
ઝબકીને જાગી રે, સુંદર સેજમા રે,
ચાલો સખી, વૃંદાવન મોઝાર શરદની
અવળા ને સવળા રે, આભ્રણ અંગે ધર્યાં રે,
અવળા તે પે'ર્યા' અંગે ચીર,
મોહિની તે લાગી રે, મોહન લાલશું રે,
ચાલો સખી ત્રટ જમનાને તીર શરદની
વ્રજની તે વીનતા રે, સર્વે ટોળે મળી રે,
સહુકોને, થયો મન આનંદ
સ્વામી જીવણના રે, ભાવે ભેટીયા રે
આજે અમને મળીયા પૂર્ણાનંદ શરદની

### ૫૬—રાગ સામેરી.

ગુણવંત ગોપી રે, ગોકુળ ગામની રે,
વ્હાલે વશ કીધા રે નંદ કુમાર,
સ્નેહે બંધાણું રે, બાઇ એને આંગણે રે,
ચતુર શિરોમણિ વ્રજની નાર. ગુણવંત.
હાંસીલા વચન રે, હાંરીની ગાળો રે,
છબીલે છેક વાળી, રંગની રેલ,
સ્વામી જીવણના રે, ભામિનીએ ભોળવ્યા રે;
ગોપીએ કીધી પ્રેમની પહેલ. ગુણવંત.

---

### ૫૭—રાગ સામેરી

વ્હાલાને વળાવી રે, વાનતા ઘેર વળ્યા રે,
આંખડીએ ચાલી આંસુડાની ધાર,
મૂકીને જાતા રે, રાધાજી રૂદન કરે રે,
ચર્ણ ન ચાલે ઢળી ઢળી જાય. વ્હાલાને.
એણી એણી વાટે રે, વ્હાલાજી સો ગયા રે,
બેની એ, વાટડી ખાવા ધાય,
એણીને વાટે રે, રથ વ્હાલે રાખીયો રે,
આપણને બોલાવી લીધી પાસ વ્હાલાને
સ્નેહની વાતો રે, શામળીયાજી કહી ગયા રે,

મારગડામાં ઉભા રે, આપણા દાસ;
વ્હાલાનો વિજોગ રે, હવે કેમ વેઠીએ રે,
રાખી નથી રહેતી ધારણ ધીર,
**જીવણના** સ્વામી રે, કહેજો એટલું રે,
અબળાએ મૂકયાં અન્ન ને નીર. વ્હાલાને

---

## પદ-રાગ સામેરી.

કાચી કાયાનો રે, શો કરવો ગારવો રે,
કોણે જાણ્યું કયા જઇ પડશે કાય,
દૃષ્ટિએ જે આવે રે, તે તો ભાઇ સ્થિર નહીં રે,
માટે ભજો તમે ત્રિભુવનરાય. કાચી કાયાનો રે.
કાયા ને માયા રે, એ તો ભાઇ કારમું રે,
એને જાતા ક્ષણ ન લાગે વાર,
ધન અને જોબન રે, રાખ્યું કોનું નવ રહે રે,
કારણ આખર જાય નિરધાર કાચી કાયાનો રે.
ઘાટમા જે આવે રે, તે તો ભાઇ પ્રલે થશે રે,
અઘાટ રહે તે અખંડ,
આત્મા માહે રે, પરમાત્મા ઓળખ્યા નહીં રે,
જેણે આ રચીયો પિંડ બ્રહ્માંડ.
કાચી કાયાનોરે.
સહસ્ત્ર અઠયાસી રે, ઋખેશ્વર થઇ ગયા રે,
થઇ ગયા કંઇ યુગ અવતાર;

પવન ને પાણી રે, ચંદ્ર સૂરજ જશે રે,
રે'શે એક આપ અલખ કર્ત્તાર. કાચી કાયાનોરે;
ચૌદ ભુવન રે, કો કાળે ભાગશે રે;
એકડા પ્રેમ જ્યોત પ્રકાશ;
દાસ જીવણ કે' છે રે, આતમા ઓળખો રે,
હવે આવા ફરી જન્મની શી આશ. કાચી કાયા.

---

## પદ–રાગ સામેરી.

સુબુદ્ધિ મન હોય રે, તેને કોઇનો ડર નહીં રે;
કામી ક્રોધી ખાય ઘણો રે માર, '
દંભ ને પાખંડ રે, હરિ રાજી નહીં રે;
સાચે ઘણું રાચે દેવ મોરાર. સુબુદ્ધિ.
કપટ કુડ તજીને રે, આવો તો આવજો રે;
લંપટ હોય તે રે'જો દૂર;
( મારા )સદ્દગુરૂ ઘેરે રે, એવી રીત છે નહીં રે;
સાચે રાચે જે હોય શૂર. સુબુદ્ધિ.
ભેદ ને પ્રપંચ રે, અંગથી પરહરો રે,
ઇચ્છો ચર્ણ કમળની આશ;
ધારણા તે રાખો રે, ધરણીધર તણી રે;
સદ્દગુરૂ ઉપર રાખો વિશ્વાસ. સુબુદ્ધિ.

કુડ કુટીલતા રે, પિંડતણી પરહરો રે,
ઈંદ્રિ એકાદશ કરો, ન પરવશ;
કલંક તે ગયાં રે, હવે નિસ્કલ ક થયા રે;
ગુણ ગાય જીવણદાસ. સુબુદ્ધિ

---

## કવિ દયારામભાઇ.

### પદ—રાગ આશાવરી

સખી શામળીયા સાથે મારો સ્નેહ
લાગ્યો હો. સખી.
સાંભરી આવે મુને પ્રીત પુરાણી,
તે અનુભવ આજ જાગ્યો હો. સખી.
મનનો માન્યો ઇચ્છયો વર મળીયો,
મુને મુખે માગ્યો હો. સખી.
દયા પ્રીતમની સંગે નિત્ય રમતા,
ભવનો ભય આજ ભાગ્યો હો. સખી.

---

### પદ–રાગ ગરબી.

નિશ્ચે સિદ્ધાંત સર્વનું સત્ય છે જી રે. નિશ્ચે -ટેક
ધન્ય ભાગ્ય તેનુ ત્રિભુવનમા,
જેને હરિ સગે સુરંગ છે જી રે નિશ્ચે.

નીજ સખા તે કરે મળતા જેમ,
નીચની સંગ મળ્યા ગંગ છે જી રે. નિશ્ચે.
એમાં સર્વ જપ તપ તીરથ,
ધર્મ નીમ[1] યોગ અષ્ટાંગ છે જી રે. નિશ્ચે.
મહા પતિત થાય સર્વ થકી ઉત્તમ,
એવો જેનો સમર્થ પ્રસંગ છે જી રે. નિશ્ચે.
ગોબર કીટને સુધારે પછી પરિમલ,
એટલો પ્રતાપ તુચ્છ ભ્રંગ છે જી રે નિશ્ચે.
વણસ્યું કામ કલંકનું પલકમાં સુધારે,
એવી જેની બુદ્ધિ ઉત્તંગ છે જી રે. નિશ્ચે.
અવળાનું સવળું કરી આપે,
ભાંજે અઘ દુઃખ જે અતંગ છે જી રે નિશ્ચે.
રાત દિવસ સત્સંગમાં રમે દયો
તે બેઠા શ્રી હરિ ઉચ્છંગ છે જી રે નિશ્ચે.

---

પદ

પામ્યો પ્રેમરસ પ્રાણજીવન રે,
દીન થઈ જાચું રે.
રીઝે રાજ થકી ગરીબ લોકો રે,
ભોગી નવ ભાવે રે,
અમે રાજના ખાસ ખવાસ રે,
મુક્તિ તે મન નાવે રે

---

૧ નિયમ

નિત્ય નિખીએ નટવર રૂપ રે,
હાંસે મનમાંથી રે;
મન માન્યું મળે સહુ સુખ રે,
એકતામાં કાંહાંથી રે.
દુષ્ટ જીવને કહે છે બ્રહ્મ રે,
બ્રહ્મ જીવ લેખે રે;
છતે સ્વાંમીએ સોહાગનું સુખ રે,
સ્વપ્ને નાં દેખે માગ્યું રે.
આપ સ્વામી સદા હું દાસ રે,
નાતુ એ નીભાવો રે;
રૂદે આપને કરો તેવી ટેવ રે;
અન્ય રખે આવો રે.
વિના લાલચનો લાભ મુને વ્હાલો રે,
અચલિત આપો રે,
વિષય વાસના પ્રપંચની પ્રીત રે,
કષ્ટ મારૂ કાપો રે.
દિવ્ય રૂપ છે સદા સાકાર રે,
આનંદ મન રાશી રે,
ભોળે અનુચિતે માયિક સુખ રે,
નર્ક નીવાસી રે.
અનન્ય સેવા અખંડ સતસંગ રે,
મનોહર માગુ રે,
દયા પ્રીતમજી આપજો એહ રે,
પાયે લળી લાગું રે.

પદ—રાગ ગરબી

મન નિશ્ચ કરી, એક ભરૂસો શ્રી હરિનો ધારો,
તેની ઇચ્છા વિના, પત્ર ના હાલે સત્ય એ વાત
વિચારો ટેક

હરિ ત્યમ કરે જેમ ચિત્ત ચા'શે,
ત્યમ થયું થાય છે ને થાશે;
જીવનુ ડહાપણ એળે જાશે. મન.

ઇચ્છાએ અવળું સવળું થાય,
ઇચ્છાએ સુલટુ ઉલટી જાય,
જત્ર જેમ વાજે જત્રી ત્યમ વાય. મન.

જુઓ પ્રાણી માત્રને સુખ ગમે,
તેની આશે કોટીક વિધિ કરતા ભમે,
દુ ખ વણ માગ્યુ જુઓ કયમ દમે. મન.

અ ક હરિના લખ્યા કોઇના નાં ટળે,
સુખ દુ ખ તે પ્રમાણે વણ માગ્યુ મળે;
ઋતુ વિના ફળ આગ્રહથી ના રે ફળે. મન.

હરિનું ધાર્યું કોઇથી ના ફરે,
કર્તવ્ય નહીં તેને કો ના કરે,
અજ્ઞાની હુ પણુ માની મરે. મન.

લખ્યુ સુખ દુ ખ મીથ્યા નવ જાય,
તેનુ મિષ કાઇ એક પેદા થાય;
તેને સ્મરી મૂરખ પસ્તાય. મન.

હોય હોતવ્ય વાત તે હૃદયે વસે,
તે સમે સુધી સહુ દૂર ખસે;
તે તત્કાળ તેવી મતિ અંતર ધસે. મન
તુંને કર્તાપણું દુખતું દાતા,
છે કામના કલેશકર વિખ્યાતા;
સંતોષ વડે થાય સુખ શાતા મન
જીવ તું આધીન છે શ્રી હરિને,
નહીં સ્વતંત્ર તું શું શકે કરીને,
મીથ્યા હુંપદ તજી દયા બેસ ઠરીને. મન.

---

પદ—(રાગ માલકોશ.)

શ્યામ સેવીએ રે, ગોવિંદ ગાઇએ રે,
કોરી કથની કરેથી શું થાય શ્યામ. ટેક
વિખતણું વખાણ કરે કોઇ, કહે નાં મરાય,
તેલ છોટું ઘૃત મોટું કહેથી, પેટ પુષ્ટી
ના થાય. શ્યામ.
ત્યાહાં લગી લાભ શો મીઠી, મોટી વસ્તુ મુખ ગાય,
ગુણ સ્વાદ તો ત્યારે પામે, જ્યારે ખરુશે
ખાય શ્યામ.
સહુકોને શીખામણ દેને, આપ ચાલે અન્યાય,
શિષ્યને સ્ત્રીને દોષ બતાવે, પોતે લાગે પાય.
શ્યામ.

લખી અંગારા દારૂમાં ચાંપે, કેમે નાં લાગે લાય;
કે'ણી તેવી દયા રે'ણી મળે નહીં, કેમ રીઝે વ્રજ
રાય. શ્યામ

---

પદ

હો લાઠકડા મનવા, હા રે તું તો હરિ ભજતાં
વિલમ ના કરેશ. હો. ટેક
આ રે મરકડાં કેરી વાડી, હાં રે તુતો સમજી
પાય ધરેશ. હો. લાઠકડા
સંસાર રૂપી ભવ સાગરમા, હા રે તું તો પરનિંદા
પરનાર તજેશ હો લાઠકડા
લખપતિ છત્રપતિ ગાવે, એકે પલ ગપર ચમર
ઢળાવે, હારે તુતો કાળચક્રથકી ડરેશ
હો લાડકડા.
ગૃહ દારા ધન દીપક અજવાળું, હારે તુતો
પરની દા પરનાર તજેશ હો લાડકડા
દયાળુ પ્રભુ મારા પ્રાણ સનેહી, તારા ચિત્તમા
ચિતામણિ ધરેશ હો લાડકડા

---

# પ્રસ્તાવિક જૂની કવિતા

## દુહા. *

વેસ્યા મીની[૧] બગલડી, એતાં[૨] એક સભાઉ,[૩]
છપતાં ભરે પગલડાં, પર સંમૂખે વાઉ.[૪]
છોરૂ ગોરૂ[૫] મંગણાં,[૬] એતાં એક સભાઉ,
જેતી દેખે લોંઅડી, એતાં ઉપરે ધાઉ[૭]
આભા[૮] ડંમર[૯] વાદલે, વ-ડ ડંમર પાંને,
રાજા ડંમર આઉતે,[૧૦], ધેણુ[૧૧] ડંમર નેણે.

---

૧ બિલાડી. ૨ એટલા. ૩ સ્વભાવ. ૪ ચોથા શબ્દનો અર્થ બેઠો નથી. પાઠાંતર જણાય છે. ૫ સ્ત્રી. ૬ માગણ. ૭ ધાય, દોડે. ૮ આકાશ. ૯ શોભા, સુન્દરતા ૧૦ આવક, આયપત. ૧૧ સ્ત્રી.

* આરંભના આ સાત દુહા એક બારોટના લખેલા પુસ્તકમાંથી લીધા છે. મૂળ પ્રતમાં 'ડ' ના નીચેના ડાબા તરફના ભાગમા મીંડું છે. ને તે લખવાનો રિવાજ બહુ વરસ પર હતો. 'ડ' ના ઉચ્ચાર બે રીતે થતા હતા. પહોળો, અને સાકડો. તેમા આ ટપકા વાળા 'ડ' નો ઉચ્ચાર પહોળો જણાય છે.

અગાઉ માત્રા પણ બે જાતની લખાતી. પહેલી પહોળા ઉચ્ચારની, ને બીજી સાકડા ઉચ્ચારની. આવી ( – ) માત્રા પહોળા ઉચ્ચારની જણાય છે.

આ વિષે વધારે ખુલાસો, મુંબઇની બીજી ગુજરાતી સાહિત્ય પરિષદના અહેવાલમા આપેલા આ લેખકના 'ગુજરાતી અક્ષરોનું રૂપાંતર' વાળા લેખમાંથી મળશે.

પાતલ[1] પેરણ ભલ ચ ડણ,[2] ભોમીં[3] અસ્રી ભલ,[4]
લાલચ કરે ન લભે, આલખીયા[5] લાભે[6] લલ.[7]

દઢ કરો મન આપણો, ચિંતા તજ ભજ ગમ,
બેનન માગો દખ દીઓ, ફેર સુખ દેગો શ્યામ.[8]
રાજા વાજા વાદરા, એતા એક સભાઉ,
નીચા નીચા પરહરે, ઉચા ઉપરે ધાઉ[9]
મો[10] મન લગ્ગો તો મના, તો[11] મો મન લગ્ગ
લુણ વલગ્યો પાણીએ, પાતલણુકા ? નગ્ગ
સંગત સાધતણી ભલી, કોઇ કરી જાણે તાય,
હળવેશુ બોલાવીએ, ( તો ) માણેક આપી જાય.
પ્રીત ભલી પારેવડા, રૂપે રૂડા મોર,
પ્રીત કરીને પરહરે, (તે) માણસ નહીં પણ ઢોર
સજ્જન તા[12] લગ[13] એક હે. જ્યા લગ નયણ હજુર,
ભલા ભલેરા વીસરે, નયણ ગીયા જબ દુર.
ઢુક ઢુકડા[14] ગામ લખ[15], લખ આવે લખ જાય,
સજ્જન ન મે યો મંદિમડો, મારૂ કાળજા કટકા થાય.
વ્હાલાશુ વઢીઇ નહી, ઝટક[16] ન દીજે ગાળ,
થોડે થોડે છડઇ[17], જિમ જળ છડે પાળ

---

૧ પત્રાવી, જમણ ૨ સારા ઘોડા પર ચડતુ ૩ ભમિ ૪ સારી સ્રી ૫ આનેખાયા ૬ મળે ૭ લનાદ, નશીબ. ૮ આખી લીટીનો અર્થ બેસે નથી ૯ ધાય દોડે. ૧૦ મ્હારૂ ૧૧ ત્હારૂ ૧૨ ત્યા ૧૩ લગણ ૧૪ નજીક પામે ૧૫ નાખ ૧૬ ઝટ ૧૭ છાંડે, મૂકે

જાણે તિ[૧૮] જીવે નહીં, વસે તિ ઉજ્જડ થાય,
નારી પેહેરે ચુડલો, આશ વળુંધ્યો જાય.
ખાટ પડયો ઉઠે નહીં, કુપે નીર ન ઝરંત,
એતો ન જાણે જ્યોતર્સી[૧૯], દીપ[૨૦] લઇ કાઉ[૨૧] ભમંત.
એક ગુણ તુમ્હારડો, સંભારૂં જિણ[૨૨] વાર,
મન દાઝે તન ટળવળે, નયણ ન ખંચે ધાર.
સજ્જન સેજે દુબળા, લોક જાણે ઘેર ભૂખ,
હઇડા અંતર દવ બળે, મેરૂ જેવડો દુખ.
દીઠે દિન કેતા ગયા, મળીયા કહીંક માસ,
નયણા અંતર પડ ગીયા, જીવ તુમારે પાસ.
સજ્જન શેરી સામા મિલ્યા, ટાલો દઇ ટલ્યા,
લોક જાણે રૂષણા, મન જાણે મલ્યા.
નયણ પદારથ નયણ રસ, નયણે નયણ મિલંત,
અણજાણ્યા શું પ્રીતડી, પહેલા નયણ કરંત.*
સજ્જન વોલાવી હું વળી, આડા દીધા વંન,
રાતિ નાવે નીદડી, દીએ ન ભાવે અંન.

---

૧૮ તે. ૧૯ જોષી ૨૦ દીપક ૨૧ શા માટે ૨૨ જે.

* આ દુહો સાહિત્ય માસિકમા આપેલી માધવાનળની કથામા નીચે પ્રમાણે છે (પુ બીજુ અંક ૧૦ પૃષ્ટ ૪૦૩ ગાથા ૨૦૨)

નયણ પદારથ નયણ ધણ, નયણે નયણ મિલંતિ,
અજાણ્યા સિઉ પ્રીતડી, પહિલુ નયણ કરંતિ.

કાગલ થોડો હેત ઘણો, મોપે લખ્યો ન જાય,
સાગરમાં પાણી ઘણો, (સો) ગાગરમે ન સમાય.
કાગલ શું લખવા ઘણા, કાગલ લોકાંચાર,
જે દિન તુમને દેખસ્યું, તે દિન જગમાં સાર.
સજ્જન મ જાણેશ પ્રીત ગઇ, જે લાગી લઘુવેશ,
ભાવે સજ્જન ઘર રહો, ભાવે જાઓ વિદેશ.
સજ્જન મ જાણેશ પ્રીત ગઇ, જાસ્યે પ્રીત સુવાં,
સુતારાં ઘેર લાકડાં, વેહેરે થાય જુવાં.
નયણુ કરંતો નેહ કર, નહીંતર નેહ નિવાર,
મુજ સરીખા માનવી, ધોખે બાણુ મ માર.
પર્વત કેરા વાળેલા, વેસ્યા તણો સનેહ,
વહેતાં વહે ઉતાંવળા, છટક દેખાડે છેહ.
લોચન તોરી અલખ ગત, લખી કિણુહી ન જાય,
લાખ લોકમાં ભેદકે, સ સનેહી સમજાય.
રખે વીસારો ચિત્તસું, ધરજો મોહ અપાર,
વહિલા મલવા આવજો, લેખ લિખૂ વારંવાર.
સજ્જન એસા કીજઇ, જેસ્યા દૂધ ને નીર,
આવટપણું પોતે સહે, દાઝણુ ન દીઇ ખીર.
કાજલ તજે ન શ્યામતા, મુકતા તજે ન શ્વેત,
દુર્જન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત.
મીઠાં બોલ્યાં માંનવી, કદી ન પતી જાય,
મોર કંઠ મધુરા લવે, સાપ સપુછા[૧] ખાય.

---

૧ પૂંછડા સાથે.

સનેહે સહુકો મરે, સગપણ મરે ન કોય,
મા જીવે મુમણ[3] મરે, પ્રીતિ પટંતર જોય.
નેહ ન કીજે નીચશું, વર[4] મોટાસ્યું આળ,
ઘોડકી પાટુ ભલી, ગદ્ધે ચઢેકી ગાળ.
કમલિની જળમાં વસે, ચંદા વસ્યે આકાશ,
જે જિહાંકે મન વસે, તે તાહીકે પાસ.
સજ્જન ઐસા કીજીએ, જેમાં લખણ બત્રીશ,
કાંમ પડે વરચે નહીં, ખરચે અપણો શીસ.
એક અળગા ઇક ઢુકડા, એક નિકટ[5] તે રાંન,
ચ્યાર આંગળને આંતરે, આંખિ ન દેખે કાંન.

---

## સોરઠાના રાગે વંચાશે

સુંદર નયણે નેહ, કરી કરી હું રહી,
લોકે નાખ્યા વ્રજ, સો સુંદર સહી રહી.
સહી સમાણી માંહી, કૈં રમવા હું ગઇ,
વ્હાલે વાહ્યો હાથ, કૈં સાંસી હું રહી.
ત્રટકી[6] દેસ્યું ગાળ, તો વહાલો ખીજસ્યૈ,
(કુની હારે) મલસે શેરી માંહી, ઉલંભા[7] દીજસૈ.
જિણ ગામ નહી મોટીયાર,[8] નહી તોરીય[9] દીસતા,
જિહાં નહીં વાડી વાવ, નહી દીઉરા[10] દીપતા.

---

3 મીણ ૪ સારી. ૫ પાસે.
૬ ઝટ દેઈને. ૭ ઠપકો ૮ છોકરો. ૯ તુરી–ઘોડા. ૧૦ દેવળ, દહેરૂં.

જિંહાં નહી સુંદર નારિ, સગૂણે લોયણે,
( કુની હાં સો ) ગામડું સૂનું મેળ, ચઉરાસી જોયણે[1]
શામલડી પાંણીહાર, જગો જગિ મોહીની,
તોરી ગલિ એકાવલિ હાર, નગણે સોહીની.
ઓઘા[2] ઉપર આણુ, નાંખી નીગમીઇ નહીં,
સર[3] નાખૂ સ તામ, લજ્જાળુ લોપે નહીં.
પાંણી પાંપણ હેઠ, આવ્યાનો અચરત કિસો,
તોહુ જાણત નેહ, જો નયણે આવત લોયણા.
યોવનીયું દિન ચાર, કેમાંહી માણીઇ,
જે માંગઇ મયમત્ત, ન ઉત્તર આણીઇ.
મુગ્ધ મરી નઇ જાય, કે માટી થાય સહી,
( કુની હાંહાં ) જાણે નહીં ગમાર, કે યૌવન જાયસિ.

---

ગુઢો.[4]

દુહા.

પાણી પીતી દુબળી, તરસી માતી હોય,
કરણ હરીયાળી મોકલે, ( રાજા ) ભોજ વિચારી જોય.
એક નારી મુખ કજ્જલ વરણી, હીંડે પરગટ ઓલે છની,
પર કારણ આપ મુખ છેદાવે, મૂરખ સરસી ગોઠ ન ભાવે.

---

૧ જોજન. ૨ ગાંઠ જેવો. ૩ બાણ.
૪ ગૃઢાર્થ.

આદિ અખર વિણુ જગ સહુ મીઠો, મધ્ય અખર વિણુ ન ગમે મીઠો;
અંત અખર વિણુ પંખી મેલો, સો સજ્જન મુઝ મુકે વહેલો. ૪૯



ભેર વાગે ભુંગળ વાગે, ઉપર વાગે તૂરી;
જડની આગળ ચૈતન્ય નાચે, । એ કુજેતી પૂરી.

### કલમ ( લેખણ ) વિષે દોહરા.

માથા ગ્રંથી[1] મતર[2] હરે, બીચ ગ્રંથી જીવ જાય;
ટુંકી લેખન (થી) જે લખે, તેનુ જડામળથી જાય.

### અફીણી વિષે.

મીઠી મીઠી વાસ નહીં, મીઠી જાકી ચહાય,
અમલી[3] મીસરી[4] છાડકે, આકુ[5] ખાય સહાય.

### નર્કની નિશાનીઓ.

લુખા ભોજન, ઋણ ઘણુ, ઘેર કુલખણી નાર,
ચોથા મેલા લુગડા, એ નર્ક નિશાની ચાર

### સ્વર્ગનાં ચિહ્ન

પાન પુરાણા[6] ઘી નવા[7], ઘેર કુળવંતી નાર,
ચોથી પીઠ તુરંગકી,[7] એ સ્વર્ગ નિશાની ચાર.

---

૧ ગાંઠ ૨ મતિ, બુદ્ધિ ૩ અમની, અફીણ, ખાનારો અફીણી. ૪ સાકર ૫ અફીણ ૬ જુના,—પાકા ૭ ઘોડાની

## પ્રભુ કોને મળે.

સત્ય બચન ઓર દીનતા, પર સ્ત્રી માત સમાન;
ઇતનેકુ પ્રભુ ના મીલે, (તો) તુલસીદાસ જમાન.
સજ્જન તણ લગ સરસ હે, જણ લગ પડ્યો ન કામ;
હેમ હુતાશને[1] પરખીએ, પિત્તળ નીકસે શ્યામ.
કબીર નાણુા સાચકા, ફીરતા નવખંડ માંહી;
જેમેકુ એસા કહે, ઇસમે નિંદા નાંહી.
કોણ પાંપસે અવતરે, બડે બાપકે પૂત;
માગણ માગે પામરી, ઘરમાં ન મીલે સૂતર[2].
સજ્જન બાત વિવેકકી, કર અપને કુળકી રીત,
બરાબરીસેં કીજીયે, બિવાહ વેર ઓર પ્રીત.
બહુ બોલા, બેટી ઘણી, દો નારી ભર્ત્તાર;
ઇતનેકુ કયા મારના, માર રહ્યો કર્તાર.
રાગ, ભાગ્ય, ને ચાતુરી, વાણી, ચાલ, વિવેક;
અક્ષર મીલે ના એકશા[3], દેખો મુલક અનેક.
( ધન ચઢો તો ધર્મ કરો, દેદાર ચઢો તો તપ કરો )
ચિંતાથી ચતુરાઇ ઘટે, દુઃખસે ઘટે શરીર,
પાપ થકી લક્ષ્મી ઘટે, કહ ગયે દાસ કબીર.
ચિંતા બિન ચતુરાઇ નહીં, દુ ખ બિન નહીં શરીર,
પાપ બિન લક્ષ્મી નહીં, કહ ગયે દાસ કબીર.
કેળુ, કેરી, કામિની, પિયુ, મિત્ર, પ્રધાન;
એ સર્વે પાકાં ભલાં, કાચાં ન આવે કામ.

---

૧ અગ્નિ, દેવતા ૨ સુતર ૩ સરખા

# બિહૂલણ પંચાશિકા.

## પૂર્તિ.

૧ **મકરંધ્વજ**—કામદેવ એના ધ્વજમા મત્સનું ચિહ્ન છે તેથી. આવી પ્રથા અતિ પ્રાચીન છે સરખાવો, કપિધ્વજ, ગરૂડધ્વજ, વૃષભધ્વજ, વગેરે. **અભિનવું**—અનુપમ, ઉત્કૃષ્ટ, **કુંજરિ**—હાથી ઉપર. ઇ પ્રત્યય છે કુન્જર=હાથી. **જાસ**—સં यस्य ષષ્ઠિનું એક વચન જેના. **પયાણી**—પ્રયાણ સમયે, **ઘડહડઇ**—ખળભળી રહે છે.

૨ **કોદંડ**—ધનુષ, **ટંકાર**—અવાજ. પણછને આગળી વડે ઝણુકાવવાથી અવાજ થાય છે તે જેમ પીંજારાની પીજણીની તાત વાગે છે તેમ **અલિ**—ભમરા, **ઝંકારિ**—ગણ ગણે છે. ગુજારવ કરે છે **પાખલિ**—સં पार्श्वे પાસે **કોઇલિ**—કાયલ સ कोकिल

૩ **મનમથ**—મનને મથન કરનાર, કામદેવ, स मन्मथ, मत्सरि स मत्सर ગર્વ, અભિમાન

૪ **માધવ માસ**—વસન્ત ઋતુ સ मधु-मास **જાસ**—સ. यस्य જેના. **જલ નિધિસુત**—ચદ્ર. **મિત**—સ मित्र, દોસ્ત, સખા. **મલયાનિલ**—દક્ષિણાનિલ આની પ્રશસા અપૂર્વ છે શીત, સુગન્ધી, મદ, એમ ત્રિગુણ હોવાથી કામી જનોને અત્યન્ત પ્રિય, તેમજ વિરહીને ત્રાસ આપનાર હોવાથી તેનો દૂત ગણ્યો છે

૫ **તાસ**—स तस्य, તેના **પય**—પગ, માર્ગ. **અણુસરી**—અનુસરીને, એમને પગલે પગલે ચાલીને **સામિણી**—स स्वामिनी માલિક, પૂજ્ય, **કંદર્પ**—કામદેવ, પ્રેમ દેવતા

ગરૂઉ—મ ગુરુ મોટા, ભારે, અત્યુત્તમ અભિરામ—મનને આનન્દ આપનાર આહ્‌લાદદાયક

૬ વર્ણવિજ્—વિવિધવર્ણી, ઉચ્ચનીચ જનના, શાહુકાર અને લોમ્વર્ણ

૭ પાખલિ—મ પાર્શ્વ પરે, આજુબાજુ ચોમેર સાલઈ—સાલે છે, ખૂચે છે ઉતંગપણુઈ સ ઉત્તુંગ ઉંચો હોવાથી ઊઁચી વીઅહ—ઓળખધ, હારબંધ સ આવલિ

૮ જિસી—મ યાદૃશી જેવી તિસી—મ તાદૃશી તેવી

૯ બીહિ—બીહે છે ધ્રૂજંતા—ધ્રૂજતા ધીરૂ—ધીર પુરૂષો પઈ—પડે છે નઇ—ને, દ્વિતીયાનો એકવચનનો પ્રત્યય નાઇ—નડે છે, ત્રાસ આપે છે, દુઃખ ઉત્પન્ન કરે છે

૧૦ વિભ્રામ—ભાન ભૂલેના સ વિભ્રાન્ત અકળ વિકળ થઇ ગયેના મતિનષ્ટ

૧૧ નયર—શહેર, નગર મંડાણ—મંડાયેનુ, સ્થાપિત ઠાણુ—સ સ્થાન ઠેકાણુ, સ્થાન

૧૨ તમ—સં તસ્ય તેની ષષ્ઠી એક વચન પુલિંગ સવિહુ—સર્વ, સઘળુ કીજઇ—કરે તાસ—સ તસ્ય સ્ત્રીલિંગ ષષ્ઠી એક વચન તેની

૧૩ લહઈ—જાણે લહે આગલા—આગળ પ્રત્યક્ષ વિસેખ—વિશેષ માનપૂર્વક, ખસુસ, ખાસ પસણંતિ—ભણતી હતી શીખતી હતી

૧૪ જોતિક—જ્યોતિ (શાસ્ત્ર) જોશ જોવા

૧૫ લેહિણિ—લેખિની લેખણ, વર્ણ—અક્ષર કામકુતૂહલ—કામશાસ્ત્ર અનગરંગ કોમ્શાસ્ત્ર અંકકુળા—અંકનુ જ્ઞાન

૧૬ લઉમઉ—તનમનાટ.

૧૭ ઊતાપ—उत्ताप, સંતાપ, દુ:ખ, શોક. છોહુ–કલંક, આળ.

૧૮ આકલી—प्राकुल व्याकुल અધીરી. હુકાર્યા—બોલાવ્યા हुकृत નરવર—રાજા

૧૯ જિસઉ—જેવુ સં. यादृश तिसउ—स. तादृश, તેવું. કલિંગ દેસ—ઉત્તરમા દેશ. વિશેષ છે. નઉકરિ–નોકરીના

૨૦ જલહર—जलधर, મેઘ, વાદળ,

૨૧ પહુ—प्रभु, સ્વામિ, માલિક, રાજા, જંપિ–जप्–બોલો, કરી બતાવો, વર્ણવો.

૨૨ નાદ—સ્વરશાસ્ત્ર જંત્ર–યંત્ર. વિવિધ પ્રકારનાં યંત્ર.

૨૩ ભરહભાવ—નાટ્ય શાસ્ત્ર. પ્રસ્તાર–વિસ્તાર, શાસ્ત્રનો વિસ્તાર. શાલિહોત્ર—અશ્વવિદ્યા. વૈશેષિક–ષડ્ આસ્તિક દર્શનમાંનું ન્યાયને લગતું દર્શન. વિશેષ. એના આદ્ય આચાર્ય કણાદ છે, અને એનો મુખ્ય ગ્રન્થ વૈશેષિક સૂત્રો છે.

૨૪ ખટ દર્શન—સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, પૂર્વોત્તર મીમાંસા, મળી કુલ ૭ છે. જીતા–જીત્યા, વશ કર્યા. ગાત્ર–અંગ, એમના અંગથી ગર્વ ઉતાર્યો, એમનાં ગાત્ર શિથિલ કર્યાં. મસૂ–મારી સાથે, મહી–પૃથ્વિ.

૨૫ બંભણ—બ્રાહ્મણ, બંભ પણ છે. મઝ–મારું, મુજ.

૨૬ મોકલતઉ—મોકલ્યો. ભાટ–ભટ્ટ, ભાટ ચારણ.

૨૭ નેસાલ—लेखशाला, નિસાળ.

ગરુઉ—સ. ગુરુક મોટા, ભારે, અત્યુત્તમ અભિરામ—મનને આનન્દ આપનાર આહ્‌લાદકારક

૬ વર્ણવિણ—વિવિધવર્ણો, ઉચ્ચનીચ જનતા, શાહુકાર અને લોકવર્ણ

૭ પાખલિ—સ પાર્શ્વ પાસે, આજુબાજુ, ચોમેર માલઈ—માને છે, ખુશે છે ઉતંગપણઈ સ ઉત્તુંગ ઉંચો હોવાથી ઊલીબદ્ધ—ઓળખબંધ, હારોહાર સ આવલિ

૮ જિસી—પ યાદૃશી જેવી તિસી—મ. તાદૃશી તેવી

૯ બીહિ—બીહે છે ધ્રૂજંતા—ધ્રૂજતા ધીરઇ—ધીર પુરુષો પડઈ—પડે છે નડ—ને, દ્વિતીયાનો એકવચનનો પ્રત્યય નડ—નડે છે, ત્રાસ આપે છે, દુઃખ ઉત્પન્ન કરે છે

૧૦ વિભ્રામ—ભાન ભૂલેના સ વિભ્રાન્ત અકળ વિકળ થઈ ગયેના મતિનષ્ટ

૧૧ નયર—શહેર, નગર મંડાણ—મંડાવેલુ, સ્થાપિત ઠાણ—સ સ્થાન ઠેકાણુ, સ્થાન

૧૨ તસ—તં તસ્ય તેની ષષ્ઠી એક વચન, પુલિંગ સવિહુ—સર્વ, સઘળુંય, કીજઇ—કરે તાસ—સ તસ્યા સ્ત્રીલિંગ ષષ્ઠી એક વચન, તેની

૧૩ લહઈ—જાણે, લહે આગલા—આગળ, પ્રત્યક્ષ વિસેખઇ—વિશેષ, માનપૂર્વક, ખસુસ, ખાસ પઢસુંતિ—ભણતી હતી. શીખતી હતી

૧૪ જોતિક—જ્યોતિ (શાસ્ત્ર) જોશ જોવા

૧૫ લેહિલિ—લેખિની લેખણ, વર્ણ—અક્ષર કામકુતૂહલ—કામશાસ્ત્ર, અનગરંગ કામશાસ્ત્ર અંકકળા—અંકનુ જ્ઞાન

૧ જેણે પોતાના નેત્રવડે આકાશમાનો નિર્મલ ચંદ્ર જોયો નથી તે કમનના છોડને દોષ લાગ્યો છે તેનો જન્મારો ઘણો વ્યર્થજ ગયો છે ૨ જે ચદ્રમાએ પૃથ્વિપટ પર વિકાશ પામતી કમલિની જોઇ નથી, તે સસારમા ઉગે છે તો પણ ખરેખર નિષ્ફળ છે.

૩૮ લખી—નાખે, સુરતમા હજુયે 'ન'ની જગાએ 'લ' બોલાય છે. 'મારી લાખ્યા' આફ્ણી—જાતે, આપે. રિદય-અતરમા, હૃદયે રણઝણી—ઝબકી, ચટપટી લાગી

૩૯ પરીઅચિ—પડો, જવનિકા જામ—જેવો તામ—તેવી જિસિઉ-જેવો કિસિઉં—એવી રીતે, શી રીતે

૪૦ અવલોઇ—જુએ છે ખંચઇ—ખસેડે, આઘા કરે

૪૧ લછમછ—તનમનાટ.

૪૨ ભમહિ—ભમથી, હાવ ભાવથી ભાવિ-પ્રેમપૂર્વક, ભાવ પૂર્વક ઉલાલઇ—ઉલાળે છે, હલાવે છે ભગી—ભ્રમર. દસણિ—દશન, દાતથી અહર—અધર, ઓષ્ટ, કમઇ—કરડે છે દશ્ કસઇ—દબાવે છે, કસે છે

૪૩ કંડૂરઇ—કણ્ડૂયન, ખરુ છે મોડઇ—મરડે છે, આળસથી અગ મચમોડે છે જંભ—જૃમ્ભા, બગાસુ

૪૪ ગાંધ્રવ લગનઇ—ગાધર્વ લગ્નથી

૪૫ કુતૂહલિ—કોડથી, નવા નવા કુતૂહલથી

૪૬ વાસર જામિની—વાર, રાત દહાડો જાણતા નહિ

૪૮ વઉલ્યા—વીત્યા રા—રાય, રાજા તિસઇ—તેવીજ. માંહિલૂં—માહ્યલુ, અદરખાનેથી, ગુપ્ત તઉ—તવ, ત્યારે, તત્ક્ષણ

૨૮ તા--નો, પણ **પરીગ્રહિ-પ** ટથી, પટાન્તરે **પાઠવૂં** વિઠ ભણાવો, શીખવાડો **અંધાનન**-( અધ+આનન = મુખ ) આંધળાનુ મો બુદ્ધિ-નહિ

૨૯ **કુષ્ઠી**—કોઢવાળો, કોઢીઓ કુષ્ટ

૩૦ **વપિ**—વપુ—શરીરનો, **આતરા**-આતરો, આડ

૩૧ **અગોચર**--નજરથી પર, અદૃષ્ટ **પટસાલ**-નિશાળ, પોસાળ **પરી**-કરી, **વઉલિઉ**-વળ્યો, વલિત વળતે દહાડે દા ડો પાણી વળ્યા કેડે **વિકટ**-કઠિન, ફૂટ **વર્તિ**-વચમા ભણતા ભણતા **વાલી**-વાર-વાર **નવિ**-નવ, નહિ **બૂઝઇ**-જાણે સમજ

૩૩ **નયણ**—નયન, નેન, આખ્યો **તઉ**-તેમ, ત્યારે તો **ધડહડઇ**-ધડાકે તાડૂકે કરી ઉઠી, તાડૂકી ઉઠી, ગર્જના કરી ઉઠી **કોઢીઓ**-કોઢિયો **લાથડઇ**-લથડે છે

૩૪ **વસુધાપતિ**—પૃથ્વિપતિ રાજા, નૃપાલ **ખરઉ**-ખરો, ખરેખર, અવશ્ય

૩૫ **જવનિકા**—પડદો આતરો અતર્ પટ **લીઉં**-લઉ, જાણુ **થાગ**-અત ઊડાણુ મર્મ **દૂહા**-દોહરો દોગ્ધક

૩૬ **અબુજિ**--( ૧ ) કમળ ( ૨ ) નેત્રવડે **અબર**-આકાશ **થિકઉ**-થી० **કમલિણી**-કમળનો છોડ, **કાલિમાહિ**-કાલિમાવાળુ, મળાશ ડાઘવાળુ **જ વારઉ**-જ મારો **ઘટૈ**-નમમો વ્યર્થ

૩૭ **મયંક**--મ મૃગાંક ચદ્ર **મહીયલિ**-પૃથ્વિ પટ, મહીતલ **વિકસત**-વિકાસ પામતી, ખીલતી **નલિણી**-કમળનો છોડ **ઊગપણ**-ઉગે છે તો પણ. ઉગવા છતા પણ

૩૬ ને ૩૭ મા દોહરાનો અર્થ –

૬૦ **માગરૂ**—ચિત્ર વિચિત્ર, સુંદર, દર્શનીય. **હેજઇ**—હેતથી, પ્રેમપૂર્વક. ઉમળકાથી.

૬૧ **ચંદવયણી**—ચંદ્રવદની, ચંદ્રમુખી. **વપ**—વપુ, શરીર. દેહડી, **મહીયલિ** પૃથ્વીમાં મહીતલ.

૬૨ **ભીડિ**—આલિંગન આપીને. છાતી સાથે દબાવીને. **અવલ**—અપૂર્વ.

૬૩ **માઝિમ**—મધ્યમ, મધ્ય રાતે, અર્ધી રાતે. **મૂ ક્ષુત**—મારી છીંક આવી, મને છીંક આવી. **પ્રાણિ**—પરાણે, હઠપૂર્વક, બળાત્કારે.

૬૪ **પ્રેમ કલહ**—સ્ત્રી પુરૂષ ઉભય પ્રેમના આવેશમાં કજીયો કરે, રીસામણાં મનામણાં કરે તે. **જંપઇ**—શાન્ત થાય, ઠંડી પડે, જંપ વળે. **ઠવઇ**—સ્થાપે, પહેરે.

૬૫ **ઠવી**—ચોંટેલી, ઘર કરી રહેલી. **મયણ શરઇ**—મદન-કામદેવનાં બાણ (શર) થી. **અભિભવી**—હરાવેલી, જીતેલી. અભિભૂ-પરાજય કરવો.

૬૬ **અલિયલ**—અલિ, ભમરા. **ક્ષિતિપતિ**—પૃથ્વિપતિ. રાજા, નૃપાળ

૬૭ **કુટિલ કેશ**—વાંકડીયા વાળ. ગૂંચળાં વાળી લટો વાળા કેશ. **વિકસ્ય**-વિકાસ પામેલાં, વિકસેલા, ખીલેલાં, પ્રફુલ્લ.

૬૮ **પયોહર**—પયોધર સ્તન, થાન. **ઉત્તુંગ**—ઉંચા, પ્રૌઢ, ભરાઉ, **ધ્યાઉં**—ધ્યાન ધરૂં છું. સ્મરૂં છું.

૬૯ **વિકસિત કુંદ**—ખિલેલાં જુઇ (કુંદ) નાં ફૂલ **અવલોઇ** —અવલોકે, જુએ છે. **મયણ**—મદન કામદેવ.

૭૦ **હરિણાંખી**—હરિણાક્ષી હરિણનાં નેત્ર જેવાં વિશાળ નેત્રો છે જેનાં, એવી સુન્દર આંખો વાળી સ્ત્રી.

૪૯ **કંધિ**—સ્કન્ધ, ફાસી ચઢાવો **ઠવે**—સ્થા, સ્થાપે શૂલી રોપાવે, માંડે.

૫૦ **કાહાલીઇ**—સાદ પાડનાર, પડો વગાડનારે **કાહાલી**—સાદ, પડો **ગહિલૂ**—ઘેનુ

૫૧ **ધસમસ ધૃસ**—ઉતાવળા, ધસમસતા

૫૨ **હાકતઉ**—હાકને હાકતે **હટ્ટશ્રેણિ**—હારની હાર દુકાનની હાર

**ચૂપઇ**

૫૪ **વિકલ**—વિહ્વળતાથી, ગ્રસ્ત **દુલંભા**—દુર્લભ, દુષ્પ્રાપ્ય

૫૫ **ચીતૂ**—સ્મરૂ છુ, યાદ કરૂ છુ **સોવન ચ પકવની**—સુવર્ણ અને ચ પાના જેવા રગવાળી તપ્ત સુવર્ણ રગી. **દામ**—માળા

૫૬ **આવઇ**—સ્હેવાય નહિ, આવે નહિ **માતી**—મત્ત, મદભર **મયણિ**—મદનથી મમને લીધે **તિમ**-તેમ તેમ

૫૭ **વયણી**—ચદ—વદન ચદ જેવા મુખવાળી **ગોરોચન**—ગાયના કપાળમાથી પીળચટો ચીકણો સુગધીદાર પદાર્થ નીકળે છે તે તિલક કરવામા વપરાય છે

૫૮ **ઘૂરન**—ઘૂર્ણાયમાન મદથી ઘેરા **ઘુલઇ**—ઘોળાય છે ફરણી રહ્યા છે ઘૂમે છે **આનન**—મુખ વદન **પૂરવિદત્તિ**—પૂર્વદત્ત ગત જન્મના પુણ્ય ગેગે પૂર્વદત્તા ન સાવિયા

૫૯ **ધાઠા**—ગાઢ ભરાઉ, પુષ્ટ ધાટિલા **સુરત સંભોગિ**—કામ ક્રીડામા, સ્ત્રી પુરૂષના સભોગમા **જોગિ**—પ્રસગે (તેના) ગેગથી, તેના લીધે

૮૧ **લીલા રસિ લોચન મેલતી**—લીલા પૂર્વક કટાક્ષ કરતી હતી. આંખ્યને વિવિધ રીતે ફેરવતી, પ્રેમ ઉપજાવતી હતી. **મદ ભીંભલી**—મદથી ભરપુર, મદથી સ્ફુરાયમાન. **સુરતા વસાનિ**—કામક્રીડાના અંતમાં, સંભોગ પછી.

૮૨ **પરિશ્રમ**—શ્રમથી. થાકને લીધે. **મોતિયા** મૌક્તિક પરસેવાનાં ટીપાં **કાબરૂં**—રમ્ય, સુન્દર. ચિત્રવિચિત્ર, શોભાવાળું.

૮૩ **આવરી**—પૂર્ણ, પ્રેમથી ભરેલી. **જિસઈ**—યાદશી, જેવી **તિસઈ**—તાદશી, તેવી.

૮૪ **અવગણી**—ઉપેક્ષા કરી. અવગણના કરી. **ગલસઈ**—ગળું બંધાઇ ગયું.

૮૫ **અવલ**—ઉત્કૃષ્ટ, અપૂર્વ, અસાધારણ, લોકોત્તર. **નિશિવાસર**—રાત દિવસ. **ઠાહિ**—ઠેકાણે, સ્થાન.

૮૬ **પરઉલી**—પરોળી, વસ્ત્ર, સાડી, પટકુલ.

૮૭ **કુતિગ**—કૌતુક. જિજ્ઞાસાથી, કૌતુકથી. **આરીસઉ**—આદર્શ અરીસો, દર્પણ. **જામ**—જે વખતે, **તામ**—તે વખતે, તેવીજ.

૮૮ **આકંપી**—કાંપી ઉઠી, થથરી ઉઠી, ગભરાઇ ઉઠી. **વિલોઈઊં**—વિલોકિતમ્. જોયું, અવલોક્યું.

૮૯ **મુખ મારુત**—મ્હોંનો સુગંધી પવન, શ્વાસ. **વિલુધા**—વળગ્યા, ચોંટ્યા **ચાલવઇ**—ચાલે, ફરે, ભમે. **રૂધી**—રુદ્ધા રૂંધાયેલી.

૯૦ **ભમર**—ભ્રમર, ભમરા. **ભામિની**—સ્ત્રી.

૭૧ **અસભમ**—સૌન્દર્યથી પૂર્ણ. **મરકલઇ**—મરકનડાં,
• **ઉલ્લસઇ**—ઉલસે છે કુવે છે.

૭૨ **વિહુસ્યા**—વિકસિત ખીલેલાં **આનન**—મો, મુખ.
**ઠવતી**—સ્થિર કરતી, (મારા પર) ફેરવી નીરખી રહેતી

૭૩ **ભમહિ**—ભમર **કામ કોંદ્દંડ**—કામદેવનુ ધનુષ **દસણ**
—દશન દાત **ઉપંત**—ઓપતા, ચળકતા, પ્રકાશિત
**કાબરા અહુર**—ચિત્રિત અધર દાતમાથી નીકળતા—
ચિત્રવિચિત્ર રંગવાળા ઓઠ સ અધર

૭૪ **પુલક**—રવાટી, **આલિ જજાલિ**—બીજી ખટપટમા

૭૫ **નાદ**—સ્વર, ટેવ, વિભ્રમ **ચપલિ**—ચપળતાથી

૭૬ **ખહ્યા**—ખભા સ્કધ **પાણિ**—હાથ

૭૭ **કંધાઈ**—સ્કધ ખભે, **કચ**—વાળ, કેશ. **સચિર**—ગમે
તો પસદ પડે તેવા સૌન્દર્યવાળી શોભીતી **રંભ**—રભા
જેવી સુન્દર સ્ત્રી સુન્દરી.

૭૮ **માણ**—માન, અભિમાન, ગર્વ **લગ્ગ**—લગ્—લગ, લાગ્યો
**ચદવયણીનઇ**—ચદ્રમુખી **વિલગ્ગ**—વિગ્ન—વળગ્યો
ઓઢ્યો, બાઝયો **અવગ**—ઉપેક્ષા કરી, આખ આડા
મન કરીને **અવલ બીઉ**—પરંતુ, અશુ, સારુ

૭૯ **છઈલિપણઈ**—નમ્ર કરીને **બરકંતી**—મડમ તી,
બોલતી.

૮૦ **નિતબ**—ઢગના, ક્યા, **કટિકૃશ**—પાતળી દેહ **ગલચાલ**
જેની ચાલ (ગતિ) ક ( ગ્ય મનોહર ) છે જેમ કે
**ગજગામિણી કમલદ**—કમળનુ દ ગ ગીનો એક વચનનો
પ્રત્યય છે **માન**—હાથ **બાહુ**—બાહુ ક ગ

૧૦૧ ચિત્તિ—ચિત્તમાં, સ્મરણે.

૧૦૩ ધવલ—શુભ, સફેદ, ધોળું. અંતર—ફેર, અસમાનતા. મયંક—મૃગાંક, ચંદ્ર.

૧૦૪ યામિની—રાત્રી. કંઠકંદલી—ગળામાં. ઠવી–સ્થાપીને, ભીડાવી. ઘેરંતી—ઉંઘતી. ઘણુ–ઘણું, ગાઢ. મુહવી–ગોભતી, મનોહર.

૧૦૫ ઉષાકાલિ—બ્રાહ્મ મુહૂર્તમાં, પ્રભાતે. આકલી—આકુલ વ્યાકુલ, ગભરાટમા. એક મનઉ—એક વૃત્તિથી, એકાકાર વૃત્તિથી, એક ચિત્ત થઇને. સીઝઇ—સિદ્ધ પૂરાં થાય, સિદ્ધ થાય.

૧૦૬ વિપરીત—ઉપર સ્ત્રી અને નીચે પુરૂષ એવી વિપરીત રતી ક્રીડા. વેણી—માથાનો ચોટલો, કેશપાશ, કચ, કલાપ.

૧૦૭ તાપિ—તાપથી, ગરમીથી. સયરિ—સેરથી, પરસેવાના રેલાથી.

૧૦૮ હૂતઉ—હતો.

૧૦૯ અંતકાલિ—મૃત્યુ સમયે, અવસાન વખતે, મરતાં મરતા યે.

૧૧૦ અવાસ—મહેલ, ઘર, રહેઠાણ. આવાસ. મઝારિ—મધ્ય, માં, અંદર. હેજિ—હેતથી, ઉમળકા પૂર્વક

૧૧૧ રોમંચી—રોમાંચ થવાથી, રૂંવા ઉભા થવાથી. ઊછલી ઉભી થઇ ગઇ, એકદમ ઝબકી ઉઠી. વિલગી–વળગી, બાઝી પડી. અભ્યંતરિ—અંતરમાં, જેના અંતઃકરણમાં, જેના હૃદયમા. છાડું–છોડે, તજે. છઉ—છગો.

૯૧ આવતઉ—આવતો. વાહિ—જોઈને, જાણીને. નવિ—નહિ, નવ.

૯૨ વિકસિત—ખીલેલાં, આનન—મુખ, મો. ઉપમાન—સરખામણી.

૯૩ નિરીક્ષણ—નજર, જોવું. કંદર્પ જ્વર—કામદેવનો તાપ, હરઈ—હરે, કહાડી નાખે, નાશ કરે.

૯૪ લીલાં—લીલાથી, લીલા પૂર્વક, હાવભાવથી.

૯૫ અન્વિત—વાળું. રોલ—રાળેલું, ભરેલું, રગદોળેલું, ચોળેલું. પીયલિ—પીયળ, આડય, તિલકની અર્ચા. ઉપંતિ—ઓપતી, શોભતી, મનગમતી.

૯૬ ગલ્લસ્થલ—ગાલ, કપોલ ગરુઉ—પ્રૌઢ, ભરેલું લય—લગની.

૯૭ મઈ-મેં. વહી—પકડીને. વડી—ખૂબ સૂસૂકાર—સુસવાટ, સીત્કાર.

૯૮ હાસૂં—હાસ્ય, હાસ્ય જંપઈ—જપૂ બોલે. ઠાણિ—સ્થાન. ઠામે—વખતે.

૯૯ ઝાલિ ઝબકાર—ઝાલ નામનું ઘરેણું ઝળકતુ હતુ. કનક મેખલા—સુવર્ણનો કંદોરો. ખલકંતી—ખખાતી હતી, રણકાર કરતી. ઝલકંતી—ઝણઝણાટ કરતી.

૧૦૦ પયોહર—પયોધર, સ્તન, ગઢિ—ગ્રન્થ, ગાઢી, ભીડી. માતી—મત્ત મદોન્મત્ત, રસબસ. મયણિ—મદન, કામેને લીધે

૧૦૧ તિરછ—તિરશ્ચિત્ આડા, વાકાં. વાલઇ—વાળતી હતી. ફેરવતી વયણ—વદન, મુખ. કરપલ્લવ—પલ્લવ જેવા કોમળ હાથ. શાખા—ડાળી.

૧૦૨ ચિત્તિ—ચિત્તમા, સ્મરણે

૧૦૩ ક્ષવલ—શુભ, મદેલ ઘોડુ અંતર—ફેર, અસમાનતા. મયંક—મૃગાંક, ચદ્ર

૧૦૪ યામિની—રાત્રી. કંઠકહલી—ગળામા. કહી—વ્યાપીને, બીડાવી ઘોરંતી—ઉઘતી ઘણુ-ઘણું, ગાઢ સુહવી—શોભતી, મનોહર.

૧૦૫ ઉષાકાલિ—બ્રાહ્મ મુહૂર્તમા, પ્રભાતે આકલી—આકુલ વ્યાકુલ, ગભરાટમા એક મનઉ—એક વૃત્તિથી, એકાકાર વૃત્તિથી, એક ચિત્ત થઇને સીઝઇ—સિદ્ધ પૂરા થાય, સિદ્ધ થાય.

૧૦૬ વિપરીત—ઉપર સ્ત્રી અને નીચે પુરુષ એવી વિપરીત રતી ક્રીડા વેણી—માથાનો ચોટલો, કેશપાશ, કચ, કલાપ.

૧૦૭ તાપિ—તાપથી, ગરમીથી સયરિ—સેરથી, પરસેવાના રેલાથી

૧૦૮ હૂતઉ—હતો

૧૦૯ અતકાલિ—મૃત્યુ સમયે, અવસાન વખતે, મરતા મરતા પે

૧૧૦ અવાસ—મહેલ, ઘર, રહેઠાણુ આવાસ. મઝારિ—મધ્ય, મા, અદર હેજિ—હેતથી, ઉમગક પૂર્વક

૧૧૧ રોમંચી—રોમાચ થવાથી, રૂવા ઉભા થવાથી ઊછલી ઉભી થઇગઇ, એકદમ ઝબકી ઉઠી વિલગી-વળગી, બાઝી પડી અભ્યતરિ—અતરમા, જેના અત કરણમા, જેના હૃદયમા છોડુ-છોડે, તજે છેહ—દગો

**૧૧૨** કોડિ—અનેક પ્રકારની, કરોડો પ્રકારની कोटि **ઊસાસા**—उच्छ्वास **પંકજ પત્ર**—કમળનુ પાન **ચખ**—चक्षु આખ્ય **ઝરઈ**—ઝરે છે આખ્યમાથી આસુ નીગળે છે

**૧૧૩ જઘન**—નિતબ, ઢગરા, કુલા. **ફાલી**—વસ્ત્ર, ભાડી તે ઉપરથી ફાલીયુ **ખુતઇ**—ખતથી, ખાસ કરીને, પ્રયત્ન પૂર્વક **સંકોડી**—સંકુચિત કરીને, **સમકાલ**—તેજ વખતે, તત્ક્ષણ

**૧૧૪** **હડહડ**—ખડખડાટ.

**૧૧૫** **મનિ**—મનમા **ચીંતુ**—ચિતવુ છુ. સભારુ છુ, યાદ કરુ છુ. **મેલતી**—મેળવતી, પરોવતી, જોડતી, ભીવાવતી

**૧૧૬** ઉષા—બ્રાહ્મ મુહૂર્તમા, उष:काल **નિદ્રાલસિ**—ઉંઘની આળસને લીધે **આમોડઇ**—મોડતી, મચકોડતી, **બગાઈ**—બગાસા **આવડી**—ચપટી વગાડતી

**૧૧૭** મુખપરિમલ—મ્હોના સુગધી પવનથી, સુગધીવાળા શ્વાસથી **ઘણ**—ઘણા, અનેક **આવઇ**—આવે છે **ચપલપણઇ**—ચચળતામા, ચપળતામા **માતી**—मत्त, મદોન્મત **મયણિ**—મદન, કામદેવને લીધે

**૧૧૮** ઘૂરમ—ઘૂર્ણાયમાન ચમગ, ફરતા અકડ વિકડ થતા **ઘોલરઈ**—ફેરવે છે, હલાવે છે **અહિવલ્લી**—મુગમા अङ्गवल्लि—અગ મરોડે છે

**૧૧૯** ગૂખ—गवाक्ष—ગોખ, ગોખના **આલોય**—आलोक—નજર, જુએ છે

**૧૨૦** **મરકલા**—મરકલડા, હાસ્ય, સ્મિત **હરિણખી**—हरिणाक्षी. હરિણના લોચન જેવા સુન્દર નેત્ર વાળી

૧૨૧ **મધુ**—ગે દૂહવી-દુભવી ઉપરાઠી-મોં ફેરવી નાખ્યું છે એવી. **ચાટુઆં**—મિષ્ટ, સ્વાદુ, મધુર.

૧૨૨ **રંગી**—આનંદમાં.

૧૨૩ **અવલોકઇ**—જુએ, નજર કરે. **બ્રહ્મ**-બ્રાહ્મણ.

૧૨૪ **રોમાંચી**—રુવાં ઉભાં થવાથી.

૧૨૫ **સુરતિ**—કામ ક્રીડામાં, પ્રથમ સંભોગ વખતે. **પટઉલી**-પટોળી, સાડી, પટકુલ. **ચાંપતી**-દબાવી રાખતી. **ચહુટાર**-ગોળ, ચારે તરફ, અકળ વિકળ. **ચાલવઈ**—નચાવતી, ફેરવતી.

૧૨૬ **વિમલ**—સ્વચ્છ. મલરહિત. **કર્ણકમલિ**-કાનમા આભૂષણ દાખલ ધારણ કરેલા કમળથી **ઝંપઈ**-ઓળવે.

૧૨૭ **રાજહંસિ**—રાજહંસની. **વેણુઇ**-વેણીથી, અંબોડેથી. **વાહિઉ**-હરાવ્યો, **મોર**-મયૂર, **મત્ત**-મદોન્મત્ત, ગર્વિષ્ઠ.

૧૨૮ **મદનમંદિરધજ**—જાણે કામદેવના મંદિરપરના ધ્વજ જેવી.

૧૨૯ **કંદર્પક્રીડા**—कंदर्प. કામદેવની રમત. કામક્રીડા, સંભોગ.

૧૩૦ **ઉત્તુંગ**—પ્રૌઢ, ગાઢા, ભરાવદાર, **ઉદરિ**—પેટ. **કૃશ**-દુબળી, પાતળું પેટ. **ત્રિવલી**—પેટ પરની ત્રણ પાટલીઓ, વાટા **નવરંગ**-અનુપમ, અપૂર્વ. **રોમ**-રોમ રાજી. **અલિકુલમદ**—ભમરાની કાળાશ અને તેમની સુન્દરતાના ગર્વને **હરઈ**—હરે, જીતે, હરાવે, નરમ કરી નાખે.

૧૩૧ **નિરીખઈ**—निरीक्ष. જુએ, અવલોકે, **અભ્યંતરિ**—અંતઃકરણમા, અંદર, મા

૧૩૨ **માતી**—मत्ता. મદોન્મત્ત, મસ્ત. **મયણ્િ**—मदन. કામદેવ ને લીધે, **લોલાવઇ**—લોલ કરે, હલાવે, ઝૂલાવે. **બાંહડી** —બાહુ, હાથ, **કંકણનાદ**—કડાંના રવ, ચૂડીનો ખણખણાટ. **ખંચઈ**—અટકે, બંધ થાય.

૧૩૩ **કંદૂરઇ**—ખણે, ખોતરે. **અંગુલી**—આંગળીથી **આરાધઇ** —आराधृ, ઉપાસે, ભક્તિ કરે.

૧૩૪ **વામપાણિ**—ડાબો હાથ. **કટિ**—કેડ. **પય**—પદ. પગ. **અંગૂઠ**—અંગુઠો. अंगुष्ठ. **ધરણિ**—પૃથ્વિ, જમીન. **થંભિ**—स्तिम्य અટકી અટકીને. **વિલંબી**—વાર કરીને. **કંધર**—ગળે.

૧૩૫ **એણ**—एणाक्षी હરિણીની આંખ જેવી સુન્દર આંખ્ય વાળી. **કંદર્પજ્વર**—કામદેવનો તાપ. **મેલંતિ**—નાખતી, ચોટાડતી; ફેરવતી.

૧૩૬ **આનનિ**—મુખમાં, વદનમાં. **મૃગમદશ્વાસ**—મૃગનો ( મદ ) કસ્તુરીનો સુગંધ. **નિમીલિત**—મીંચેલાં, બીડેલાં. **ગરુઆ**—गुरुक મોટાં. **જાસ**—यस्याः જેનાં. **નિશાકર**—રજની પતિ, ચંદ્ર, શશી. **અંબુજ નયની**—કમળ જેવાં લોચનવાળી. **ઉલ્હસી**—ઉલ્લાસથી. આહ્લાદ પૂર્વક. આનંદથી, ઉમળકાથી.

૧૩૯ **વિષધર**—નાગ. **ગૌરી ભરતારિ**—પાર્વતીના પતિ મહાદેવ. मत्र **કૂર્મિ**—કાચબે, આ સ્થળે ભગવાન વિષ્ણુના દ્વિતીય કૂર્માવતારનો ઉલ્લેખ છે. **ઇલા**—પૃથ્વિ, **ઉદધિ**—સમુદ્ર, સાગર. **વાસ**—રહેઠાણ, નિવાસ. **વડવાનલ**—સમુદ્રના પેટામાં રહેનો, અને પાણી વડે પોષાનો અગ્નિ. વિશેષ.

૧૩૮ જિમ — જેમ. જે રીતે. **આદરી**—આદરપૂર્વક, માનભેર. મઇ—મેં. ગરૂઇ—ગરવી, ઉત્કૃષ્ટ. પાલઇ—પાળે, સત્ય કરે. તૃણતોલ—તરણા જેવા, કિંમત રહિત.

૧૩૯ ગાઢઉ—પુષ્કળ, અનેક. નડિઉ—નડ્યા, અડચણ કરતા હતા. દ્રઠિ—દ્દષ્ટિએ, નજરે.

૧૪૦ સા—સા. તેણી. **બાંચી**—રોકી, પકડી, અટકાવી. વાજિઉં—વાગ્યા. **ઘણ**—ઘણા, અનેક. ઘાઉ—ઘા.

૧૪૧ રમસિ—રમીશ. રતિ-પ્રેમપૂર્વક, રતી જેવી.

૧૪૨ સવિ—સર્વ, સઘળાં, બધાં.

( ટાંપ ૧૪૨ ને ૧૪૩ વચ્ચેના શબ્દો ).

**યામિની**—રાત્રી. પ્રેમકલહ—પ્રેમનો ટરો. સ્નેહમાં થતાં રીસામણાં મનામણાં. **જંપઇ**—બોલે. જપ્, ઉચરે કુસુંભ—કસુંબાના સમ વર્ણનું, લાલચોળ. સૂત્રકંકણ —હાથે સૌભાગ્યના ચિહ્ન તરીકે બાંધેલું કંકણ, નાડા છડીનો દોરો.

૧૪૩ અંતકાલિ—અવસાન સમયે.

૧૪૪ ખંજન નયની—દીવાળી ઘોડા[1] પક્ષીના જેવાં ચપળ નયનવાળી નિરુપમ—અપૂર્વ. સરખામણી રહિત.

---

૧ ચકલીની જાતનું આ પક્ષી રાજપીપળા સંસ્થાનના જંગલોમા, વિન્ધ્યાચળ પર્વતમા, અને તેની તલેટીના જંગલોમાં થાય છે. તે આખા વરસમાં ફક્ત દીવાળીના દહાડામાં જ ગામ નજીક આવે છે. તે વખતે તેનાં દર્શન થયે, તે કયી દિશામાં દર્શન થયા તે જોઇ, જોનાર માણસનું આખું વરસ કેવું આવશે તે જાણવામાં આવે છે. આ વિષેનો એક શ્લોક છે પણ છે ને આ વખતે યાદ નથી આવ્યો.

૧૪૫ માટઇ—માટે, લીધે, વાસ્તે, માટ કિગ્રુ—કશુંયે, કઇ પણ **નીગમિઆં**—આપ્યા, અગાગા કર્યા, વધેર્યા **વિવિહાર** —વ્યવહાર, રીત.

૧૪૬ તઉ—તવ, ત્યારે **વાલી**—વળતી, પુનઃ ફરીથી. **સહગમન**—સતી, પતિ સાથે બળી મરવુ.

૧૪૭ **પાટણનઉ**—પાટણનો

૧૪૮ **પાસઇ**—પાર્શ્વે પાસેથી, અડોઅડ બેલો **નર નાહ**—નાથ—નરપતિ, રાજા, પ્રજાપાલક, નરેશ

૧૪૯ **અવની**—પૃથ્વિ, જગત

૧૫૦ **ઊરે**—ઉરમા, અતરમા, મનમા

૧૫૧ વારૂ-વરમ્ સુન્દર, અપૂર્વ બિહુ—બને, **ઘણઉ**-ઘણુ

૧૫૨ ભણિમઇ—ભણે છે, બોને છે, કહે છે રસિ—રસમા

---

શશિકલા—પંચાશિકા

## પૂર્તિ.

૧ બઇઠી—બેઠી ઉપવિશ, **નિર્મલા**—સ્પષ્ટ, સ્વચ્છ, સરળ, **સુખકારક**

૨ જિમ,—જેમ, જે રીતે **પરકાસ્યૂ**—પ્રકટયુ, બનાવ્યુ **તિમ** તેમ તેજ પ્રમાણે **નેહ**—સ્નેહ, પ્રેમ

૩ **વર**—પ્રિયતમ, સ્વામિ **કદર્પ**—કન્દર્પ, કામદેવ, રતિપતિ, **ચખ**—ચક્ષુ, આખ્ય **સોવણ**—સુવર્ણ સોનુ, હેમ **સરસિજ** —કમળ, સરોવરમા ઉત્પન્ન થનાર **દુંદ**—યુગ્મ, જોડકુ

૪ **નલિકા**—નાળ **ચિત્તિ**—ઉરમા, મનમા, ચિત્તમા

૫ **ઝલકિ**—તેજ મારી, તેજસ્વી **ઝળક**—ચળકના, તેજસ્વી. **હીરલા**—હીરા, રત્ન **વિદ્રુમ**—પરવાળા **શશિકલા**—ચદ્રની કલા **ગ્રીવાત્રિવલિ**—ગળાપરની ત્રણ રેખા **કંધ**—સ્કંધ, ખભા, **કંબુ**—સાદના જેવી ગરદન **કમલનાલ**—કમળના દાડા જેવા કેમળ અને સરળ **ભુજદંડ**—કમળ દંડ જેવા હાથ

૬ આઠ વ્યાકરણના નામ—इन्द्रश्चन्द्रः काशकृत्स्नापि शाली शाकटायनः । पाणिन्यमरजैनेन्द्रा जयन्त्यष्टादि शाब्दिका (બોપદેવ) **ગંભીર**—ઉંડા, અગાધ, પૂર્ણ જેની વિદ્વતાનો પાર ન પામી શકાય તેવો **અઢાર પુરાણના નામ**—(૧) બ્રહ્મપુરાણ (૨) પદ્મપુરાણ (૩) વૈષ્ણવ મહાપુરાણ (૪) શિવપુરાણ (૫) શ્રીમદ્ ભાગવત પુરાણ. (૬) નારદપુરાણ (૭) માર્કંડેયપુરાણ (૮) અગ્નિપુરાણ (૯) ભવિષ્યપુરાણ (૧૦) બ્રહ્મવૈવર્ત પુરાણ (૧૧) લિંગ પુરાણ (૧૨) વારાહ પુરાણ (૧૩) સ્કાન્દ પુરાણ. (૧૪) વામન પુરાણ (૧૫) કૂર્મ પુરાણ (૧૬) મત્સ્ય પુરાણ (૧૭) ગરુડ પુરાણ (૧૮) બ્રહ્માણ્ડ પુરાણ

૭ **દહ**—દશ

૮ **જીતા**—જીત્યા પરાજિત કર્યા, હરાવ્યા **વાદી**—વાદ કરનાર, પૂર્વપક્ષી વિદ્વાનો, પ્રતિસ્પર્ધિ વિદ્વાનો

૯ **ભવ**—જન્મ, જીવન, **અવગાહ્યાં**—સ્નાન કર્યા, **ગત જનમિ**—પૂર્વ જન્મમા સંતોષ્યા દર્શન સહુ—બધા દેવ દર્શન કરી ખુશી કર્યા

૧૦ **અભયદાન**—શરણાગતનુ રક્ષણ કર્યુ **પુણિ**—પણ પુન વળી

૧૧ **આલિંબી**—આલિંગન આપીને, ભેગીને, હૃદય સાથે ભીડીને. **નિદ્રાંતરિ**—ઊંઘમા. **ઉધરકી**—ઝબકી, ભાન ભુલી **અંગિ**—શરીરનુ, અંગનુ.

૧૨ **ધરિ**—ધરે, રાખી

૧૩ **નિશિ**—નિશાયે, રાતે **હોય**—હૃગ બને, ઉભય **મનહેજિ**—મનનુ હેત, **હેતપૂર્વક**—અતરના ઉમળકાથી. **જેયસી** યાદશો જેવી, જે.

૧૪ **મઝારિ**—મધ્ય મા **પૂજિઉં**—પૂજ્યો

૧૫ **કુચ**—સ્તન, ઉરોજ **ભીડિઉ**—ભીડયો, દબાવ્યો **તણિ**—તેણે **મઇ**—મેં **અવ**—હવે, હમણા, હાલ **અવલોઇયૂં**—જોયુ, નીહાળ્યુ

૧૬ **ખૂતા**—ખુંચ્યા, વગ્યા (અણીદાર ગાદ હોવાથી) ભોકાયા **સસરા**—આરપાર, ભેદીને, સાસરા

૧૭ **તિણુવાર**—તે વારે, તત્ક્ષણ **દૂહવી**—દુભવેલી. દુ ખ લાગતા **કાલ**—સમયે

૧૯ **ખંચી**—ખેંચી, તાણી **ફાલં**—સાડી **નિશિ**—રાતે **જામ**—જેવી, જે ક્ષણે **તામ**—તેવીજ, તેજ ક્ષણે **મૌલિ**—માથાનુ મોળીયુ, મુકટ, **જ્યોતિ**—પ્રકાશ, તેજ

૨૦ **કુતિક**—વિવિધ લીલા, કૌતુક **અનૂખુ**—અનોખો, અપૂર્વ. **પાખિ**—પાખે, કરતા.

૨૧ **ઉલ્લૂવાસિ**—આનન્દમા, શાન્તિમા, હર્ષમા, **ચદ**—ચદ્ર **વરિ**—મા

-- **ગૂઝ**—ગુહ્ય, ગુપ્ત વાત

૨૩ **પંથિ**—માર્ગે, પરદેશને રસ્તે, ગામગામાંતરે, જવાના માર્ગે. **પલિઉ**—પદ્દ ચાલ્યો. નિસર્યો. **જામ**—જ્યારે, જેવો. **છેહડિ**—છેડે, આંચળ. **વિલગી** વિલગ્ના વળગી, બાઝી. **તામ**—તદા, ત્યારે, તેરીજ. **ચખિ**—ચક્ષુ. આંખ્યથી, નેત્રથી. **ખિરઇ**—ખરે, વહે, ક્ષિર **ગદ્દગદ્દકંઠ**—આંસુથી પુરા બોલ ન નીકળે એવો કંઠ.

૨૪ **ઉવરિ**—उपरी. ઉપર. **વડઉ**—**वृद्ध**. વડો, ખૂબ, ગાઢ. **જંપૂં**—जिप्. બોલું, વદું.

૨૫ **મેર**—मेरु પર્વત, જે સુવર્ણ રચિત છે, અને જ્યાં દેવતાનો વાસ છે. એની આસપાસ સૂર્ય વગેરે ગ્રહો ભમે છે. **સૂર**-સૂર્ય. **લાછન**-ચિહ્ન. **સાયર**-સાગર. **ખારઉ**-ક્ષાર. ખારો.

૨૬ **મીઢવિયૂં**—અડકાડયું, સ્પર્શ કર્યો. **હુડહુડ**—ખડખડાટ, જોરથી. **હસી**—હસતી. એવી.

૨૭ **વાલંભ**—वल्लभ પતિ, વહાલો. **ચિત્તિ**-ચિત્તમાં, મનમાં, હૃદયમાં, અંતરે.

૨૮ **માધિમ**—मध्यम મધ્યરાતે, ભરનિશામાં, માઝમ રાતે **હાસૂ**—હાસ્ય વિનોદ. ઠઠ્ઠા મશ્કરી, નર્મ કથા. **છઇહ્લ**—છેલબટાઉ **છપી**-છૂપો, ગુપ્ત, અપ્રકટ. **દહઇ**-दह् બાળે.

૨૯ **નવિ**—નવ, નહિ. **તામ**—તવ, તેવાજ.

૩૦ **રમતિ**—રમત ક્રીડા. **વાલિંભ**—वल्लभ, પતિ, વહાલો. **ટકોલ**—મશ્કરી, ઠઠ્ઠા.

૩૧ **ધરઇ**—ધરે, દર્શાવે